ગુજરાત યુનિવર્સિટી પ્રકાશન

# પ્રાચીન ભારત

## ભાગ ૨

# Ancient India—Part 2

લેખક

ડૉ. હરિપ્રસાદ ગં. શાસ્ત્રી

એમ.એ., પીએચ.ડી.

નિવૃત્ત અધ્યક્ષ, ભો. જે. અધ્યયન-સંશોધન વિદ્યાભવન, અમદાવાદ



ગુજરાત યુનિવર્સિટી

નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯

## દ્વિતીય આવૃત્તિ સમયે

# પ્રકાશક સંસ્થાનું નિવેદન

શિક્ષણ અને પરીક્ષાના માધ્યમ તરીકે ગુજરાતી ભાષાનો ઉપયોગ વ્યાપક બનાવવાના યુનિવર્સિટીના કાર્યને વેગ આપવા માટે ગુજરાતીમાં વાચનસામગ્રી વિદ્યાર્થીઓ માટે સુલભ કરવાના હેતુથી યુનિવર્સિટી પ્રકાશન યોજના હેઠળ ડૉ. હરિપ્રસાદ ગં. શાસ્ત્રીકૃત "પ્રાચીન ભારત" ભાગ ૨ – પુસ્તક ૧૯૭૦ માં પ્રકાશિત કરવામાં આવ્યું હતું. હવે આ પુસ્તકની સુધારાવધારા સાથેની બીજી આવૃત્તિ પ્રકાશિત કરતાં અમને આનંદ થાય છે.

સુધારેલી આ આવૃત્તિ ડૉ. હરિપ્રસાદ ગં. શાસ્ત્રીએ ટૂંક સમયમાં તૈયાર કરી આપી તે બદલ હું તેમનો આભારી છું.

આશા છે કે આ વિષયના શિક્ષકો, વિદ્યાર્થીમિત્રો ઉપરાંત આ વિષયમાં રસ ધરાવતી અન્ય વ્યક્તિઓને પણ આ પુસ્તક ઉપયોગી નીવડશે.

અમદાવાદ–૯
તા. ૧૭–૨–૧૯૮૪

એસ. વી. શાસ્ત્રી
કુલસચિવ

# દ્વિતીય સંસ્કરણ

આ ગ્રંથના ભાગ ૧ ની જેમ એના ભાગ ૨ માં જરૂરી સુધારાવધારા કરી એનું આ દ્વિતીય સંસ્કરણ તૈયાર કર્યું છે.

અમદાવાદ, તા. ૧૫–૮–'૮૩ — હરિપ્રસાદ ગં. શાસ્ત્રી

## પ્રથમ આવૃત્તિ સમયે

# નિવેદન

સ્વરાજપ્રાપ્તિ પછી આપણા દેશમાં શિક્ષણનો વિસ્તાર વધ્યો છે. સાથે સાથે ઉચ્ચ શિક્ષણની પરિપાટીને કારણે જ્ઞાનવિસ્તારની નવી તકો ઊભી થઈ છે. આમ છતાં ઉચ્ચ શિક્ષણના અભિલાષી વિદ્યાર્થીઓના જ્ઞાનની ક્ષિતિજો સર્વાંશે વિસ્તરી નથી. પરિણામે યુનિવર્સિટી-વિદ્યાર્થીના જ્ઞાનજગતનો વ્યાપ વામણો ભાસે છે. વિદ્યાર્થીઓને યોગ્ય વાચનસામગ્રી પૂરી પાડવાના હેતુથી તથા શિક્ષણનું માધ્યમ દરેક રાજ્યમાં તેની પ્રાદેશિક ભાષા હોવી જોઈએ એ હેતુને લક્ષમાં લઈ ઉચ્ચ કોટીના પ્રમાણિત ગ્રંથો પ્રાદેશિક ભાષામાં અધિક સંખ્યામાં પ્રકાશિત થાય તે માટે ભારત સરકારે પ્રત્યેક રાજ્યને એક કરોડ રૂપિયા ફાળવીને આ કામ દરેક રાજ્ય સરકારને સોંપેલ છે. આ હેતુથી ગુજરાત રાજ્યે ગુજરાત રાજ્યની યુનિવર્સિટીઓના વિદ્યાર્થીઓ માટે પ્રકાશનો ઉપલબ્ધ કરવા યુનિવર્સિટી ગ્રંથ નિર્માણ બોર્ડ રચી તેને આ કામ સોંપેલ છે.

આ યોજના હેઠળ અંગ્રેજી તથા અન્ય ભાષાઓના પ્રમાણભૂત ગ્રંથોના અનુવાદ તથા મૌલિક ગ્રંથો તૈયાર કરવા માટે ગુજરાતના અનુભવી, સંનિષ્ઠ વિદ્વાન પ્રાધ્યાપકોની સેવા મેળવી આ યોજનાને મૂર્ત સ્વરૂપ આપવા બીડું ઝડપ્યું છે તે માટે તેઓ અભિનંદનને પાત્ર છે.

આ યોજના હેઠળ પ્રકાશિત થતાં પ્રકાશનોમાં મહદંશે ગુજરાત યુનિવર્સિટી-પ્રકાશિત પરિભાષા તથા ગુજરાતી ભાષાની પ્રતિભાને અનુરૂપ હોય ત્યાં ભારત સરકારના વૈજ્ઞાનિક અને ટેકનિકલ શબ્દાવલી આયોગે નિયત કરેલ પરિભાષાનો ઉપયોગ કરવાની નીતિ અપનાવેલ છે.

ગુજરાત રાજ્યની યુનિવર્સિટીઓના વિદ્યાર્થીઓને વિનાવિલંબે ગુજરાતી ગ્રંથો મળી રહે તે હેતુથી આ યોજના અન્વયે ગુજરાત યુનિવર્સિટીના ઉપક્રમે તૈયાર થયેલ ડૉ. હરિપ્રસાદ ગં. શાસ્ત્રીનો 'પ્રાચીન ભારત', ભાગ ૨—ગ્રંથ પ્રકાશિત કરતાં આનંદ અનુભવું છું. ડૉ. શાસ્ત્રી જેવા વિદ્વાન, સંનિષ્ઠ અને અનુભવી પ્રાધ્યાપકને હાથે આ ગ્રંથ લખાયો છે તે આનંદની વાત છે.

બોર્ડના સભ્યો તથા વહીવટી સેવકવર્ગે આ કાર્યમાં ઉત્સાહ બતાવ્યો છે તેની નોંધ લેતાં મને ખુશી ઊપજે છે.

આશા છે કે ગુજરાત રાજ્ય યુનિવર્સિટી ગ્રંથ નિર્માણ બોર્ડ દ્વારા પ્રકાશિત થનાર ગ્રંથોનો પ્રયાસ તમામ ક્ષેત્રોમાં આવકારદાયક ગણાશે.

ઈશ્વરભાઈ પટેલ
અધ્યક્ષ
યુનિવર્સિટી ગ્રંથ નિર્માણ બોર્ડ

ગુજરાત કોલેજ,
અમદાવાદ–૬

# પ્રકાશક સંસ્થાનું નિવેદન

શિક્ષણ અને પરીક્ષાના માધ્યમ તરીકે ગુજરાતી ભાષાનો ઉપયોગ વ્યાપક બનાવવાના યુનિવર્સિટીના કાર્યને વેગ આપવા માટે ગુજરાતમાં વાચનસામગ્રી વિદ્યાર્થીઓ માટે સુલભ કરવાના હેતુથી યુનિવર્સિટીની પ્રકાશન યોજના હેઠળ ડૉ. હરિપ્રસાદ ગં. શાસ્ત્રીકૃત "પ્રાચીન ભારત" ભાગ ૧ ના અનુસંધાનમાં આ બીજો ભાગ પ્રસિદ્ધ કરતાં અમને આનંદ થાય છે.

આ પુસ્તક તૈયાર કરવામાં ડૉ. શાસ્ત્રી જેવા વિદ્વાન, અનુભવી અને સંનિષ્ઠ પ્રાધ્યાપકની સેવાઓ યુનિવર્સિટીને મળી છે તે આનંદની વાત છે. ટૂંક સમયમાં તે તૈયાર કરી આપવા બદલ હું તેમનો આભારી છું.

આ પુસ્તક-પ્રકાશન અંગેનું તમામ ખર્ચ આપવા યુનિવર્સિટી ગ્રંથ નિર્માણ બોર્ડ, ગુજરાત રાજ્યે સ્વીકાર્યું હોઈ તે અંગેની યોજના અન્વયે આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવે છે. તે માટે અમે બોર્ડના અને તેના સંચાલકોના આભારી છીએ.

આશા છે કે વિદ્યાર્થીમિત્રો ઉપરાંત આ વિષયમાં રસ લેતી અન્ય વ્યક્તિઓને પણ આ પુસ્તક ઉપયોગી નીવડશે.

ગુજરાત યુનિવર્સિટી,
અમદાવાદ–૯
માર્ચ ૧૧, ૧૯૭૦
ફાલ્ગુન ૨૦, ૧૮૯૧ (શક)

કં. ચં. પરીખ
કુલસચિવ

# પ્રથમ સંસ્કરણની પ્રસ્તાવના

આ પુસ્તકનો ભાગ ૧ તાજેતરમાં પ્રકાશિત થયો છે. તેમાં જણાવ્યા મુજબ આ પુસ્તકમાં પ્રાચીન ભારતના રાજકીય તથા સાંસ્કૃતિક ઇતિહાસની રૂપરેખા આલેખવામાં આવી છે. હવે ઇતિહાસ માત્ર રાજાઓ, વિજેતાઓ અને શાસકોને જ લક્ષમાં ન રાખતાં, સમાજના સર્વ વર્ગોને તથા જીવનનાં સર્વ પાસાંને આવરી લે છે. છતાં રાજકીય ઇતિહાસ તે તે દેશ કે પ્રદેશના ઇતિહાસમાં મહત્ત્વનો ભાગ ભજવે છે. આથી અહીં પહેલાં તે તે કાલનો રાજકીય ઇતિહાસ નિરૂપી પછી તે તે કાલના રાજ્યતંત્ર, સમાજ, અર્થકારણ. ધર્મ, સાહિત્ય, વાસ્તુકલા, શિલ્પકલા, ચિત્રકલા ઇત્યાદિને લગતો સાંસ્કૃતિક ઇતિહાસ આલેખવામાં આવ્યો છે. રાજકીય ઇતિહાસ અને સાંસ્કૃતિક ઇતિહાસના તંતુઓને અહીં દરેક કાલના નિરૂપણમાં સાથે વણી લેવાની પદ્ધતિ અપનાવવામાં આવી છે.

ભાગ ૧માં ભગવાન બુદ્ધ તથા મહાવીર સ્વામીના સમકાલીન મગધપતિ બિંબિસારના સમયથી શરૂ થતા આરંભિક ઐતિહાસિક કાલથી માંડીને ચક્રવર્તી હર્ષના રાજ્યકાલને આવરી લેતા અનુ-ગુપ્તકાલના અંત સુધીનો ઇતિહાસ આપવામાં આવેલો.

અગાઉ પશ્ચિમના ઇતિહાસને અનુસરીને ભારતના ઇતિહાસનો પ્રાચીન કાલ ચક્રવર્તી હર્ષના રાજ્યકાલના અંત સુધીનો અર્થાત્ ઈસ્વી સાતમી સદીના મધ્ય સુધીનો અને મધ્યકાલ સલ્તનત કાલના અંત સુધીનો અર્થાત્ ઈ.સ. ૧૫૨૬ સુધીનો ગણવાની પરિપાટી પ્રચલિત હતી, પરંતુ હવે ભારતની દૃષ્ટિને અનુલક્ષીને આ કાલ-વિભાજન સુધારવામાં આવ્યું છે ભારતના રાજકીય તથા સાંસ્કૃતિક જીવનમાં પહેલો જબરજસ્ત પલટો આવ્યો મુસ્લિમ સત્તાની સ્થાપના થતાં; ને બીજો એવો પલટો બ્રિટિશ સત્તાની સ્થાપના થતાં. આથી હવે ભારતના પ્રાચીન ઇતિહાસની ઉત્તરમર્યાદા સલ્તનતની સ્થાપના સુધી વિસ્તરી છે; ને અર્વાચીન ઇતિહાસનો આરંભ મુઘલ સત્તાની નહિ, પણ બ્રિટિશ સત્તાની સ્થાપનાથી કરવામાં આવે છે. આમ, ભારતનો પ્રાચીન ઇતિહાસ હવે સાતમી સદીના મધ્ય સુધી નહિ, પણ તેરમી સદીના આરંભ સુધી વિસ્તરે છે.

'પ્રાચીન ભારત'ના આ ભાગ ૨માં પ્રાચીન કાલના છેલ્લા બે તબક્કાઓને આવરી લેવામાં આવ્યા છે. રાજકીય ઇતિહાસમાં ચક્રવતી હર્ષના મૃત્યુ પછીનો ઇતિહાસ ઘણો અટપટો છે, કેમ કે એ પછી ખલજી કાલ સુધીમાં ભારતમાં એવાં મોટાં સામ્રાજ્ય જામ્યાં નહોતાં કે જે સમસ્ત દેશનું કેન્દ્રવર્તી સ્થાન ધરાવે. અગાઉ આ કાલના ઇતિહાસની જાણકારી પણ ઘણી મર્યાદિત રહી હતી. આથી ભારતીય ઇતિહાસના અભ્યાસીઓને ઈ.સ. ૬૫૦ થી ઈ.સ. ૧૨૦૦ સુધીના કાલનો ઇતિહાસ ઘણો અજ્ઞાત અને અટપટો લાગતો હતો. પરંતુ ઇતિહાસની વધુ ને વધુ સાધન-સામગ્રી ઉપલબ્ધ થતાં આ કાલના રાજકીય તથા સાંસ્કૃતિક ઇતિહાસ વિશે હવે ઘણી માહિતી મળે છે.

આમાંના ઈ.સ. ૬૫૦થી ૭૫૦ના સમયનો સમાવેશ ભાગ ૧માં થયેલો હોઈ, આ ભાગનો આરંભ લગભગ ઈ.સ. ૭૫૧ થી થાય છે. એ સમયથી ઈ.સ. ૧૦૦૦ સુધીના સમયમાં ભારતમાં બે મહાન સત્તાઓનો અભ્યુદય થયો—ઉત્તર ભારતમાં પ્રતીહાર વંશની અને દક્ષિણ ભારતમાં રાષ્ટ્રકૂટ વંશની. આથી પહેલી સહસ્રાબ્દીના છેલ્લા ચરણને આવરી લેતા આ કાલને અહીં 'પ્રતીહાર-રાષ્ટ્રકૂટ કાલ' તરીકે ઓળખવામાં આવ્યો છે. એ કાલમાં પાલ, પલ્લવ, કાર્કોટ, પરમાર, કલચુરિ, ચંદેલ્લ, ગંગ, ચાલુક્ય, ચોળ વગેરે બીજાં અનેક રાજ્ય થયાં. સિંધમાં સ્થપાયેલી અરબ સત્તાએ આસપાસના પ્રદેશોમાં પ્રસરવા કોશિશ કરી, પરંતુ તેમાં ન ફાવતાં તે સિંધ-મુલતાનમાં સીમિત રહી.

આ કાલ દરમ્યાન સામાજિક તથા આર્થિક જીવનમાં કેટલાંક પરિવર્તન થયાં. સાહિત્યના ક્ષેત્રમાં રાજશેખર જેવા કવિ થયા, પરંતુ અગાઉની પ્રતિભામાં ઓટ આવ્યો. કથાસાહિત્યમાં ચમ્પૂ-સ્વરૂપનો, શાસ્ત્રોમાં કાવ્યશાસ્ત્રનો અને ઇતર ભાષાઓના સાહિત્યમાં અપભ્રંશ તથા કન્નડ સાહિત્યનો વિકાસ નોંધપાત્ર છે. ધર્મના ક્ષેત્રમાં શૈવ ધર્મ તથા વૈષ્ણવ ધર્મ વધારે વ્યાપક બન્યા. બૌદ્ધ ધર્મનો હ્રાસ થયો, જ્યારે જૈન ધર્મ પશ્ચિમ ભારત તથા દખ્ખણમાં અભ્યુદય પામ્યો. કલાના ક્ષેત્રમાં શિલ્પકલા અને ચિત્રકલામાં અવનતિ આવી, પરંતુ મંદિર-સ્થાપત્યમાં વાસ્તુકલાનો વિકાસ થયો.

વાસ્તુકલા, શિલ્પકલા અને ચિત્રકલામાં આ કાલ દરમ્યાન કેટલાંક નવાં સ્વરૂપોનું ઘડતર થયું ને એનો વિકાસ તે પછીના કાલ દરમ્યાન ચાલુ રહ્યો. આથી અનુસંધાનમાં વિક્ષેપ ન પડે એ દૃષ્ટિએ અહીં એ બંને કાલનાં કલા-સ્વરૂપોને એક અલગ પ્રકરણમાં સળંગ આવરી લેવામાં આવ્યાં છે. એમાં ચિત્રકલામાં હસ્તપ્રતોમાં આલેખાયેલાં લઘુચિત્રોની વિવિધ શૈલીઓ નોંધપાત્ર છે.

આ પછીનો કાલ ઘણો કટોકટીભરેલો છે. અગિયારમી–બારમી સદીમાં ભારતના ઘણા પ્રદેશો પર વિદેશી મુસ્લિમોનાં આક્રમણ થયા કર્યાં ને ભારતનાં હિંદુ રાજ્યોએ એનો સામનો કરવા છૂટાછવાયા પ્રયાસ કર્યા. આ આક્રમણોની સહુથી વધુ અસર વાયવ્ય સરહદની નજીક આવેલાં શાહી, તોમર અને ચાહમાન રાજ્યો પર થઈ, જે કેટલીકવાર સામનો કરવામાં સંગઠિત થતાં. દેશના બીજા ભાગોમાં રાઠોડ, સેન, પરમાર, સોલંકી, ગુહિલ, ચાલુક્ય, યાદવ, શિલાહાર, ચોળ, કાકતીય, હોયસાળ, પાંડ્ય વગેરે રાજ્યોની સત્તા પ્રવર્તતી. આ સર્વ રાજ્યોમાં મૌર્ય અને ગુપ્ત તો શું, પ્રતીહાર અને રાષ્ટ્રકૂટ જેવીય મહાસત્તાઓ જામી નહિ. આથી આ કાલને કોઈ રાજવંશ કે રાજવંશોના નામે ઓળખાવવો મુશ્કેલ છે. અગાઉ આ કાલને સામાન્યતઃ 'રાજપૂત કાલ' તરીકે ઓળખવામાં આવતો, પરંતુ ખરી રીતે 'રાજપૂત' શબ્દ હજી આ કાલમાં પ્રચલિત થયો નહોતો.

સામાન્ય રીતે આ કાલની ઉત્તરમર્યાદા દિલ્હીમાં ઈ. સ. ૧૨૦૬ માં મુસ્લિમ સત્તા સ્થપાઈ ત્યાં સુધી જ આંકવામાં આવે છે. પરંતુ તેરમી સદીમાં એ સત્તાની રાજકીય તથા સાંસ્કૃતિક અસર વ્યાપક થઈ નહોતી. ભારતના મોટા ભાગ પર મુસ્લિમ શાસન તથા ઇસ્લામ સંસ્કૃતિની અસર વ્યાપક પ્રમાણમાં પ્રસરી, અલાઉદ્દીન ખલજીના રાજ્યકાલમાં અર્થાત્ ઈ.સ. ૧૩૦૦ ના અરસામાં. આથી અહીં પંજાબ અને દિલ્હીની મુસ્લિમ સત્તાના તેમ જ દેશનાં સર્વ મુખ્ય હિંદુ રાજ્યોના ઇતિહાસની રૂપરેખાને લગભગ તેરમી સદીના અંત સુધી લંબાવવામાં આવી છે.

પ્રાચીન કાલના આ છેલ્લા તબક્કા દરમ્યાન સંસ્કૃત ભાષા અને સાહિત્ય વધુ વિદગ્ધભોગ્ય બનતાં ગયાં. ભોજ અને વસ્તુપાલ જેવા કવિ–અને–આશ્રયદાતાઓ થયા, આચાર્ય હેમચંદ્ર જેવા બહુદેશીય વિદ્વત્તા ધરાવતા સાહિત્યકાર થયા ને 'માનસોલ્લાસ' જેવા જ્ઞાનકોશ લખાયા. કાવ્યશાસ્ત્ર, જ્યોતિષ, વેદાન્ત વગેરેને લગતી કેટલીક ગણનાપાત્ર કૃતિઓ રચાઈ. અર્વાચીન ભારતીય ભાષાઓનું જૂનું સ્વરૂપ ઘડાયું. બૌદ્ધ ધર્મમાં તાંત્રિક ક્રિયાઓનું માહાત્મ્ય પ્રવર્ત્યું. શૈવ અને વૈષ્ણવ ધર્મના સંપ્રદાય વધારે વ્યાપક બન્યા. વિદેશી મુસ્લિમોએ આ દેશને 'હિંદ' તરીકે અને તેના લોકોને 'હિંદુ' તરીકે ઓળખ્યા. મુસ્લિમ આક્રમણો સામેના સંરક્ષણ માટે હિંદુ ધર્મમાં વ્યાપક દૃષ્ટિ વિકસી ને ભક્તિતત્ત્વ પ્રબળ બન્યું. શરૂઆતમાં હિંદુઓ અને મુસ્લિમો વચ્ચે સંઘર્ષ રહ્યો, પરંતુ સ્થિરતા અને સહવાસ થતાં સહ-અસ્તિત્વ અને સહિષ્ણુતાનીય ભાવના ખીલી. ભારતીય સંસ્કૃતિના ઘડતરમાં એક નવો મહત્ત્વનો તબક્કો શરૂ થયો.

આ પુસ્તક ઇતિહાસ અને સંસ્કૃતિના ઉપ-સ્નાતક વિદ્યાર્થીઓ તથા સામાન્ય જિજ્ઞાસુઓ માટે લખાયું હોઈ, તેમાં સંદર્ભોની પાદટીપ આપવી જરૂરી માની નથી, પરંતુ પુસ્તકને અંતે આ ભાગને લગતી સામાન્ય સંદર્ભસૂચિ તેમ જ તે તે પ્રકરણને લગતી સંદર્ભસૂચિ આપવામાં આવી છે. વિશેષ જિજ્ઞાસા ધરાવતા અભ્યાસીઓને એમાં જણાવેલા ગ્રંથોમાંથી વધુ વિગત મળી રહેશે.

પુસ્તકને અંતે પહેલાં બંને ભાગોની મહત્ત્વની સાલવારી આપવામાં આવી છે, જે પરથી વાચકને આ આખા પુસ્તકમાં આપેલા મહત્ત્વના બનાવોનો કાલાનુક્રમે શીઘ્ર ખ્યાલ આવે.

એ પછી આ ભાગમાં નિરૂપેલા રાજવંશોની વંશાવળીઓ આપી છે, જેથી તે તે વંશના રાજાઓના સળંગ સંબંધ સમજવામાં સરળતા રહે.

પરિભાષાને લગતી શબ્દસૂચિમાં અંગ્રેજી–ગુજરાતી તથા ગુજરાતી–અંગ્રેજી પારિભાષિક પર્યાય આપવામાં આવ્યા છે. એમાં પુરાવસ્તુકીય પરિભાષા વિપુલ પ્રમાણ ધરાવે છે. અભ્યાસીઓની સરળતા માટે પુસ્તકને અંતે વિશેષનામોની શબ્દસૂચિ આપવામાં આવી છે. વિષયસૂચિ વિગતવાર અનુક્રમણીમાંથી મળી રહે તેમ છે.

ઇતિહાસ અને પુરાવસ્તુને લગતી કેટલીક બાબતોની વિશદ સમજૂતી માટે જરૂરી નકશાઓ, આલેખો અને ફોટાઓ આપવામાં આવ્યા છે. તેના પ્રકાશન માટે ભારત સરકારના પુરાતત્ત્વ સર્વેક્ષણ ખાતાના તેમ જ અન્ય પ્રકાશકોના સૌજન્યની કૃતજ્ઞતાપૂર્વક નોંધ લઉં છું.

ભારતીય ઇતિહાસ તથા ભારતીય સંસ્કૃતિના ઉપ-સ્નાતક વિદ્યાર્થીઓને અનુલક્ષીને ગુજરાતીમાં આ પુસ્તક તૈયાર કરાવી પ્રકાશિત કરવા માટે હું ગુજરાત યુનિવર્સિટીનો હાર્દિક આભાર માનું છું ને ભારતીય પ્રાચીન ઇતિહાસ તથા ભારતીય પ્રાચીન સંસ્કૃતિમાં રસ ધરાવતા વિદ્યાર્થીઓ તથા અન્ય વાચકોને ભાગ ૧ ની જેમ આ ભાગ ૨ પણ ઉપયોગી નીવડશે એવી આશા રાખું છું.

'સુવાસ', ૧૯૨, આઝાદ સોસાયટી, અમદાવાદ–૬.
તા. ૪–૧૨–૧૯૬૯.

હરિપ્રસાદ ગં. શાસ્ત્રી

# અનુક્રમણી

પૃષ્ઠ

નિવેદન (પ્રથમ આવૃત્તિ) [૩]

પ્રકાશક સંસ્થાનું નિવેદન (દ્વિતીય આવૃત્તિ) [૫]

,, ,, (પ્રથમ આવૃત્તિ) [૬]

પ્રથમ સંસ્કરણની પ્રસ્તાવના [૭]

દ્વિતીય સંસ્કરણના પ્રસ્તાવના [૧૦]

અનુક્રમણી [૧૧]

ચિત્રો [૧૪]

શુદ્ધિપત્રક [૧૫]

**૧. પ્રતીહાર-રાષ્ટ્રકૂટ કાલનો ઇતિહાસ** **પૃ. ૧-૫૩**

ગુર્જર-પ્રતીહાર સામ્રાજ્ય ૧, ગુર્જરદેશનું પ્રતીહાર રાજ્ય ૨, અવન્તિનું પ્રતીહાર રાજ્ય ૨, પ્રતીહાર રાજ્યનો અભ્યુદય ૩, રાષ્ટ્રકૂટોનું સામ્રાજ્ય ૮, પાલવંશનું મહારાજ્ય ૧૬;

સમકાલીન રાજ્યો ૧૯ : કાશ્મીરના રાજવંશ ૨૦, ગંધારનાં શાહી રાજ્ય ૨૩, દિલ્હીનું તોમર રાજ્ય ૨૪, શાકંભરીનું ચાહમાન રાજ્ય ૨૫, મેવાડનું ગુહિલ રાજ્ય ૨૬, ગુજરાતનાં રાજ્ય ૨૮, માળવાનું પરમાર રાજ્ય ૩૪, ચેદિનું કલચુરિ રાજ્ય ૩૭, જેજાકભુક્તિનું ચંદેલ્લ રાજ્ય ૩૯, કામરૂપનું સાલસ્ભ રાજ્ય ૪૦, નેપાલનાં રાજ્યો ૪૧, સિંધનું અરબ રાજ્ય ૪૧, ઉત્કલ(ઓરિસા)નાં રાજ્ય ૪૩, દક્ષિણ કોસલનું સોમવંશી રાજ્ય ૪૫, કલિંગનાં ગંગ રાજ્ય ૪૬, વેંગીનું ચાલુક્ય રાજ્ય ૪૭, કાંચીનું પલ્લવ રાજ્ય ૪૮, તાંજોરનું ચોળ રાજ્ય ૪૯, પાંડચ રાજ્ય ૫૦, પશ્ચિમી ગંગ રાજ્ય ૫૧, બાણ રાજ્ય ૫૨, નોળંબ રાજ્ય ૫૩, કેરલનું રાજ્ય ૫૩.

**૨. પ્રતીહાર-રાષ્ટ્રકૂટ કાલની સંસ્કૃતિ** **પૃ. ૫૪-૧૦૯**

રાજનીતિ અને રાજ્યતંત્ર ૫૪; સામાજિક સ્થિતિ ૫૬; આર્થિક જીવન ૬૦; વિદેશ સંપર્ક ૬૨; ધર્મસંપ્રદાયો ૬૩: શૈવ ધર્મ ૬૪, વૈષ્ણવ ધર્મ ૬૮, શક્તિ-મહિમા ૬૯, તાંત્રિક સંપ્રદાય ૭૦, સૌર

સંપ્રદાય ૭૩, સાંપ્રદાયિક ભેદ અને સમન્વય ૭૪, બૌદ્ધ ધર્મ ૭૪, જૈન ધર્મ ૭૮, ઇતર ધર્મો ૮૧, સાંપ્રદાયિક વાદવિવાદો ૮૨; સાહિત્ય : સંસ્કૃત સાહિત્ય ૮૩, નાટકો ૮૪, કાવ્યો ૮૬, કથા-સાહિત્ય ૮૯, ચમ્પૂ ૮૯, શાસ્ત્રીય સાહિત્ય : કોશ ૯૧, વ્યાકરણ ૯૧, છંદ ૯૧, કાવ્યશાસ્ત્ર ૯૨, આયુર્વેદ ૯૪, ગણિત ૯૫, જ્યોતિષ ૯૫; ધાર્મિક સાહિત્ય : પુરાણો ૯૬, સ્મૃતિઓ ૯૭, દાર્શનિક સાહિત્ય ૯૮, પ્રાકૃત સાહિત્ય ૧૦૩, અપભ્રંશ સાહિત્ય ૧૦૫, કન્નડ સાહિત્ય ૧૦૭, તમિળ સાહિત્ય ૧૦૯.

૩. કલાનાં નવાં સ્વરૂપ : ઘડતર અને વિકાસ પૃ. ૧૧૦–૧૬૫

વાસ્તુકલા ૧૧૦, નાગર શૈલીનાં મંદિર : ઓરિસા ૧૧૧, મધ્ય પ્રદેશ ૧૧૬, રાજસ્થાન ૧૧૯, ગુજરાત : પ્રાચીન મંદિરોનું સ્થાપત્ય સ્વરૂપ ૧૨૦, સ્થાપત્ય-સ્વરૂપનું ક્રમિક પરિવર્તન ૧૨૧, સંક્રાન્તિ-સ્વરૂપનાં મંદિર ૧૨૨, ચૌલુક્ય સ્થાપત્ય-સ્વરૂપનાં લક્ષણ ૧૨૩, ચૌલુક્ય શૈલીનાં મંદિર ૧૨૮; દખ્ખણ ૧૪૩, ઉત્તર પ્રદેશ ૧૪૪, પંજાબ ૧૪૪, કાશ્મીર ૧૪૪, હિમાચલ પ્રદેશ ૧૪૫, બંગાળ ૧૪૬; ચાલુક્ય શૈલીનાં મંદિર ૧૪૭; દ્રવિડ શૈલીનાં મંદિર : પલ્લવ રાજ્ય ૧૫૨, ચોળ રાજ્ય ૧૫૩, પાંડ્ય રાજ્ય ૧૫૪; શિલ્પકલા ૧૫૫, ચિત્રકલા ૧૬૨ : એલોરા ૧૬૩, દક્ષિણ ભારત ૧૬૩, પશ્ચિમ ભારત ૧૬૪, પૂર્વ ભારત ૧૬૫.

૪. પ્રાચીન કાલનો છેલ્લો તબક્કો પૃ. ૧૬૭–૨૩૦

રાજકીય ઇતિહાસ ૧૬૭, ગઝનાનું યમીની રાજ્ય અને શાહી રાજ્ય પર એનું આક્રમણ ૧૬૮, મહમૂદ ગઝનવીની ચડાઈઓ : પંજાબમાં ગઝનવી હકૂમત ૧૬૮, મહમૂદના વંશજો ૧૭૦, શિહાબુદ્દીન મુહમ્મદ ઘોરીની ચડાઈઓ ૧૭૧, કુત્બુદ્દીન અયબેકની ચડાઈઓ ૧૭૩, ઈખ્તિયારુદ્દીન મુહમ્મદ બખ્તયાર ખલજી ૧૭૩, કુત્બુદ્દીન અયબેકે કરેલી સ્વતંત્ર હકૂમતની સ્થાપના ૧૭૪, અલ્તમશ ૧૭૪, અલ્તમશના નિર્બળ ઉત્તરાધિકારીઓ ૧૭૫, બલબન ૧૭૫, બલબનના વંશજો ૧૭૬, ગુલામ વંશ કે મમલૂક વંશ? ૧૭૬, ખલજી વંશની ચડતી અને મધ્યકાલનાં મંડાણ ૧૭૭, ગંધારના શાહીઓ ૧૭૭, દિલ્હીના તોમરો ૧૭૮, શાકંભરી–અજમેરના ચાહમાનો ૧૭૮, નાડોલ-જાલોરના ચાહમાનો ૧૭૯, રણથંભોરના ચાહમાનો ૧૮૦, માળવાના

પરમાર ૧૮૦, ગુજરાતના સોલંકીઓ ૧૮૧, ચેદિના કલચુરિઓ ૧૮૫, જેજાકભુક્તિના ચંદેલ્લો ૧૮૬, મેવાડના ગુહિલો ૧૮૬, ગ્વાલિયરના કચ્છપઘાતો ૧૮૭, બયાનાના યદુવંશીઓ ૧૮૭, કનોજના રાઠોડો અને ગાહડવાલો ૧૮૭, મિથિલાનો કર્ણાટક વંશ ૧૮૮, બંગાળનો પાલ વંશ ૧૮૮, બંગાળનો સેન વંશ ૧૮૯, કામરૂપનો રાજવંશ ૧૯૦, નેપાલના રાજવંશ ૧૯૦, કાશ્મીરના રાજવંશ ૧૯૦, કલ્યાણીના ચાલુક્યો ૧૯૧, દેવગિરિના યાદવો ૧૯૨, કોંકણના શિલાહારો ૧૯૩; કોલ્હાપુરના શિલાહારો ૧૯૪, કદંબવંશો ૧૯૫, કોસલના સોમવંશીઓ ૧૯૫, કોસલના ચોળો ૧૯૬, પૂર્વના ગંગો ૧૯૬, પૂર્વના ચાલુક્યો ૧૯૬, તેલંગણના કાકતીયો ૧૯૭, માયસોરના હોયસાળો ૧૯૭, તાંજોરના ચોળો ૧૯૮, મદુરાના પાંડ્યો ૨૦૦;

રાજ્યતંત્ર ૨૦૧; ભાષા અને સાહિત્ય : સંસ્કૃત સાહિત્ય ૨૦૩ : કાવ્ય ૨૦૩, નાટક ૨૦૫, ગદ્યકથા ૨૦૬, ચમ્પૂ ૨૦૭, કથાસાહિત્ય ૨૦૭, વ્યાકરણ ૨૦૭, કોશ ૨૦૮, છંદઃશાસ્ત્ર ૨૦૮, કાવ્યશાસ્ત્ર ૨૦૯, ગણિત અને જ્યોતિષ ૨૦૯, આયુર્વેદ ૨૧૦, સંગીત ૨૧૧, શિલ્પશાસ્ત્ર ૨૧૧, કામશાસ્ત્ર ૨૧૧, ધર્મશાસ્ત્ર ૨૧૧, દર્શનો ૨૧૧; પાલિ સાહિત્ય ૨૧૨; પ્રાકૃત સાહિત્ય ૨૧૩; અપભ્રંશ સાહિત્ય ૨૧૩; અર્વાચીન ભાષાઓ : જૂની ગુજરાતી ૨૧૪, જૂની મરાઠી ૨૧૫, જૂની હિંદી ૨૧૬, જૂની બંગાળી ૨૧૬, તમિળ ૨૧૬, કન્નડ ૨૧૮, તેલુગુ ૨૧૮, ઇતર ભાષાઓ ૨૧૯; ધર્મ અને તત્ત્વજ્ઞાન ૨૧૯ : બૌદ્ધ ધર્મ ૨૨૦, જૈન ધર્મ ૨૨૨, શૈવ ધર્મ ૨૨૪, વૈષ્ણવ ધર્મ ૨૨૬, હિંદુ ધર્મની વ્યાપકતા અને સંરક્ષિતતા ૨૨૭, ઇસ્લામના ફિરકા ૨૨૮, સમાજ અને સંસ્કૃતિ ૨૨૮, સહ-અસ્તિત્વ અને સહિષ્ણુતા ૨૨૯.

**મહત્ત્વની સાલવારી** ૨૩૧-૨૪૯

**વંશાવળીઓ** ૨૫૦-૨૬૭

**સંદર્ભસૂચિ** ૨૬૮-૨૭૨

**Terminology–પરિભાષા** ૨૭૩-૨૮૪

**શબ્દસૂચિ** ૨૮૫-૩૩૭

# ચિત્રો

આકૃતિ


| | | પૃષ્ઠ |
|---|---|---|
| ૩૭. | પ્રતીહાર–રાષ્ટ્રકૂટ કાલનું ભારત (પ્ર. ૧) | ૩૩૮ |
| ૩૮. | ઓરિસાના મંદિરની રૂપરેખા (પૃ. ૧૧૨) | ૧૧૨ |
| ૩૯. | મુક્તેશ્વરનું મંદિર, ભુવનેશ્વર (પૃ. ૧૧૪) | ૩૩૯ |
| ૪૦. | અનંત વાસુદેવનું મંદિર, ભુવનેશ્વર (પૃ. ૧૧૬) | ૩૪૦ |
| ૪૧. | કંદારિયા મહાદેવનું મંદિર, ખજુરાહો (પૃ. ૧૧૮) | ૩૪૧ |
| ૪૩. | (અ) મોઢેરાના મંદિરનું તલમાન (પૃ. ૧૨૪) | ૧૨૪ |
| | (આ) ગુજરાતના મંદિરનું ઊર્ધ્વદર્શન (પૃ. ૧૨૬) | ૧૨૬ |
| ૪૪. | નીલકંઠ મંદિર, સૂણુક (પૃ. ૧૩૦) | ૧૩૦ |
| ૪૫. | સૂર્યમંદિર, મોઢેરા (પૃ. ૧૩૨) | ૩૪૨ |
| ૪૬. | વિમલ-વસતિનું મુખ્ય વિતાન, આબુ (પૃ. ૧૩૩) | ૩૪૩ |
| ૪૭. | કીર્તિતોરણ, વડનગર (પૃ. ૧૩૭) | ૩૪૪ |
| ૪૮. | લૂણસિંહ-વસતિના સ્તંભ, આબુ (પૃ. ૧૪૨) | ૩૫૪ |
| ૪૯. | મહાદેવ મંદિર, ઇત્તગી (પૃ. ૧૪૯) | ૩૪૬ |
| ૫૦. | હોયસાળેશ્વર મંદિરની શિલ્પસમૃદ્ધિ, હળેબીડ (પૃ. ૧૫૧) | ૩૪૭ |
| ૫૧. | મહામંદિર, તાંજોર (પૃ. ૧૫૩) | ૩૪૮ |
| ૫૨. | મીનાક્ષી મંદિરનાં ગોપુરમ, મદુરા (પૃ. ૧૫૫) | ૩૪૯ |
| ૫૩. | પ્રેમપત્ર લખતી લલના, ખજુરાહો (પૃ. ૧૫૯) | ૩૫૦ |
| ૫૪. | નટરાજની ધાતુપ્રતિમા, તિરુવાલંગાડુ (પૃ. ૧૬૨) | ૩૫૧ |
| ૫૫. | મુસ્લિમ આક્રમણો સમયનું ભારત (પ્ર. ૪) | ૩૫૨ |

# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૭ | ૨૨ | વિગ્રહમ્ | વિગ્રહમાં |
| ૩૧ | ૨૩ | અવનિવર્માન | અવનિવર્માના |
| ૩૫ | ૧ | સ્રેનો | એનો |
| ૫૬ | ૨ | મંત્રાધિકાર૧ | મંત્રાધિકાર |
| | ૨૪ | પુત્ર | પુત્રની |
| ૬૫ | ૧૭ | વિવૃત્તિ | વિવૃતિ |
| ૭૨ | ૨૫ | હ્રીંમ | હ્રીમ |
| ૧૩૬ | ૩,૨૮ | પુઅં | પુંઅ |
| ૧૭૭ | ૧૪ | ચાદમી | ચૌદમી |
| ૧૮૪ | ૧ | મુઇઝુદ્દીન | મુઈઝ્ઝુદ્દીન |
| ૨૨૪ | ૨૪ | વટાવી | ઘટાવી |
| ૨૭૨ | ૧૨ | સાંસ્કૃાતક | સાંસ્કૃતિક |

# ૧. પ્રતીહાર–રાષ્ટ્રકૂટ કાલનો ઇતિહાસ

ગુપ્ત સામ્રાજ્યની પડતી થતાં ઉત્તર ભારતમાં મગધનું અગ્રિમ સ્થાન લુપ્ત થયું હતું અને ચક્રવર્તી હર્ષવર્ધનના સમયમાં કનોજને એ સ્થાન પ્રાપ્ત થયું હતું, પરંતુ એના મૃત્યુ બાદ એનું સામ્રાજ્ય તૂટી પડ્યું. પચાસેક વર્ષ પછી યશોવર્માએ કનોજને પ્રતિષ્ઠા અપાવી, પરંતુ છેવટમાં એનો પરાભવ થયો. દખ્ખણમાં ચાલુક્ય વંશની સત્તાનો હ્રાસ થયો અને એની જગ્યાએ રાષ્ટ્રકૂટોની સત્તાનો અભ્યુદય થયો. દક્ષિણ ભારતમાં પલ્લવોની સત્તાનું પ્રાબલ્ય ચાલુ રહ્યું. ઉત્તર ભારતમાં પ્રતીહારવંશની અને પૂર્વ ભારતમાં પાલવંશની સત્તા સ્થપાઈ. આઠમી સદીના મધ્યમાં પ્રતીહારો, રાષ્ટ્રકૂટો અને પાલોની સત્તાનો અભ્યુદય થયો અને આગળ જતાં તેમની વચ્ચે સત્તાના આધિપત્ય માટે સ્પર્ધા ચાલી. (તત્કાલીન રાજ્યોના નકશા માટે જુઓ આકૃતિ ૩૭.) એમાં પ્રતીહારો અને રાષ્ટ્રકૂટો વચ્ચેની સ્પર્ધા ઘણી પ્રબળ નીવડી અને તત્કાલીન ભારતના રાજકારણમાં તે બે રાજ્યો ઘણું ગણનાપાત્ર સ્થાન ધરાવવા લાગ્યાં. આથી પહેલી સહસ્રાબ્દીના ચોથા ચરણને (ઈ.સ. ૭૫૧થી ૧૦૦૦ના સમયને) સગવડ માટે 'પ્રતીહાર–રાષ્ટ્રકૂટ કાલ' તરીકે ઓળખીએ તો તે અસ્થાને નહિ ગણાય.

## ગુર્જર–પ્રતીહાર સામ્રાજ્ય

દક્ષિણ રાજસ્થાનમાં ગુર્જરોનું રાજ્ય સ્થપાયું હતું અને એ પ્રદેશ 'ગુર્જરદેશ' તરીકે ઓળખાતો હતો. એ રાજવંશનો સ્થાપક હરિચન્દ્ર હતો. એના વંશજો 'પ્રતીહાર' નામે ઓળખાતા. તેઓ પોતાના એ નામની ઉત્પત્તિ રઘુવંશી રાજા રામચંદ્રના પ્રતીહાર બનેલ લક્ષ્મણમાંથી પોતાનો વંશ ઉદ્ભવ્યો માટે તેઓ પણ 'પ્રતીહાર' કહેવાયા એ રીતે ઘટાવતા, પરંતુ વાસ્તવમાં હરિચન્દ્ર કે એના પૂર્વજો કોઈ અન્ય વંશના રાજાના પ્રતીહાર તરીકે અધિકાર ધરાવવાને લઈને એ નામે જાણીતા થયા હશે એવું માલૂમ પડે છે. મૂળમાં તેઓ ગુર્જર જાતિના હતા અને સમકાલીન રાજ્યો તેમનો તે તરીકે ઉલ્લેખ કરતાં, પરંતુ તેઓ પોતાને 'પ્રતીહાર' તરીકે જ ઓળખાવતા.[1]

---

૧. 'પ્રતીહાર'માંથી 'પઢિયાર' શબ્દ થયો છે.

## ગુર્જરદેશનું પ્રતીહાર રાજ્ય

હરિચન્દ્રના વંશમાં શીલુક પછી તેનો પુત્ર ઝોટ ગાદીએ આવ્યો. એના પુત્ર ભિલ્લાદિત્યે પ્રૌઢ વયનો થતાં પુત્રને રાજ્ય સોંપી ગંગાવાસ કર્યો. એના પુત્ર કક્કે ગૌડ સૈનિકો સાથેના યુદ્ધમાં યશ મેળવ્યો. એણે આ પરાક્રમ અવન્તિના પ્રતીહાર વંશના યશસ્વી રાજા નાગભટ બીજાના મદદનીશ તરીકે કર્યું જણાય છે. કક્ક વ્યાકરણ, તર્ક, જ્યોતિષશાસ્ત્ર, કલા, કવિત્વ ઇત્યાદિમાં નિષ્ણાત હતો.

એને ભટ્ટિવંશની મહારાણી પદ્મિનીથી બાઉક નામે પુત્ર થયો. એણે મયૂર નામે રાજાને મારીને પ્રતીહારકુલની પ્રતિષ્ઠા પાછી મેળવી. એના આ યશસ્વી પરાક્રમની પ્રશસ્તિ જોધપુરના વિ. સં. ૮૯૪(ઈ.સ. ૮૩૭)ના લેખમાં કરેલી છે.

કક્કને રાણી દુર્લભદેવીથી કક્કુક નામે પુત્ર હતો. એની ખ્યાતિ આસપાસના અનેક પ્રદેશોમાં પ્રસરી હતી. એણે સં. ૯૧૮(ઈ.સ. ૮૬૧)માં મડોદર અને રોહિંસકૂપ નામે ગામમાં સ્તંભ કરાવ્યો.

એ પછી થોડા વખતમાં ગુર્જરદેશના આ પ્રતીહારવંશની સત્તા અસ્ત પામી લાગે છે.

## અવન્તિનું પ્રતીહાર રાજ્ય

બીજી બાજુ અવન્તિ દેશના પ્રતીહારવંશની સત્તાનો અભ્યુદય થઈ રહ્યો હતો. આ વંશના રાજાઓ પણ પોતાની ઉત્પત્તિ રઘુવંશી રામચન્દ્રના પ્રતીહાર બનેલ લક્ષ્મણમાંથી થઈ હોવાનું જણાવતા. આથી આ પ્રતીહારકુલ ગુર્જરદેશના પ્રતીહાર-કુલ સાથે નિકટ સંબંધ ધરાવતું એ સ્પષ્ટ છે. બંને વંશોમાં નાગભટ, કક્કુક અને ભોજ જેવાં કેટલાંક નામ પણ સામાન્ય છે. અવન્તિના પ્રતીહારવંશમાં નાગભટ નામે પરાક્રમી રાજા થયેલો. તેણે મ્લેચ્છોની વિપુલ સેનાનો પરાભવ કરી યશ પ્રાપ્ત કરેલો. એનું આ પરાક્રમ સિંધની અરબ ફોજે ઉજ્જન પર કરેલા હુમલા સામે થયું જણાય છે. એનું રાજ્યારોહણ ઈ.સ. ૭૨૫–૩૦ દરમ્યાન થયું લાગે છે.

દક્ષિણના રાષ્ટ્રકૂટ રાજા દન્તિદુર્ગે ઉત્તરમાં ઉજ્જન સુધી વિજયકૂચ કરી ત્યાં હિરણ્યગર્ભ મહાદાનનો સમારંભ કર્યો અને ગુર્જરેશ (ગુર્જર રાજા)ને પોતાનો પ્રતીહાર કર્યો, પરંતુ થોડા વખતમાં દન્તિદુર્ગનું મૃત્યુ થયું અને નાગભટે પોતાની સત્તા પાછી મેળવી એટલું જ નહિ દક્ષિણમાં છેક ભરુકચ્છ (ભરૂચ) સુધી પોતાનું આધિપત્ય પ્રવર્તાવ્યું. ભરૂચના ચાહમાન રાજા ભર્તૃવડ્ઢ બીજાના સં. ૮૧૩(ઈ.સ. ૭૫૬–૫૭)-ના દાનપત્રમાં એના અધિપતિ તરીકે નાગાવલોકનો ઉલ્લેખ આવે છે તે પરથી આ નાગભટ 'નાગાવલોક' નામે પણ ઓળખાતો અને તેનું રાજ્ય ઈ.સ. ૭૫૬–૫૭

સુધી ચાલુ હતું એ સ્પષ્ટ થાય છે. પ્રશસ્તિકારે નાગભટની પ્રતીહારવંશના પુરાતન મુનિ (નારાયણ) તરીકે પ્રશસ્તિ કરી છે.

નાગભટ પછી તેના ભાઈનો પુત્ર કક્કુક ગાદીએ આવ્યો. તે 'કાકુત્સ્થ' તરીકે વિખ્યાત હતો. તેના પછી તેનો નાનો ભાઈ દેવરાજ રાજા થયો. એ વિષ્ણુભક્ત હતો. એણે પ્રતિસ્પર્ધી રાજાઓનું સંગઠન તોડી તેમને વશ કરવા કોશિશ કરેલી.

## પ્રતીહાર રાજ્યનો અભ્યુદય

દેવરાજનો પુત્ર વત્સરાજ આ વંશનો પ્રતાપી રાજા હતો. શક વર્ષ ૭૦૦ (ઈ.સ. ૭૭૮)માં જાબાલિપુર (જાલોર)માં 'કુવલયમાલા' લખાઈ ત્યારે ત્યાં વત્સરાજનું શાસન પ્રવર્તતું હતું. ગુર્જરદેશ પર પણ તેની રાજસત્તા પ્રવર્તતી. શક વર્ષ ૭૦૫(ઈ.સ. ૭૮૩)માં જિનસેને વર્ધમાનપુર (વઢવાણ)માં 'હરિવંશપુરાણ' લખ્યું ત્યારે અવન્તિમાં વત્સરાજ રાજ્ય કરતો હતો અને ઉત્તરમાં (કનોજમાં) ઇન્દ્રાયુધનું રાજ્ય હતું.

આગળ જતાં વત્સરાજે યુદ્ધમાં વિજય મેળવી ભણ્ડિકુલ પાસેથી સામ્રાજ્ય લીધું. ઇન્દ્રાયુધ ભણ્ડિકુલનો હશે. કનોજના વિજયે પ્રતીહાર રાજ્યને ઉત્તર ભારતમાં અગ્રિમ સ્થાન અપાવ્યું.

એ સમયે ગૌડ દેશમાં ધર્મપાલ નામે પ્રતાપી રાજાનું રાજ્ય પ્રવર્તતું હતું અને દખ્ખણમાં રાષ્ટ્રકૂટ વંશના પ્રતાપી રાજા ધ્રુવ ધારાવર્ષનું શાસન પ્રવર્તતું હતું. આ બંને રાજાઓએ પ્રતીહાર નરેશ વત્સરાજના વધતા જતા અભ્યુદયનો સામનો કર્યો. વત્સરાજે ગૌડરાજને હરાવી તેનાં બે ધવલછત્ર[1] છીનવી લીધાં. એના આ પરાક્રમમાં ચાહમાન રાજા દુર્લભરાજે મહત્ત્વનો ભાગ ભજવેલો. એવામાં ધ્રુવરાજે ઉત્તરમાં આક્રમણ કરી ગંગા–યમુના પ્રદેશ સર કર્યો અને પ્રતીહાર તથા ગૌડ રાજાનો પરાભવ કર્યો. વત્સરાજને મરુભૂમિની અંદર પલાયન થવું પડ્યું. ગૌડરાજે (ઇન્દ્રાયુધના ઉત્તરાધિકારી) ચક્રાયુધને કનોજની ગાદી અપાવી અને એની સત્તા અનેક રાજ્યોએ માન્ય કરી. આમ વત્સરાજે ઇક્ષ્વાકુ (પ્રતીહાર) કુલની ઉન્નતિ માટે ગણનાપાત્ર પ્રયત્ન આદર્યો; એમાં એ પોતે છેવટે નિષ્ફળ નીવડ્યો, પરંતુ એણે પોતાના ઉત્તરાધિકારીઓને ભારે મહત્ત્વાકાંક્ષાનો વારસો આપ્યો.

વત્સરાજના પુત્ર નાગભટ બીજાએ પ્રતીહાર રાજ્યનો ઉદ્ધાર કર્યો. એ આદ્ય-પુરુષના અવતાર જેવો હતો. એનાં અનેક પરાક્રમ નોંધાયાં છે. આન્ધ્ર, સૈંધવ, વિદર્ભ

---

૧. રાજચિહ્ન–૩૫

અને કલિંગના રાજાઓ આ યુવાન નરેશની પાંખમાં ભળ્યા. એણે ગૌડરાજના આશ્રિત ચક્રાયુધને જીતી લીધો. એ ગૌડરાજની વિપુલ સેનાને હરાવી પ્રતાપી તરીકે ખ્યાતિ પામ્યો. આ વિજયમાં ગુર્જરદેશના પ્રતીહાર રાજા કક્કે, સૌરાષ્ટ્રના ચાલુક્ય રાજા બાહુકધવલે તથા પ્રાયઃ ગુહિલોત રાજા શંકરગણે મહત્ત્વનો ભાગ ભજવેલો. વળી નાગભટે આનર્ત (ઉત્તર ગુજરાત), માલવ (માળવા), કિરાત, તુરુષ્ક, મત્સ્ય આદિ પ્રદેશોના રાજાઓના ગિરિદુર્ગ કબજે કર્યા.

નાગભટે ગૌડરાજ ધર્મપાલ પર વિજય પ્રાપ્ત કર્યો. પરંતુ રાષ્ટ્રકૂટ વંશનો ગોવિંદરાજ ત્રીજો દુર્જય હતો. એના અનુજ લાટેશ્વર[1] ઇન્દ્રરાજે તથા ઇન્દ્રરાજના પુત્ર કર્કરાજે ગુર્જર (પ્રતીહાર) રાજ્યના અભ્યુદયનો સફળ સામનો કર્યો. આખરે ગોવિંદરાજે ઉત્તરમાં કૂચ કરી છેક હિમાચલ સુધી પ્રયાણ કર્યું, પરંતુ દખ્ખણમાં અશાંતિ જાગતાં એને તરત જ પાછા ફરવું પડયું (ઈ.સ. ૮૦૮). નાગભટ ઉત્તર ભારતનો રાજાધિરાજ રહ્યો.

નાગભટ નાગાવલોક તરીકે પણ ઓળખાતો. એનું બીજું નામ 'આમ' હતું. ગુજરાતના પંચાસરના ચાવડા રાજ્યનો અંત લાવી ત્યાં પોતાની સત્તા સ્થાપનાર કનોજનો રાજા તે આ નાગભટ હોવા સંભવ છે[2]

'પ્રભાવકચરિત'માંના 'બપ્પભટ્ટિચરિત'માં આ રાજા આમ-નાગાવલોકનો ઉલ્લેખ આવે છે. એમાં એને સ્પષ્ટતઃ કનોજનો રાજા કહ્યો છે. આ પરથી એના સમયમાં કનોજ પ્રતીહાર રાજ્યનું પાટનગર બન્યું હોવાનું માલૂમ પડે છે. એણે બપ્પભટ્ટિસૂરિ પાસેથી જૈન ધર્મની દેશના લીધી અને વિ.સં. ૮૯૦(ઈ.સ. ૮૩૩)માં ગંગા નદીમાં જળસમાધિ લીધી એવું આ ચરિતમાં જણાવ્યું છે. એણે આનર્ત-સુરાષ્ટ્રમાંય તીર્થયાત્રા કરી હતી. ગોપગિરિ (ગ્વાલિયર) એના રાજ્યમાં હતું.

નાગભટ બીજા પછી એનો પુત્ર રામભદ્ર ગાદીએ આવ્યો. એણે બેત્રણ વર્ષ જેટલું ટૂંકું રાજ્ય ભોગવ્યું. એ દરમ્યાન પ્રતીહારોનું શાસન શિથિલ થયું અને એના આધિપત્યનો વિસ્તાર ઘટી ગયો. ગૌડરાજ ધર્મપાલના પુત્ર દેવપાલે ઉત્તર ભારતમાં પોતાની સત્તા જમાવી. રામભદ્રના પૂર્વજોએ આપેલાં કેટલાંક

---

૧ લાટ દેશનો રાજા. લાટ દેશ ગોવિન્દરાજે ઇન્દ્રરાજને સોંપી ત્યાં અલગ શાખા સ્થાપી હતી.

૨. પંચાસરના રાજા જયશિખરીની વીરગતિનું નિરૂપણ 'રત્નમાલ' નામે હિંદી કાવ્યમાં કરેલું છે. એમાં એનો સમય વિ. સં. ૭૫૨ (ઈ. સ. ૬૯૬) જણાવ્યો છે, પરંતુ ત્યારે કનોજના કોઈ રાજાએ ગુજરાત પર સત્તા પ્રસારી સંભવતી નથી. 'રત્નમાલ'માં કનોજના આ રાજાનું નામ 'ભૂવડ' જણાવ્યું છે તે પણ યથાર્થ નથી. ભૂવડ અર્થાત્ ભૂય કે ભૂયડ તો વનરાજનો સમકાલીન હતો. એના પિતાનો સમકાલીન કનોજનરેશ તો 'ધર્મારણ્ય માહાત્મ્ય'માં જણાવેલ આમ અર્થાત્ નાગભટ-નાગાવલોક હતો.

ભૂમિદાન એના સમયમાં લુપ્ત થયાં. રામભદ્રનું બીજું નામ 'દુન્દક' હતું. 'બપ્પભટ્ટિચરિત' અનુસાર આ રાજા વિલાસી હતો અને અંતે એને પોતાના પુત્ર ભોજના હાથે જિંદગી ગુમાવવી પડી.

ભોજદેવ એ પ્રતીહારવંશના મહાન રાજવીઓમાં સહુથી પ્રતાપી હતો. એના પિતા આદિત્યભક્ત હતા અને ભોજનો જન્મ સૂર્યની કૃપાથી થયો મનાતો. આથી એ 'પ્રભાસ' તથા 'મિહિર' તરીકે ઓળખાતો. ભોજ પોતે ભગવતી-ભક્ત હતો. એણે પ્રતીહાર રાજ્યનો સમુદ્ધાર કર્યો, તેથી એ 'આદિવરાહ' તરીકે પણ ખ્યાતિ પામ્યો.

એનો સહુથી વહેલો અભિલેખ વિ.સં. ૮૯૩(ઈ. સ. ૮૩૬)નો છે. કનોજ એને કબજે હતું. ત્યાં પ્રતીહારોની રાજધાની હતી. કાન્યકુબ્જ ભુક્તીમાં આવેલ કાલંજર મંડલ પર ભોજે પોતાની સત્તા દૃઢ કરી. પછી ગુર્જરત્રા ભૂમિ (ગુર્જરદેશ) પર પણ પોતાનું શાસન પ્રબલ કર્યું. સૌરાષ્ટ્ર પર પણ એનું શાસન પ્રવર્તતું.[૧] જૈન પ્રબંધોમાં જણાવેલો કનોજ દેશનો રાજા ભૂય–ભૂયડ–ભૂયરાજ એ આ ભોજદેવ છે. એણે પોતાની કુંવરીને પહેરામણીમાં ધર્મારણ્ય(ઉત્તર ગુજરાતમાં મોઢેરાની આસપાસ આવેલ પ્રદેશ)ની ખંડણી સુપરત કરી હતી. પંચાસરના ચાપોત્કટ (ચાવડા) કુલના રાજપુત્ર વનરાજે એ ખંડણી ઉઘરાવવા આવેલ પંચોળીને મારીને સરસ્વતી તીરે અણહિલપાટક (અણહિલવાડ) નામે પત્તન (પાટણ) વસાવી ત્યાં પોતાની રાજસત્તા સ્થાપી.[૨] ગૌડદેશના દેવપાલે ભોજદેવના અભ્યુદયનો હ્રાસ કર્યો.

રાષ્ટ્રકૂટ વંશમાં મુખ્ય વંશના રાજાધિરાજ અમોઘવર્ષ અને લાટ શાખાના સમકાલીન રાજાઓ વચ્ચે સંઘર્ષ ચાલતો હતો. લાટના રાષ્ટ્રકૂટ રાજા ધ્રુવ બીજાએ પ્રતીહાર સત્તાનો સામનો કર્યો. મુખ્ય વંશના રાષ્ટ્રકૂટ રાજા કૃષ્ણ બીજાએ અને એના મદદનીશ લાટેશ્વરે ઉજ્જનમાં પ્રતીહાર નરેશનો પરાભવ કર્યો. ચેદિદેશના કલચુરિ રાજા કોક્કલ પણ તેનો પરાજય કરવામાં સામેલ થયો, પરંતુ ભોજદેવ નાસીપાસ ન થતાં દિગ્વિજય કરવા કટિબદ્ધ થયો. રાષ્ટ્રકૂટ રાજાને હારીને નર્મદાની દક્ષિણે હટી જવું પડયું. એવી રીતે ભોજદેવે ગૌડરાજ દેવપાલનો પણ

૧. સ્કન્દપુરાણના પ્રભાસખંડમાંના વસ્ત્રાપથ-માહાત્મ્યને આધારે.

૨. અનુશ્રુતિમાં આ બનાવ વિ. સં. ૮૦૨(ઈ.સ. ૭૫૬)માં બન્યો ગણાય છે, પરંતુ એ ખરેખર વિ. સં. ૮૯૩ (ઈ.સ. ૮૩૬) પછી બન્યો હોવો જોઈએ. વનરાજના પિતાને યુદ્ધમાં મારનાર કનોજનરેશ ભૂવડ નહિ, પણ આમ (નાગાવલોક) હતો. ભૂવડ એ આ ભૂયડ-ભૂયભોજ છે, જે વનરાજનો સમકાલીન હતો.

પરાજય કર્યો અને મગધ કબજે કર્યું. અરબો આ પ્રતીહાર રાજાને ભારતનો સહુથી પ્રબળ રાજા માનતા. રાષ્ટ્રકૂટ રાજાઓ અરબો સાથે મૈત્રી સાધતા, જ્યારે પ્રતીહાર રાજાઓ તેમના કટ્ટા પ્રતિપક્ષી હતા. પ્રતીહાર રાજ્યમાં ઊંટ અને ઘોડા સંખ્યાબંધ હતાં અને સંપત્તિ અઢળક હતી. એના રાજ્યમાં ભારે સલામતી હતી. ભોજદેવે પચાસેક વર્ષ રાજ્ય કર્યું.

એના કેટલાક સિક્કા મળ્યા છે. એના પર 'શ્રીમદાદિવરાહ' નામ લખેલું હોય છે. આ સિક્કા 'આદિવરાહ' નામે ઓળખાતા. મિહિરભોજે મહોદય-(કનોજ)ને ભારતમાં અગ્રિમ સ્થાન અપાવ્યું. એણે પ્રતીહાર રાજ્યને ચક્રવર્તીના મહારાજ્યમાં વિકસાવ્યું. એણે કવિ રાજશેખરની સાહિત્યિક પ્રવૃત્તિઓને પ્રોત્સાહન આપ્યું. ગોપગિરિ(ગ્વાલિયર)માં ભોજદેવે પોતાની રાણીઓના યશ તથા પુણ્યની અભિવૃદ્ધિ અર્થે ભગવાન વિષ્ણુનું મંદિર બંધાવ્યું. એને લગતા અભિલેખમાં કવિ બાલાદિત્યે ભોજદેવની સુંદર પ્રશસ્તિ આપી છે. ભોજરાજ પ્રતીહારવંશનો મિહિર (સૂર્ય) હતો; પ્રતીહાર રાજ્યનો 'આદિવરાહ' (ઉદ્ધારક) હતો.

ભોજદેવ પછી એનો પુત્ર મહેન્દ્રપાલ ગાદીએ આવ્યો. એ મહીન્દ્રપાલ, મહેન્દ્રાયુધ અને નિર્ભયરાજ પણ કહેવાતો. ઉનાનાં તામ્રપત્રોમાં સૌરાષ્ટ્રના ચાલુક્ય રાજા બલવર્મા (ઈ.સ. ૮૯૨) તથા અવનિવર્મા બીજો (ઈ.સ. ૯૦૦) પરમ ભટ્ટારક મહારાજાધિરાજ પરમેશ્વર શ્રીમહેન્દ્રાયુધદેવ–શ્રીમહેન્દ્રપાલદેવનો પોતાના પરમસ્વામી તરીકે ઉલ્લેખ કરે છે. મહેન્દ્રપાલે મગધ પર સત્તા ભોગવી હતી એવું એના વર્ષ ૨ થી ૧૯ના અભિલેખો પરથી માલૂમ પડે છે. આમ મહેન્દ્રપાલે ભોજદેવના સમયનું વિશાળ સામ્રાજ્ય સંરક્ષિત રાખ્યું. કવિ રાજશેખર મહેન્દ્રપાલના ઉપાધ્યાય હતા.

મહેન્દ્રપાલના મૃત્યુ પછી એના પુત્રો વચ્ચે ગાદીવારસા માટે ખટરાગ થયો લાગે છે. યુવરાજ મહીપાલે પિતાનો રાજ્યવારસો લીધો, પરંતુ ચેદિરાજ કોક્કલદેવ અને રાષ્ટ્રકૂટ રાજા કૃષ્ણ બીજાના પૌત્ર ઇન્દ્રે મહીપાલને હરાવી કુમાર ભોજને ગાદી અપાવી. ભોજદેવ (બીજા)એ થોડાં વર્ષ રાજ્ય ભોગવ્યું, પરંતુ ચંદેલ રાજા હર્ષદેવની મદદ લઈ મહીપાલે થોડા વખતમાં પોતાની સત્તા પુનઃ પ્રાપ્ત કરી.

સૌરાષ્ટ્રમાં વઢવાણના ચાપ (ચાવડા) રાજા ધરણીવરાહ શક વર્ષ ૮૩૬-(ઈ.સ. ૯૧૪)ના દાનપત્રમાં આ રાજાધિરાજ પરમેશ્વર શ્રીમહીપાલદેવનો પોતાના પરમસ્વામી તરીકે ઉલ્લેખ કરે છે. ઈ.સ. ૯૧૫–૧૬માં હિંદના પ્રવાસે આવેલ અરબ પ્રવાસી અલ-મસૂદીએ આ ગુર્જર રાજાના વિશાળ પ્રબળ રાજ્યની ભારે પ્રશંસા કરી છે. દક્ષિણે આ રાજ્ય રાષ્ટ્રકૂટોના રાજ્યને અને પશ્ચિમે સિંધના

અરબ રાજ્યને સ્પર્શતું હતું. એની ચતુરંગ સેનામાં સાતથી નવ લાખ સૈનિકો હતા અને એના રાજ્યમાં ઘોડા અને ઊંટની ઘણી સંખ્યા હતી.

રાજશેખર મહેન્દ્રપાલની જેમ મહીપાલનો પણ રાજકવિ હતો. એણે એને 'આર્યાવર્તનો મહારાજાધિરાજ' કહ્યો છે. રાજશેખર-કૃત 'પ્રચણ્ડપાણ્ડવ'માં તથા ક્ષેમીશ્વર-કૃત 'ચણ્ડકૌશિક'માં મહીપાલદેવના દિગ્વિજયનો ઉલ્લેખ આવે છે. એ પરથી મહીપાલદેવે ગાદી પર સ્થિર થયા પછી વિજયયાત્રા આરંભી જણાય છે. પશ્ચિમ પંજાબના પ્રદેશ કાશ્મીરના રાજ્યે જીતી લીધેલા, તે તેણે પાછા મેળવ્યા. દક્ષિણમાં એણે કુન્તલ-કર્ણાટના રાષ્ટ્રકૂટોનો પરાભવ કર્યો અને છેક કલિંગ (ઓરિસા) સુધી પોતાની આણ વરતાવી, પરંતુ રાષ્ટ્રકૂટ રાજા ઇન્દ્ર ત્રીજાએ પ્રતીહાર રાજ્ય પર આક્રમણ કરી છેક કનોજ સુધી વિજયકૂચ કરી અને મહીપાલ ત્યાંથી પલાયન થઈ ગયો, પણ રાષ્ટ્રકૂટ સૈન્ય દક્ષિણમાં પાછું ફર્યું અને મહીપાલે પોતાની ઘણીખરી સત્તા પાછી મેળવી. મગધ પર હવે ગૌડદેશના પાલવંશે પોતાનું શાસન પ્રવર્તાવ્યું હતું.

મહીપાલ પછી એનો ભાઈ વિનાયકપાલ ગાદીએ આવ્યો.[૧] એણે વિ. સં. ૯૮૮(ઈ.સ. ૯૩૧)માં મહોદય (કનોજ)માંથી દાનશાસન ફરમાવ્યું છે. એણે વિ.સં. ૯૯૯–૧૦૦૦(ઈ. સ. ૯૪૨–૪૩)માં ગ્વાલિયર પાસેના એક સ્થળે કરોડોને ખર્ચે જળાશય બંધાવ્યું હતું. ઉજ્જનમાં પણ વિનાયકપાલનું શાસન પ્રવર્તતું હતું.

વિનાયકપાલ પછી એનો પુત્ર મહેન્દ્રપાલ બીજો રાજા થયો. એણે કનોજમાંથી વિ.સં. ૧૦૦૩(ઈ.સ. ૯૪૬)માં દાનશાસન આપ્યું હતું. માળવા પર પ્રતીહારોનું શાસન અબાધિત રહ્યું હતું. ઉજ્જનમાં ત્યારે માધવ નામે સામંત દંડનાયક હતો.

પરંતુ હવે પ્રતીહારોના સામ્રાજ્યની જાહોજલાલી અસ્ત પામતી હતી. આસપાસના અનેક પ્રદેશો પરથી એમનું શાસન લુપ્ત થતું હતું. પ્રતીહાર વંશમાં ઉત્તરાધિકાર માટે ખટરાગ ચાલ્યા કરતો હતો. વિ.સં. ૧૦૦૫(ઈ. સ. ૯૪૮)માં વળી ક્ષિતિપાલ(મહીપાલ)નો પુત્ર દેવપાલ મહોદય(કનોજ)માં રાજ્ય કરતો હતો. તો તે પછી થોડાં વર્ષમાં ત્યાં વળી વિનાયકપાલનું શાસન પ્રવર્તતું હતું.

૧. એક અભિલેખમાં દેવપાલના પિતા ક્ષિતિપાલનો અને બીજા એક અભિલેખમાં દેવપાલના પિતા હેરમ્બપાલનો ઉલ્લેખ આવે છે. ક્ષિતિપાલ તે મહીપાલ હોઈ શકે, પરંતુ બીજા લેખનો દેવપાલ તે મહીપાલનો પુત્ર દેવપાલ હોય અને એથી એનો પિતા હેરમ્બપાલ=વિનાયકપાલ અને મહીપાલ પણ એક જ હોય એવું કેટલાક માને છે તે પ્રતીતિકર લાગતું નથી.

આ વિનાયકપાલ તે મહેન્દ્રપાલ બીજાનો પુત્ર વિનાયકપાલ બીજો હોવાનું જણાય છે. વિ.સં. ૧૦૧૨(ઈ.સ. ૯૫૫)માં વળી મહીપાલ બીજો રાજ્ય કરતો હતો. જેની રાણી ચિત્રલેખાએ વિષ્ણુનું મંદિર બંધાવ્યું. વિ.સં. ૧૦૧૬(ઈ.સ. ૯૫૯)માં ક્ષિતિપાલ(મહીપાલ)ના પુત્ર વિજયપાલે મહાદેવના એક મંદિરને ભૂમિદાન દીધું હતું. વિજયપાલનો પુત્ર રાજ્યપાલ હતો, જે ઈ.સ. ૧૦૧૯ માં મૃત્યુ માપ્યો. એનો પુત્ર ત્રિલોચનપાલ હતો, જેના સમયનો સં. ૧૦૮૪(ઈ.સ. ૧૦૨૭)નો લેખ મળ્યો છે.

આ દરમ્યાન પ્રતીહારોની સત્તા અસ્ત પામતી ગઈ. ચંદેલ રાજા ધંગે આ તકનો પૂરો લાભ લીધો અને કાલંજર તથા ગોપગિરિ (ગ્વાલિયર) જીતી લીધાં ચેદિરાજ લક્ષ્મણરાજ પણ ગુર્જરોના પરાજયમાં સામેલ હતો.

ઈ.સ. ૯૪૬ સુધી માળવામાં પ્રતીહારોના અધિકારીઓ વહીવટ કરતા હતા, પરંતુ ઈ.સ. ૯૫૦ના અરસામાં ત્યાં પરમાર વંશના રાજા સીયક બીજાનું શાસન પ્રવર્ત્યું. એ રાષ્ટ્રકૂટ રાજાધિરાજ કૃષ્ણ ત્રીજાનું આધિપત્ય માનતો હતો, પરંતુ કૃષ્ણના ઉત્તરાધિકારી ખોટ્ટિગના સમયમાં એણે પોતાની સ્વતંત્રતા સ્થાપી. શાકંભરી-(સાંભર[1])ના ચાહમાન રાજાઓનું બળ વધતું જતું હતું. મેવાડના ગુહિલો પર પણ હવે પ્રતીહારોનું આધિપત્ય ન રહ્યું.

મહમૂદ ગઝનવીએ હિંદ પર હુમલા કર્યા ત્યારે કનોજના રાજા રાજ્યપાલે એ વખત તેનો સામનો કરવામાં સાથ આપેલો. પરંતુ એ સામનો સફળ ન થતાં કનોજ પર મુસ્લિમ ફોજ ચડી આવેલી (ઈ.સ. ૧૦૧૮). ચંદેલ્લ યુવરાજ વિદ્યાધરે રાજ્યપાલ પર ચડાઈ કરી તેને મારી નાખ્યો. મહમૂદે તેના પુત્ર ત્રિલોચનપાલને પણ હરાવ્યો. પ્રતીહારોનું રાજ્ય હવે કનોજની આસપાસ સીમિત થઈ ગયું હતું. પ્રતીહાર રાજ્યની રહીસહી સત્તા પણ તે પછી અસ્ત પામી ગઈ.[2] પ્રતીહાર સામ્રાજ્યનાં ખંડેરોમાંથી ચાહમાન, ચૌલુક્ય અને પરમાર રાજ્ય ઉદ્ભવ્યાં. અનુ-કાલીન અનુશ્રુતિમાં આ ચાર રાજકુલોને આબુ પરના યજ્ઞકુંડમાંથી ઉત્પન્ન થયેલાં અગ્નિકુલ કહ્યાં છે એમાં આ ચાર રાજકુલો વચ્ચે નિકટ સંબંધ રહેલો હોવાનું સૂચિત થાય છે.

## રાષ્ટ્રકૂટોનું સામ્રાજ્ય

દખ્ખણના રાષ્ટ્રકૂટ રાજા દન્તિદુર્ગે મહી અને રેવાની તટે વિજયકૂચ કરી માલવ અને લાટ દેશ પર વિજય મેળવ્યો. લાટમાં ગુર્જર સત્તાનો અંત આવ્યો

૧. અજમેર પાસે.

૨. પછી યશઃપાલ નામે રાજાનો વિ.સં. ૧૦૯૩(ઈ.સ. ૧૦૩૬-૩૭)નો લેખ મળ્યો છે, પરંતુ એ પ્રયાગ પ્રદેશ પર રાજ્ય કરતો અને માત્ર 'મહારાજ' કહેવાતો.

અને અવન્તિના ગુર્જરોની સત્તાનો તત્કાળ હ્રાસ થયો. ગુર્જર રાજાને પોતાનો પ્રતીહાર કરી દન્તિદુર્ગે ઉજ્જનમાં હિરણ્યગર્ભ મહાદાન સમારંભ કર્યો.

ચાલુક્ય નરેશ વિક્રમાદિત્ય બીજાના હાથ નીચે એણે અગાઉ યશસ્વી પરાક્રમ કરેલાં[1] અને એની કદર તરીકે 'પૃથ્વીવલ્લભ' અને 'ખડ્ગાવલોક' જેવાં બિરુદ મેળવેલાં, પરંતુ હવે વિક્રમાદિત્યના ઉત્તરાધિકારી કીર્તિવર્મા બીજાએ એની અભ્યુદય પામતી સત્તાને રોકવા માંડી ત્યારે તેણે એ ચાલુક્ય નરેશની સેનાને હરાવી ચાલુક્ય કીર્તિનો અંત આણ્યો (ઈ.સ. ૭૫૩). દખ્ખણમાં ચાલુક્યોના મહારાજ્યનું સ્થાન હવે રાષ્ટ્રકૂટોના મહારાજ્યે લેવા માંડ્યું.

દન્તિદુર્ગે હવે મહારાજાધિરાજ, પરમેશ્વર અને પરમભટ્ટારકનાં મહાબિરુદ ધારણ કર્યાં. લાટ (દક્ષિણ ગુજરાત) પર એના પિતરાઈ ગોવિંદરાજનું શાસન સ્થપાયું. એના પુત્ર કક્કરાજે 'મહારાજાધિરાજ' જેવાં મહાબિરુદ ધારણ કર્યાં.

દન્તિદુર્ગનો ઉત્તરાધિકાર તેના કાકા કૃષ્ણ ૧લાએ પ્રાપ્ત કર્યો. કર્ણાટકમાં રહેલી ચાલુક્યોની રહીસહી સત્તાનો એણે અંત આણ્યો (લગભગ ઈ.સ. ૭૬૦), પછી એણે માયસોરના ગંગ રાજ્યને વશ કર્યું. એના યુવરાજ ગોવિન્દે વેંગીના ચાલુક્ય રાજા વિષ્ણુવર્ધન ચોથાનો પરાજય કર્યો અને આંધ્રપ્રદેશનો ઘણો ભાગ રાષ્ટ્રકૂટ રાજ્યમાં ભેળવી દીધો. દક્ષિણ કોંકણ પર પોતાની સત્તા પ્રસારી કૃષ્ણરાજે ત્યાં શિલાહાર કુલના સામંતની સત્તા સ્થાપી. મધ્યપ્રદેશનો ઘણો પ્રદેશ રાષ્ટ્રકૂટ શાસન નીચે આવ્યો. કૃષ્ણરાજ 'શુભતુંગ' અને 'અકાલવર્ષ' બિરુદ ધરાવતો. એલોરાનું સુપ્રસિદ્ધ કૈલાસ મંદિર આ રાજવીએ કરાવેલું અનુપમ શૈલગૃહ છે.

કૃષ્ણરાજ પછી એનો મોટો પુત્ર ગોવિંદ બીજો ગાદીએ આવ્યો (લગભગ ઈ.સ. ૭૭૩). એ 'પ્રભૂતવર્ષ' અને 'વિક્રમાવલોક' તરીકે પણ ઓળખાતો. યુવરાજ તરીકે તેણે યશસ્વી પરાક્રમ દાખવ્યાં હતાં, પરંતુ રાજ્યારોહણ પછી એ ભોગવિલાસમાં રત રહ્યો અને આખરે એની સત્તા એના અનુજ ધ્રુવે હસ્તગત કરી (ઈ.સ. ૭૮૦).

ધ્રુવરાજ નિરુપમ, ધારાવર્ષ અને શ્રીવલ્લભ તરીકે પણ ઓળખાતો. એણે ગંગ રાજા શ્રીપુરુષને હરાવી ગંગવાડીનું રાજ્ય ખાલસા કર્યું અને રાષ્ટ્રકૂટ રાજ્યની સીમા દક્ષિણમાં છેક કાવેરી સુધી વિસ્તારી. પલ્લવ રાજા દંતિવર્મા તેમ જ વેંગીના રાજા વિષ્ણુવર્ધને એની મૈત્રી યાચી. આમ સમસ્ત દખ્ખણ પર સત્તા પ્રસારી ધ્રુવરાજે ઉત્તર ભારત તરફ મીટ માંડી.

---

૧. કલિંગ, કોસલ અને કાંચી પરના એના વિજય એ સમયના જણાય છે.

ઉત્તર ભારતમાં અવન્તિના પ્રતીહારો અને ગૌડના પાલો વચ્ચે સર્વોપરી સત્તા માટે સ્પર્ધા શરૂ થઈ હતી. તેમાં હવે રાષ્ટ્રકૂટ રાજાએ પોતાનો દાવો શરૂ કર્યો. ધ્રુવરાજે નર્મદા પાર કરી માલવ દેશ સર કર્યો અને વિજયકૂચ કરી રહેલા પ્રતીહાર નરેશ વત્સરાજની સેના સાથે વિગ્રહ કરી એને રાજસ્થાનના રણમાં ભગાડયો. પછી વળી ગંગા-યમુના પ્રદેશ તરફ આગેકૂચ કરી ગૌડરાજ ધર્મપાલનો પરાજય કર્યો અને પોતાના આ યશસ્વી વિજયની યાદગીરીમાં પોતાના રાજધ્વજમાં ગંગા-યમુનાનાં પ્રતીકોનો સમાવેશ કર્યો (ઈ.સ. ૭૮૮ના અરસામાં).

પરંતુ એવામાં એને કનોજનો કબજો લીધા વિના તાત્કાલિક દખ્ખણમાં પાછા ફરવું પડ્યું. અપ્રતિરથસમા નીવડેલા વિજયી ધ્રુવરાજે પોતાના રાજકુલનો આંતર-વિગ્રહ ટાળવાને ત્રીજા રાજપુત્ર ગોવિન્દને યુવરાજ નીમ્યો.

આ દરમ્યાન ગુજરાતમાં સિંધના અરબ આક્રમણને લઈને વલભીના મૈત્રક રાજ્યનો નાશ થયો (ઈ.સ. ૭૮૮). લાટના રાષ્ટ્રકૂટ રાજા કક્કરાજે ઉત્તર ગુજરાત સુધી પોતાની સત્તા પ્રસારી રાજધાની ખેટક(ખેડા)માં રાખી. થોડા વખતમાં ધ્રુવરાજે યુવરાજ ગોવિંદનો રાજપદે અભિષેક કરાવ્યો. એના મોટા ભાઈ સ્તંભે પક્ષકારોની મદદથી એની સામે બળવો ઉઠાવ્યો, પરંતુ ગોવિંદરાજે એને કાબૂમાં લઈ સ્તંભને કેદ કર્યો. પાછળથી એને મુક્ત કરી ગંગવાડીના મંડલેશ્વરનું પદ પાછું આપ્યું. પછી ગંગ રાજા શિવમારને પકડી પાછો કેદ કર્યો. પલ્લવ રાજા દન્તિગને વશ કર્યો. વેંગીનો ચાલુક્ય રાજા વિષ્ણુવર્ધન એનો માતામહ થતો હોઈ સારાસારી રાખતો હતો. આમ સમસ્ત દખ્ખણમાં પોતાની સત્તા દૃઢ કરી, પાછી એણે ઉત્તર ભારત તરફ મીટ માંડી.

આ દરમ્યાન ત્યાં પહેલાં ગૌડરાજ ધર્મપાલે કનોજમાં ચક્રાયુધને નીમી પોતાનું આધિપત્ય જમાવ્યું હતું અને પછી વળી પ્રતીહાર રાજા નાગભટ બીજાએ ત્યાં પોતાનું વર્ચસ પ્રવર્તાવ્યું હતું. લાટમાં કક્કરાજ મહારાજાધિરાજ તરીકે વર્તતો હતો. ગોવિંદરાજે એની સત્તાનો અંત આણી લાટ પ્રદેશ પોતાના અનુજ ઇન્દ્રને સોંપ્યો ત્યારથી ત્યાં લાટેશ્વરની–રાષ્ટ્રકૂટોની લાટ શાખાની–સત્તા પ્રવર્તી. ઉત્તરાપથ પરની દંડયાત્રા દરમ્યાન લાટમંડલની વફાદારી મહત્ત્વનું સ્થાન ધરાવતી. રાષ્ટ્રકૂટ રાજ્યના સંરક્ષણનો પૂરતો બંદોબસ્ત કરી ગોવિંદરાજે કનોજ તરફ કૂચ કરી. નાગભટની સેનાએ એનો માર્ગમાં સામનો કર્યો, પરંતુ ગોવિંદરાજની પ્રબલ સેનાએ એને પલાયન થવાની ફરજ પાડી. ચક્રાયુધે તરત જ બિનશરતી શરણાગતિ સ્વીકારી લીધી. ગૌડરાજ ધર્મપાલે પણ સમો વર્તી નમતું જોખ્યું. ઉત્તરાપથમાં

પોતાનું આધિપત્ય પ્રવર્તાવી ગોવિંદરાજ નર્મદાતટના પ્રદેશમાં પાછો ફર્યો. એનો મુકામ શર્વ રાજાના પાટનગર શ્રીભવનમાં[1] હતો ત્યારે એને ત્યાં પુત્રજન્મ થયાની વધામણી આવી. આથી એ કુંવરનું નામ તાત્કાલિક 'શર્વ' રાખવામાં આવ્યું. ઉત્તરાપથની આ વિજયયાત્રા ઈ.સ. ૮૦૦ના અરસામાં થઈ જણાય છે.

ગોવિંદરાજની ગેરહાજરી દરમ્યાન દખ્ખણમાં અનેક ઉપદ્રવ જાગ્યા હતા. વેંગીમાં નવા રાજા વિજયાદિત્ય બીજાએ રાષ્ટ્રકૂટોના આધિપત્યને અવગણ્યું હતું. ગોવિંદરાજે તેને હરાવી તેની જગ્યાએ તેના અનુજ ભીમને ગાદી સોંપી. એવી રીતે પલ્લવ, પાંડ્ય, કેરલ અને ગંગ રાજાઓનું સંગઠન તોડી પોતાનું આધિપત્ય દૃઢ કર્યું. રાષ્ટ્રકૂટ સેનાએ કાંચી કબજે કરતાં ગોવિંદરાજની ધાક એવી પ્રસરી કે શ્રીલંકાના રાજાએ પોતાનું અને પોતાના મહામાત્યનું બાવલું મોકલી તેની મૈત્રી સાધી. ગોવિંદરાજે એને વિજયસ્મારક રૂપે કાંચીના શિવાલયમાં રાખ્યું. આમ એની કીર્તિગાથા હિમાચલથી કન્યાકુમારી સુધી પ્રસરી.

ગોવિંદરાજ જગત્તુંગ, પ્રભૂતવર્ષ, શ્રીવલ્લભ, જનવલ્લભ, કીર્તિનારાયણ અને ત્રિભુવનધવલ તરીકે ખ્યાતિ પામ્યો. પોતાના વીસેક વર્ષના રાજ્યકાલ દરમ્યાન એણે રાષ્ટ્રકૂટ સામ્રાજ્યની સત્તાને પરાકાષ્ઠાએ પહોંચાડી. રાષ્ટ્રકૂટ વંશનો સહુથી મહાન અને પ્રતાપી રાજવી ગોવિંદરાજ ત્રીજો ગણાય છે.

એનું મૃત્યુ થતાં એનો પુત્ર શર્વ ગાદીએ આવ્યો (ઈ.સ. ૮૧૪). ત્યારે તે સગીર વયનો હતો. એનું બીજું નામ 'અમોઘવર્ષ' છે. આગળ જતાં એણે નૃપતુંગ, મહારાજષણ્ડ, વીરનારાયણ અને અતિશયધવલ જેવાં મહાબિરુદ ધારણ કર્યાં.

લાટમાં ઇન્દ્રરાજ પછી તેનો પુત્ર કર્કરાજ સુવર્ણવર્ષ ગાદીએ આવ્યો હતો. તેને શર્વરાજની સગીર અવસ્થા દરમ્યાન રાજ્યતંત્ર સંભાળવાનું સોંપાયું હતું. વેંગીના વિજયાદિત્યે પોતાની સત્તા પાછી મેળવી અન્ય અસંતુષ્ટ સંબંધીઓ અને સામંતોની મદદ લઈ બાલ શર્વરાજ સામે બળવો ઉઠાવ્યો અને શર્વરાજની રાજસત્તા થોડો વખત ગ્રસ્ત થઈ ગઈ, પરંતુ કર્કરાજ સુવર્ણવર્ષે થોડા વખતમાં પરિસ્થિતિ સુધારી તેની સત્તા દૃઢ કરી.

શર્વ અમોઘવર્ષે પુખ્ત વયના થયા બાદ વિજયાદિત્ય પર આક્રમણ કરી તેનો સખત પરાજય કર્યો. વેંગી તે પછી દસ-બાર વર્ષ સુધી રાષ્ટ્રકૂટ સેનાને કબજે

૧. હાલ એ ભરૂચ જિલ્લાના આમોદ તાલુકાના સરભોણ ગામ તરીકે ઓળખાય છે.

રહ્યું. પછી વળી વિજયાદિત્યે તે પાછું મેળવ્યું. અમોઘવર્ષના રાજ્યકાલના પહેલા બે દસકા સુધી રાષ્ટ્રકૂટ અને ગંગ રાજ્ય વચ્ચે લગભગ સતત વિગ્રહ ચાલ્યા કર્યો. છેવટે ગંગ સેનાએ રાષ્ટ્રકૂટ સેનાને પોતાના રાજ્યના ઘણા ભાગમાંથી કાઢી મૂકીને છેવટે અમોઘવર્ષે પોતાની કુંવરી ગંગ રાજપુત્રને પરણાવી શાંતિ સ્થાપી.

ઉત્તર ભારતમાં ગૌડરાજ દેવપાલની સત્તા ઘણી પ્રબળ બની હતી. એણે દ્રવિડ રાજા(અમોઘવર્ષ)નો પરાભવ કર્યો. આગળ જતાં અમોઘવર્ષે પણ અંગ, વંગ અને મગધના રાજાઓને વશ કર્યા લાગે છે.

અમોઘવર્ષે માન્યખેટ નગર બંધાવ્યું અને રાષ્ટ્રકૂટ રાજ્યની રાજધાની ત્યાં રાખી.[૧] એ હાલ શોલાપુર પાસે આવેલ માલખેડ નામે ગામ તરીકે ઓળખાય છે.

લાટેશ્વર કર્કરાજ સુવર્ણવર્ષ મહારાજાધિરાજ અમોઘવર્ષને છેક સુધી વફાદાર રહ્યો, પરંતુ કર્કરાજના ઉત્તરાધિકારી ધ્રુવરાજ ધારાવર્ષને અમોઘવર્ષ સાથે સંઘર્ષ થયો અને એમાં આખરે ધ્રુવરાજ રણભૂમિ પર ઘાયલ થઈ મરણ પામ્યો (લગભગ ઈ.સ. ૮૪૫). ધ્રુવરાજનો પુત્ર અકાલવર્ષ લાટદેશ પાછો મેળવવામાં સફળ થયો, પરંતુ અમોઘવર્ષના સેનાપતિ બંકેયે એનો પરાભવ કર્યો. અકાલવર્ષના પુત્ર ધ્રુવરાજ ધારાવર્ષ બીજાનું રાજ્યારોહણ થતાં આ બે રાષ્ટ્રકૂટ રાજકુલો વચ્ચે મૈત્રીભર્યો સંબંધ સધાયો.

દરમ્યાન ઉત્તર ભારતમાં પ્રતીહાર નરેશ ભોજરાજની સત્તા ઘણી પ્રબળ થઈ હતી. ગુર્જર રાજા મિહિર અર્થાત્ પ્રતીહાર નરેશ મિહિર ભોજે રાષ્ટ્રકૂટ રાજ્ય પર આક્રમણ કર્યું, પરંતુ ધ્રુવરાજ ધારાવર્ષે એના સૈન્યને લાટને સીમાડેથી પાછું કાઢ્યું.

શર્વ–અમોઘવર્ષ સાહિત્યનો શોખીન હતો. એની રાજસભામાં જિનસેન, મહાવીરાચાર્ય અને શાકટાયન જેવા વિદ્વાનો વિરાજતા. એણે પોતે 'કવિરાજ-માર્ગ' નામે ગ્રંથ લખ્યો છે, જે કાવ્યશાસ્ત્રને લગતો સહુથી પહેલો કન્નડ ગ્રંથ છે. એ મહાવીરનો તેમ જ મહાલક્ષ્મીનો પરમ ઉપાસક હતો. ઉત્તરાવસ્થામાં તે રાજ્યતંત્રમાંથી અવારનવાર નિવૃત્ત થઈ ધાર્મિક ઉપાસનામાં પરાયણ રહેતો. રાજ્યમાં સખત રોગચાળો ફેલાતાં એના નિવારણ અર્થે એણે મહાલક્ષ્મીને પોતાની આંગળી કાપીને અર્પણ કરી હતી. એ રાજા એવો પરગજુ હતો. એણે લગભગ ૬૪ વર્ષ જેટલું લાંબું રાજ્ય ભોગવ્યું.

---

૧. એ પહેલાં રાષ્ટ્રકૂટ રાજ્યની રાજધાની ક્યાં હતી એ વિશે ચોક્કસ માહિતી મળતી નથી. નાસિક કે ઔરંગાબાદ જિલ્લામાં હોવા સંભવે છે.

અમોઘવર્ષ પછી એનો પુત્ર કૃષ્ણ ગાદીએ આવ્યો (ઈ. સ. ૮૭૮ના અરસામાં). આ કૃષ્ણરાજ બીજો અકાલવર્ષ, શ્રીવલ્લભ તથા શુભતુંગ તરીકે પણ ઓળખાતો. એ ચેદિના રાજા કોક્કલ્લ ૧લાની કુંવરીને પરણ્યો હોઈ, એને એ રાજ્યની સંગીન મદદ મળ્યા કરતી.

એના સમયમાં પ્રતીહાર નરેશ ભોજદેવે રાષ્ટ્રકૂટ રાજ્ય પર આક્રમણ કર્યું. ઉજ્જયિનીમાં પ્રતીહાર અને રાષ્ટ્રકૂટ સેના વચ્ચે ભારે સંગ્રામ ખેલાયો. લાટના રાષ્ટ્રકૂટ રાજા કૃષ્ણરાજ અકાલવર્ષે શ્રીવલ્લભની હાજરીમાં યશસ્વી પરાક્રમ દાખવ્યું. રાજાધિરાજ કૃષ્ણરાજે ગુર્જર સેના સામે શરવૃષ્ટિ કરી જે વિજય પ્રાપ્ત કર્યો તેની યશોગાથા વૃદ્ધજનો લાંબા વખત લગી ગાતા. આ ઘટના ઈ.સ. ૮૮૫ ના અરસામાં બની લાગે છે. ભોજદેવ–મિહિર એ અરસામાં મૃત્યુ પામ્યો.

લાટના રાષ્ટ્રકૂટોની સત્તા ઈ.સ. ૮૮૮ પછી થોડા વખતમાં સદંતર અસ્ત પામી. રાજાધિરાજ કૃષ્ણરાજે લાટેશ્વરના દર્પનો નાશ કર્યો. ધવલપ્પે શત્રુને હણીને કૃષ્ણરાજને તેનું મંડલ આપ્યું અને ધવલપ્પના પુત્ર પ્રચણ્ડને ગુજરાતમાં મહાસામંત તરીકે અધિકાર પ્રાપ્ત થયો એ ઉલ્લેખો પરથી રાજાધિરાજ કૃષ્ણરાજની સેનાએ લાટેશ્વર કૃષ્ણરાજની સત્તાનું ઉન્મૂલન કર્યું હોવાનું માલૂમ પડે છે. દક્ષિણ ગુજરાતમાં હવે માન્યખેટના રાષ્ટ્રકૂટોનું સીધું શાસન પ્રવર્ત્યું. લાટ શાખા હંમેશ માટે લુપ્ત થઈ ગઈ.

વેંગીના ચાલુક્ય રાજા વિજયાદિત્ય ત્રીજાએ કૃષ્ણરાજના રાજ્યારોહણ પછી આસપાસના પ્રદેશોમાં રહેલી રાષ્ટ્રકૂટ સત્તા લુપ્ત કરવા માંડી હતી. પરંતુ કૃષ્ણરાજે પોતાની સેનાનું સંગઠન સાધી ચાલુક્ય રાજ્ય પર પ્રબળ આક્રમણ કર્યું અને વિજયાદિત્યના ઉત્તરાધિકારી ભીમને હરાવી કેદ કર્યો. ભીમને થોડાં વર્ષ પછી છોડી સામંત તરીકે એનું રાજ્ય પાછું સોંપવામાં આવ્યું. આગળ જતાં તેણે ફરી સ્વતંત્ર થવા યત્ન કર્યો, પરંતુ એ સંગ્રામમાં ભારે પરાજય પામ્યો.

ચોળ રાજા આદિત્ય ૧લાને કૃષ્ણરાજે પોતાની એક કુંવરી પરણાવેલી. તે કુંવરીના પુત્રને આદિત્યનો ઉત્તરાધિકાર ન મળતાં કૃષ્ણરાજે ચોળ રાજા પરાન્તક સામે આક્રમણ કર્યું; પરંતુ એમાં એ ભારે પરાભવ પામ્યો.

કૃષ્ણરાજે ગૌડરાજ નારાયણપાલનો પરાજય કર્યો જણાય છે. આમ આ રાષ્ટ્રકૂટ રાજવીએ કેટલાક વિજય અને કેટલાક પરાજય અનુભવ્યા. એનો યુવરાજ જગત્તુંગ પિતાની હયાતી દરમ્યાન અકાલ મૃત્યુ પામ્યો હતો. આથી કૃષ્ણરાજના મૃત્યુ બાદ તેનો ઉત્તરાધિકાર જગત્તુંગના પુત્ર ઇન્દ્રરાજને પ્રાપ્ત થયો (ઈ.સ. ૯૧૪).

રાજ્યાભિષેક પ્રસંગે પટ્ટબન્ધ તથા તુલાપુરુષનો સમારંભ થયો અને ત્યારે તેણે લાટ દેશમાંની ભૂમિનાંય દાન દીધાં

ઇન્દ્રરાજ ત્રીજો નિત્યવર્ષ, પૃથ્વીવલ્લભ, શ્રીવલ્લભ, કીર્તિનારાયણ, રાજમાર્તણ્ડ અને રટ્ટકન્દર્પ તરીકે પણ ઓળખાતો. એ પોતાના પૂર્વજ ગોવિંદરાજ ત્રીજાના જેવો પરાક્રમી અને મહત્ત્વાકાંક્ષી હતો. તેણે શરૂઆતમાં જ ગુર્જર-પ્રતીહાર રાજ્ય પર આક્રમણ કર્યું અને ઉત્તર ભારતમાં દંડયાત્રા કરી યમુના પાર કરી છેક કનોજ સુધી વિજયકૂચ કરી. પ્રતીહાર રાજા મહીપાલ પલાયન થઈ ગયો અને એની રાજધાની રાષ્ટ્રકૂટોને કબજે આવી. રાષ્ટ્રકૂટ સેના વિજય મેળવી માન્યખેટ પાછી ફરી એટલે મહીપાલે પોતાના ઘણા પ્રદેશ પાછા મેળવ્યા, પરંતુ એના પરાભવે પ્રતીહારોની કીર્તિને ઝાંખી પાડી અને ઇન્દ્રરાજના વિજયે રાષ્ટ્રકૂટોની પ્રતિષ્ઠામાં અભિવૃદ્ધિ કરી.

વેંગીના ચાલુક્ય રાજ્ય સાથેનો સંઘર્ષ ઇન્દ્રરાજના સમયમાં ચાલુ રહ્યો. ઇન્દ્રરાજ થોડાં વર્ષમાં અકાલ મૃત્યુ પામ્યો. એના પછી એનો મોટો પુત્ર અમોઘવર્ષ બીજો ગાદીએ આવ્યો, પરંતુ એ પોતાના અનુજ ગોવિંદના કાવતરાનો ભોગ થઈ મૃત્યુ પામ્યો. એની વિધવા વેંગી જઈ ત્યાંના રાજા અમ્મ ૧ લાના આશ્રયે રહેવા લાગી.

ગોવિંદરાજ ચોથો સુવર્ણવર્ષ, પૃથ્વીવલ્લભ અને શ્રીવલ્લભ જેવાં અપરનામ ધરાવતો. શક વર્ષ ૮૫૨(ઈ.સ. ૯૩૦)માં તેણે લાટદેશના ખેટકમંડલમાંની ભૂમિનું દાન દીધેલું છે. આ રાજા ભોગવિલાસમાં પરાયણ રહ્યો અને પ્રજા એના જુલમી વહીવટથી ત્રાસી ગઈ. એના અમાત્યો તથા સામંતોએ એના કાકા અમોઘવર્ષને આ જુલમી રાજાને પદભ્રષ્ટ કરવા અનુરોધ કર્યો. અમોઘવર્ષ વયોવૃદ્ધ પરંતુ ઉમદા અને માન્ય હતો. એણે માન્યખેટ પર ચડાઈ કરી ત્યારે ત્યાંની પ્રજાએ તેને આવકાર આપ્યો. ગોવિંદરાજને પદભ્રષ્ટ કરી અમોઘવર્ષ ત્રીજો ગાદીએ બેઠો (ઈ.સ. ૯૩૫ના અરસામાં).

અમોઘવર્ષ વયોવૃદ્ધ હોઈ, ધર્મપરાયણ રહેતો. વહીવટની દેખરેખ તેનો પુત્ર કૃષ્ણ રાખતો. યુવરાજ કૃષ્ણે ગંગવાડી સેના મોકલી ત્યાંના રાજા રાજમલ્લને પદભ્રષ્ટ કર્યો, જેથી તેના નાના ભાઈ બૂતુગ(જે કૃષ્ણનો બનેવી થતો હતો)ને રાજ્ય મળે. યુવરાજે બુંદેલખંડ સૈન્ય મોકલી કાલંજર અને ચિત્રકૂટના દુર્ગ કબજે કર્યા. એ વખતે ચેદિ રાજ્ય સાથે સંઘર્ષ થતાં એ બે રાજકુલો વચ્ચેની લાંબા વખતની મૈત્રીનો અંત આવ્યો. અમોઘવર્ષે ફક્ત ચારેક વર્ષ રાજ્ય ભોગવ્યું. એનું મૃત્યુ થતાં રાજપદે યુવરાજ કૃષ્ણનો અભિષેક થયો (ઈ.સ. ૯૩૯).

કૃષ્ણરાજ ત્રીજો—અકાલવર્ષ ઘણો સમર્થ અને મહત્ત્વાકાંક્ષી હતો. એણે પોતાના બનેવી બૂતુગનો સાથ લઈ ચોળ રાજ્ય પર આક્રમણ કર્યું અને કાંચી તથા તાંજોર કબજે કર્યાં (ઈ.સ. ૯૪૩). ચોળ રાજા પરાન્તકે સૈનિકોનું સંગઠન કરી કેટલોક પ્રદેશ પાછો મેળવ્યો, પરંતુ તોણ્ડમણ્ડલમ વિજેતાઓને કબજે રહ્યું. ઈ.સ. ૯૪૯માં ચોળ સેનાએ આર્કોટ પ્રદેશ પાછો મેળવવા કોશિશ કરી, પરંતુ યુદ્ધમાં ચોળ યુવરાજ રાજાદિત્ય માર્યો ગયો અને ચોળ સેનાનો ભારે પરાજય થયો. કૃષ્ણરાજે હવે કાવેરી નદી પાર કરી દક્ષિણમાં છેક રામેશ્વર સુધી વિજયકૂચ કરી અને એ વિજયની યાદગીરીમાં ત્યાં વિજયસ્તંભ કરાવ્યો. વળી ત્યાં કૃષ્ણેશ્વર અને ગણ્ડમાર્તણ્ડેશ્વર નામે મંદિર બંધાવ્યાં. તેણે તોણ્ડમણ્ડલમ રાષ્ટ્રકૂટ રાજ્યમાં ભેળવી દીધું.

પરમાર રાજા સીયક બીજો કૃષ્ણરાજ અકાલવર્ષના મહામંડલિક તરીકે ખેટક મંડલમાં અધિકાર ધરાવતો હતો.

ઈ.સ. ૯૬૩ના અરસામાં કૃષ્ણરાજે ઉત્તર ભારત પર ચડાઈ કરી. ગંગ રાજા બૂતુગના ઉત્તરાધિકારી મારસિંહે તેમાં તેને સંગીન મદદ કરી. ગુર્જરેશ્વરના પરાજયમાં તેણે ભજવેલા અગ્રિમ ભાગને લઈને એ ગુર્જરેશ્વર કહેવાયો. કૃષ્ણરાજના આ વિજયને લગતી યશોગાથા બુંદેલખંડમાં શિલાફલક પર કોતરાઈ છે.

કૃષ્ણરાજે માળવા પર આક્રમણ કરી ઉજ્જન કબજે કર્યું.

વેંગીના રાજા અમ્મ બીજાના પ્રતિસ્પર્ધી બાડપનો પક્ષ લઈ તેને ત્યાંની ગાદી અપાવી (ઈ.સ. ૯૫૬), પરંતુ અમ્મરાજે થોડા વખતમાં પોતાની સત્તા પાછી મેળવી.

કૃષ્ણરાજ ઉત્તર ભારતમાં ગોવિંદરાજ ત્રીજા કે ઇન્દ્રરાજ ત્રીજા જેટલો વિજયી નીવડયો નહિ, પરંતુ દક્ષિણ ભારતનો એ પૂરો અધિપતિ બન્યો. છેક રામેશ્વર સુધી પોતાની સત્તા પ્રસારનાર રાષ્ટ્રકૂટ રાજા તો એ જ હતો.

એના પછી એનો નાનો ભાઈ ખોટ્ટિગ રાજા થયો (ઈ.સ. ૯૬૭). પરમાર રાજા સીયકે એનું આધિપત્ય ફગાવી દીધું. ખોટ્ટિગની સેનાએ તેની સામે આક્રમણ કર્યું, પરંતુ સીયકે તે સેનાને નર્મદાની દક્ષિણે પાછી હઠાવી અને એનો પીછો પકડી માન્યખેટ કબજે કર્યું (ઈ.સ. ૯૭૨). રાષ્ટ્રકૂટોની રાજધાની લૂંટાઈ, પરંતુ ગંગ રાજા મારસિંહ બીજાએ પરમારોને પલાયન થવાની ફરજ પાડી.

આ પરાભવથી પ્રતિષ્ઠાહાનિ પામેલ રાજા ખોટ્ટિગ થોડા દિવસમાં મૃત્યુ પામ્યો. પછી એનો ભત્રીજો કર્ક બીજો ગાદીએ આવ્યો. એના સમયમાં એના

મહામાત્યોએ ગેરવહીવટ ચલાવ્યો ને એના સામંતોમાં ભારે મહત્ત્વાકાંક્ષાઓ જાગી. એમાંના ચાલુક્ય સામંત તૈલ (તૈલપ) બીજાએ મોટા પાયા પર ગુપ્ત તૈયારીઓ કરીને કર્કરાજની સત્તાને પડકારી (ઈ.સ. ૯૭૩). કર્કરાજે તેની સામે કૂચ કરી, પરંતુ સંગ્રામમાં એ ભારે પરાજય પામ્યો. ત્યાંથી પલાયન થઈ તેણે દક્ષિણ કર્ણાટકમાં પોતાનું નાનું રાજ્ય સ્થાપ્યું. એના ભત્રીજા ઇન્દ્રરાજ ચોથા વતી ગંગ રાજા મારસિંહે રાષ્ટ્રકૂટ રાજ્ય પાછું મેળવવા પુરુષાર્થ કર્યો, પરંતુ તૈલપે તેમની સેનાનો ભારે પરાભવ કર્યો (ઈ.સ. ૯૭૪). ઇન્દ્રરાજ જૈન શ્રમણ થઈ સલ્લેખણા કરી મૃત્યુ પામ્યો.

હવે તૈલપે દખ્ખણમાં ચાલુક્યોનું મહારાજ્ય જમાવ્યું. એ પોતાને વાતાપિના ચાલુક્ય રાજવીઓનો સીધો વંશજ માનતો હતો અને રાષ્ટ્રકૂટોના રાજ્યનું ઉન્મૂલન કરી તેણે ચાલુક્ય રાજ્યની સત્તા બસોએક વર્ષ બાદ પુનઃસ્થાપિત કરી એવું જણાયું (ઈ.સ. ૯૭૫).

આમ રાષ્ટ્રકૂટ રાજ્યે દખ્ખણમાં મહારાજ્ય પ્રવર્તાવી ઉત્તર ભારત પર અવારનવાર વિજયકૂચ કરી અને દક્ષિણ ભારતમાં પોતાનું આધિપત્ય પ્રસાર્યું. પ્રતીહારોના તેઓ પ્રબળ પ્રતિસ્પર્ધી હતા. પ્રતીહારો અરબો સાથે શત્રુતા રાખતા, જ્યારે રાષ્ટ્રકૂટો તેમની સાથે સારો સંબંધ રાખતા. અરબ લેખકો રાષ્ટ્રકૂટ રાજાનો બલહાર (બલ્લહરાય—વલ્લભરાજ) તરીકે ઉલ્લેખ કરતા. પ્રતીહાર અને રાષ્ટ્રકૂટ એ તે કાલના ભારતના બે મહાન રાજવંશ હતા; અરબો પણ હિંદમાં પ્રબળ રાજ્યો તરીકે તે બે વંશનાં રાજ્યો જણાવે છે.

## પાલવંશનું મહારાજ્ય

એ બે સામ્રાજ્યોની પ્રતિસ્પર્ધા કરે તેવું એક ત્રીજું મહારાજ્ય હતું. તે હતું ગૌડદેશના પાલવંશનું મહારાજ્ય. આ રાજ્યનો સ્થાપક ગોપાલ નામે પ્રતાપી રાજા હતો. એ ઉત્તર બંગાળમાં જન્મ્યો હતો. એણે વંગ(પૂર્વ બંગાળ)ના રાજા તરીકે કારકિર્દી શરૂ કરી ધીમે ધીમે આખા બંગાળ પર સત્તા જમાવી. આઠમી સદીના મધ્યમાં એના શાસન નીચે બંગાળ રાજકીય રીતે સંગઠિત થયું.

ગોપાલ ક્ષત્રિય હતો. એના અને એના વંશજોના નામને છેડે 'પાલ' શબ્દ આવતો હોઈ, એનો વંશ પાલવંશ તરીકે ઓળખાય છે. આ વંશના રાજાઓ બૌદ્ધ હતા.

ગોપાલ પછી એનો મોટો પુત્ર ધર્મપાલ ગાદીએ આવ્યો (લગભગ ઈ.સ. ૭૭૦). ત્યારે અવન્તિના પ્રતીહારો પોતાની સત્તા પૂર્વ તરફ પ્રસારી રહ્યા હતા

અને દખ્ખણના રાષ્ટ્રકૂટો આર્યાવર્ત પર મીટ માંડતા હતા. સર્વોપરી સત્તાની સ્પર્ધામાં ધર્મપાલ પણ ભળ્યો. પહેલો સંઘર્ષ પ્રતીહાર વત્સરાજ અને ધર્મપાલ વચ્ચે થયો. એમાં વત્સરાજે ગૌડરાજનો પરાભવ કર્યો, પરંતુ એવામાં રાષ્ટ્રકૂટ ધ્રુવરાજે વત્સરાજને હરાવી ભગાડયો. ધ્રુવરાજે ધર્મપાલને પણ પરાજિત કર્યો. પછી ધ્રુવરાજ દખ્ખણમાં પાછો ફર્યો (લગભગ ઈ.સ. ૭૦૯). એના આક્રમણે પ્રતીહાર સત્તાને ભારે પરાસ્ત કરી હોઈ, ધર્મપાલનો માર્ગ વધારે મોકળો થયો. એણે કનોજમાં ઇન્દ્રાયુધને હરાવી એની જગ્યાએ ચક્રાયુધનો રાજ્યાભિષેક કર્યો અને ત્યાં રાજસભા ભરી અનેક રાજાઓ પાસે એને માન્યતા અપાવી. કેટલાંક વર્ષો લગી ધર્મપાલ ઉત્તરાપથનો અધિપતિ ગણાયો.[૧]

ધર્મપાલ બંગાળ અને બિહાર પર સીધું શાસન કરતો હતો. ઉત્તર પ્રદેશમાં કનોજનો રાજા એને અધીન હતો. પંજાબ અને રાજસ્થાનના ઘણા રાજાઓએ એનું સ્વામિત્વ અંગીકાર કર્યું હતું. હિમાચલ પ્રદેશમાં પણ તેની આણ વર્તતી. આમ ધર્મપાલે ગૌડ રાજ્યને પૂર્વ ભારતના મહારાજ્યમાં જ નહિ, ઉત્તર ભારતના સર્વોપરી રાજ્યમાં વિકસાવવાનો પુરુષાર્થ આદર્યો.

પરંતુ એની આ સિદ્ધિ લાંબો વખત અબાધિત રહી નહિ. વત્સરાજના પુત્ર નાગભટ બીજાએ કનોજ જીતી લીધું અને મગધ પર આક્રમણ કરી વંગરાજનો પરાજય કર્યો. વળી પાછા રાષ્ટ્રકૂટ રાજાએ આક્રમણ કરી પ્રતીહાર નરેશનો પરાભવ કર્યો. ધર્મપાલ અને ચક્રાયુધેય તેનું આધિપત્ય સ્વીકાર્યું. ગોવિંદરાજ ત્રીજો વિજય કરી દખ્ખણમાં પાછો ફર્યો અને ધર્મપાલને પાછી મોકળાશ મળી ગઈ. ઇતિહાસનું પુનરાવર્તન થયું.

ધર્મપાલે પરમભટ્ટારક, મહારાજાધિરાજ અને પરમેશ્વરનાં મહાબિરુદ ધારણ કર્યાં. પાટલિપુત્ર તથા કનોજમાં એનો પ્રભાવ પ્રવર્તતો. એ પરમ બૌદ્ધ હતો.

---

૧. 'ઉદયસુંદરીકથા'માં કવિ સોઢ્ઢલે પણ એને 'ઉત્તરાપથ-સ્વામી' કહ્યો છે.

આ પુસ્તકમાં જણાવ્યા મુજબ સુરાષ્ટ્રમાં આવેલ વલભીના રાજા શીલાદિત્યને ધર્મપાલ સાથે લાંબો વિગ્રહ ચાલ્યો હતો. વિગ્રહમાં વિલંબ થતાં વલભીનો રાજા જાતે શત્રુના દુર્ગ પરના ઘેરામાં હાજર થયો. ગુપ્તચર દ્વારા માહિતી મળી કે મુત્સદ્દી શત્રુએ વલભીના અધિકારીઓને ફોડી લીધા હતા.' રાજાના અનુજ કલાદિત્યે સેનાનું સંચાલન કરી ધર્મપાલને જીતી લીધો. શીલાદિત્યે તેને તેનું રાજ્ય પાછું સોંપ્યું. પછી રાજદ્રોહી અમાત્ય કનકાયનનો અધિકાર કલાદિત્યને સોંપાયો. કવિ સોઢ્ઢલ એનો વંશજ થતો હતો, આ વિગ્રહનો બનાવ ધર્મરાજની સત્તાના અભ્યુદયના આરંભમાં બન્યો હોવો જોઈએ, કેમ કે ઈ.સ. ૭૮૮માં વલભીના રાજ્યનો અંત આવ્યો.

વિક્રમશીલ ધર્મપાલે મગધમાં ગંગાતટે આવેલ એક પર્વતની ટોચે વિક્રમશીલ વિહાર સ્થાપ્યો, જ્યાં નાલંદા વિદ્યાપીઠ જેવું મોટું વિદ્યાપીઠ વિકસ્યું. વરેન્દ્ર-(ઉત્તર બંગાળ)માં એણે સ્થાપેલ મહાવિહારના અવશેષ રાજશાહી જિલ્લાના પહાડપુરમાં મળ્યા છે. ધર્મપાલે બૌદ્ધ લેખક હરિભદ્રને પ્રોત્સાહન આપેલું. ધર્મપાલે ૬૪ વર્ષ રાજ્ય કર્યું એમ કહેવાય છે, પરંતુ એ બહુ સંભવિત નથી. એની છેલ્લી જ્ઞાત મિતિ એના રાજ્યકાલના ૩૨મા વર્ષની મળી છે. એણે લગભગ ઈ.સ. ૭૭૦થી ૮૧૦ સુધી રાજ્ય કર્યું લાગે છે.

ધર્મપાલનો પુત્ર દેવપાલ એનો સમર્થ ઉત્તરાધિકારી હતો. એણે પિતાનું સામ્રાજ્ય ટકાવી રાખ્યું એટલું જ નહિ, એનો વિસ્તાર પણ કર્યો. દેવપાલે નાગભટ, રામભદ્ર અને ભોજના સમયમાં પ્રતીહાર રાજ્ય પર સફળ આક્રમણ કરેલું. એણે કનોજની પાર આવેલ હિમાલયના હૂણ રાજ્યને વશ કરી પશ્ચિમમાં છેક કંબોજ દેશ સુધી વિજયકૂચ કરી. દક્ષિણમાં એણે વિન્ધ્ય પર્યંત શાસન પ્રવર્તાવી છેક દ્રવિડ દેશમાં પણ પોતાનો પ્રભાવ પ્રસાર્યો. એની વિજયયાત્રાઓમાં એનો પિતરાઈ ભાઈ જયપાલ સેનાપતિ તરીકે અગ્રિમ ભાગ ભજવતો. પ્રાગ્જ્યોતિષ(આસામ)ના રાજાએ એનું આગમન થતાંવેંત દેવપાલનું સ્વામિત્વ અંગીકાર કરી લીધું. ઉત્તર ભારતનો એ લાંબો વખત અધિપતિ રહ્યો.

ધર્મપાલની જેમ દેવપાલ પણ બૌદ્ધ ધર્મ તરફ પરમ અનુરાગ ધરાવતો. સુવર્ણદ્વીપ(ઇન્ડોનેશિયા)ના શૈલેન્દ્ર રાજાને એણે નાલંદા મહાવિહારને પાંચ ગામોનું દાન દેવાનો પ્રબંધ કરી આપેલો. તિબેટ તરફથી બંગાળ પર અવારનવાર આક્રમણ થતું. ક્યારેક પ્રતીહારો તથા રાષ્ટ્રકૂટો તરફથી ઉપદ્રવ થયા કરતો, છતાં દેવપાલે પાલ રાજ્યની પ્રબળ સત્તા જારી રાખી. એનું સૈન્ય સહુથી વિપુલ હતું. દંડ-યાત્રામાં એ ૫૦,૦૦૦ ગજ લઈ જતો. એનાં વસ્ત્રોને લગતું કામ કરનાર પરિજનો દસથી પંદર હજાર જેટલા હતા! દેવપાલે લગભગ ચાળીસ વર્ષ રાજ્ય ભોગવ્યું (લગભગ ઈ.સ. ૮૧૦થી ૮૫૦).

દેવપાલ પછી વિગ્રહપાલ ગાદીએ આવ્યો. એ પ્રાયઃ જયપાલનો પુત્ર હતો.[૧] એણે ત્રણચાર વર્ષ રાજ્ય કરી વાનપ્રસ્થ ધર્મ અંગીકાર કર્યો.

એનો પુત્ર નારાયણપાલ પણ શાંત અને ધાર્મિક વૃત્તિનો હતો. અગાઉના બે રાજાઓ લડાયક વૃત્તિના હોઈ, તેઓએ પાલ રાજ્યની સત્તા ઘણી વિસ્તારી હતી; જ્યારે આ બે રાજાઓ સૌમ્ય પ્રકૃતિના હોઈ, તેઓના સમયમાં એ સત્તા ઘણી

૧. કેટલાક એને દેવપાલનો પુત્ર માને છે. જયપાલ દેવપાલના કાકા વાક્પાલનો પુત્ર હતો.

સીમિત બની ગઈ. રાષ્ટ્રકૂટ રાજા અમોઘવર્ષે પાલ રાજાનો પરાજય કરી અંગ, વંગ અને મગધ પર પોતાની આણ વર્તાવી. પ્રતીહાર રાજ્યે ઉત્તર ભારત પર પોતાનું શાસન પ્રવર્તાવી કનોજમાં રાજધાની રાખી. પ્રતીહાર નરેશ ભોજરાજે નારાયણપાલનો ભારે પરાજય કરી એના સામ્રાજ્યના પશ્ચિમ પ્રદેશ સર કરી લીધા. ભોજરાજના પુત્ર મહેન્દ્રપાલે મગધ જીતી લીધું અને ઉત્તર બંગાળ પર પણ પોતાનું શાસન વર્તાવ્યું. આસામ અને ઓરિસાનાં રાજ્યોએ આ તકનો લાભ લઈ પાલ રાજ્યનું આધિપત્ય ફગાવી દીધું. આમ પાલ સામ્રાજ્ય તૂટી પડયું અને પાલવંશનું રાજ્ય બંગાળ-બિહારમાં પણ ઘણું નાનું બની ગયું.

નારાયણપાલે પંચાવનેક વર્ષ રાજ્ય કર્યું. છેવટના ભાગમાં (ઈ.સ. ૯૦૫ના અરસામાં) એણે ઉત્તર બંગાળ અને દક્ષિણ બિહારના પ્રદેશ પાછા મેળવ્યા. રાષ્ટ્રકૂટ રાજા કૃષ્ણ બીજાના આક્રમણે પ્રતીહારોની સત્તાનો ફરી હ્રાસ કર્યો અને પાલ રાજ્યને પણ વશ કર્યું. પાલ નરેશને ફરી પાછો આ તકનો લાભ મળ્યો લાગે છે. નારાયણપાલના પુત્ર રાજ્યપાલનો વિવાહ રાષ્ટ્રકૂટ તુંગની[1] કુંવરી સાથે થયો અને એ બે રાજ્યો વચ્ચે સારો સંબંધ સધાયો.

રાજ્યપાલ અને એના ઉત્તરાધિકારીઓના સમયમાં પાલ રાજ્યની પડતી ચાલુ રહી. રાજ્યપાલે અગાધ જળાશય ખોદાવ્યાં અને ઉત્તુંગ દેવાલય બંધાવ્યાં. ગોપાલ બીજા અને વિગ્રહપાલ બીજાના સમયમાં પાલ રાજ્યની જાહોજલાલી વધુ અસ્ત પામી. આ ત્રણ રાજાઓના રાજ્યકાલ (એંસીએક વર્ષ) દરમ્યાન પ્રતીહારો તથા રાષ્ટ્રકૂટોની સત્તાનો પણ હ્રાસ થયો. પાલ રાજ્યની પડતી પણ ઝડપી બની. બંગાળમાં ગૌડ, રાઢ, અંગ અને વંગમાં નવીનવી સ્વતંત્ર રાજસત્તાઓનો અભ્યુદય થયો. ધીમે ધીમે પાલવંશે લગભગ આખું બંગાળ ગુમાવ્યું અને એની સત્તા બિહારમાં સીમિત રહી. વિગ્રહપાલ બીજા પછી એનો પુત્ર મહીપાલ ગાદીએ આવ્યો (લગભગ ઈ.સ. ૯૮૮). એણે ત્રણ વર્ષના ટૂંકા ગાળામાં ઉત્તર બંગાળ તથા પૂર્વ બંગાળના પ્રદેશ પાછા મેળવ્યા. ઈ.સ. ૧૦૦૦ સુધીમાં મહીપાલના પ્રબળ શાસન નીચે પાલ સત્તાનો પુનઃ અભ્યુદય થયો.

## સમકાલીન રાજ્યો

આ દરમ્યાન ભારતમાં બીજાં અનેક નાનાં મોટાં રાજ્ય હતાં, જેમાંનાં મુખ્ય

---

૧. તુંગ પ્રાયઃ કૃષ્ણ બીજાનો પુત્ર જગત્તુંગ હોવાનું જણાય છે.

નીચે પ્રમાણે છે :

## કાશ્મીરના રાજવંશ

કાર્કોટ વંશના લલિતાદિત્ય મુક્તાપીડે (ઈ.સ. ૭૨૪-૭૬૦) કનોજના પ્રતાપી રાજા યશોવર્માનો પરાભવ કરી કાશ્મીરના રાજ્યને વિશાળ અને પ્રબળ બનાવ્યું હતું, પણ એના પુત્ર કુવલયાપીડ અને વજ્રાદિત્યના સમયમાં એ સત્તા ઝાંખી પડી. વજ્રાદિત્યના સમયમાં સિંધના અરબ સૂબાએ કાશ્મીર પર ચડાઈ કરી ત્યાંથી ઘણા માણસોને કેદ કરી ગુલામ બનાવ્યા. વજ્રાદિત્યનો કનિષ્ઠ પુત્ર જયાપીડ વિનયાદિત્ય એના પિતામહ લલિતાદિત્ય જેવો શૂરવીર હતો. રાજપદ પ્રાપ્ત થયા બાદ તેણે પૂર્વના પ્રદેશો તરફ કૂચ કરી. એના ઘણા સૈનિકો એને છોડી કાશ્મીર પાછા ફરવા લાગ્યા. શેષ રહેલા સૈનિકોને પ્રયાગમાં રાખી એ ગુપ્તવેશે દેશાટન કરવા નીકળી પડયો. પુણ્ડ્રવર્ધનના રાજા જયન્તે એને પોતાની કુંવરી પરણાવી અને જયાપીડે તેને પંચ ગૌડ દેશોનો અધિપતિ બનાવ્યો. ગૌડથી એ પ્રયાગ પાછો ફર્યો ને પોતાનું સૈન્ય લઈ કનોજના રાજા(ઇન્દ્રરાજ)ને હરાવી કાશ્મીર આવ્યો. એની ગેરહાજરી દરમ્યાન જજ્જ નામે સંબંધીએ એની ગાદી પડાવી લીધી હતી, તેને હરાવી મારી નાખ્યો અને રાજધાનીમાં વિજયપ્રવેશ કર્યો. 'રાજતરંગિણી'માં જયાપીડે તે પછીયે પૂર્વના પ્રદેશો પર આક્રમણ કર્યાનું જણાવ્યું છે, પરંતુ તેની વિગતો પરથી એની ઐતિહાસિકતા શંકાસ્પદ લાગે છે. ક્ષીર, ઉદ્‌ભટ અને દામોદરગુપ્ત જેવા અનેક વિદ્વાનો એની રાજસભામાં વિરાજતા. છેવટનાં વર્ષોમાં એણે ભારે કરવેરા નાખી લોકપ્રિયતા ગુમાવી. એણે ૩૧ વર્ષ રાજ્ય કર્યું (લગભગ ઈ.સ. ૭૭૦-૮૦૦).

એનો ઉત્તરાધિકાર એના પુત્ર લલિતાપીડને મળ્યો. એના પછી એનો નાનો ભાઈ સંગ્રામાપીડ પૃથ્વ્યાપીડ રાજા થયો. પછી વળી લલિતાદિત્યના નાના પુત્ર ચિપ્પટ જયાપીડે રાજપદ પ્રાપ્ત કર્યું. એ જયાદેવી નામે રખાતનો પુત્ર હતો. એ ઘણી નાની વયનો હોઈ, રાજ્યનો કારભાર એના મામાઓ ચલાવતા. બાલ રાજા તેમના કાવતરાનો ભોગ થઈ મૃત્યુ પામ્યા (ઈ.સ. ૮૧૩ના અરસામાં). આ મામાઓ સત્તા માટે આપસઆપસમાં ઝઘડતા હતા. એમાંના ઉત્પલકે વજ્રાદિત્યના પૌત્ર અજિતાપીડને રાજા બનાવ્યો. એના પ્રતિસ્પર્ધીએ એને પદભ્રષ્ટ કરી સંગ્રામાપીડના પુત્ર અનંગાપીડને ગાદીએ બેસાડયો. ઉત્પલકના પુત્ર સુખવર્માએ વળી અનંગાપીડને પદભ્રષ્ટ કરી અજિતાપીડના પુત્ર ઉત્પલાપીડને ગાદી અપાવી. રાજ્યમાં હવે સુખવર્માનું વર્ચસ રહ્યું. એવામાં એને એના સંબંધીએ મારી નાખ્યો.

અમાત્ય શૂરે ઉત્પલાપીડને પદભ્રષ્ટ કરી સુખવર્માના પુત્ર અવન્તિવર્માને રાજપદ સુપરત કર્યું. ત્યારથી કાર્કોટ વંશની સત્તાનો અંત આવ્યો (ઈ.સ. ૮૫૫).

અવન્તિવર્માના રાજ્યારોહણથી નવો રાજવંશ શરૂ થયો. એના પિતામહના નામ પરથી એ વંશ ઉત્પલવંશ તરીકે ઓળખાય છે.

અવન્તિવર્માએ મહાપદ્મ જલાશયના ઉપદ્રવનું નિવારણ કરાવી તેમ જ વિતસ્તા-(ઝેલમ)માં ભળતી સિંધુ નદીનું[1] સંગમસ્થાન ખસેડાવી કાશ્મીરની ધાન્ય-સંપત્તિમાં અભિવૃદ્ધિ કરી, પ્રજાની આર્થિક સ્થિતિ સુધારી. રાજ્યવહીવટમાં મહામાત્ય શૂરનું ઘણું વર્ચસ રહેતું. શિવસ્વામી, આનંદવર્ધન અને રત્નાકર જેવા વિદ્વાનો એની રાજસભા દીપાવતા. એ ઈ સ. ૮૮૩માં મૃત્યુ પામ્યો.

એના પછી એના પુત્ર શંકરવર્માએ રાજસત્તા પ્રાપ્ત કરી. એણે કાશ્મીરની રાજસત્તા દૃઢ કરી. ઝેલમ–ચિનાબ પ્રદેશના રાજા નરવાહનને મારી નાખી એના રાજ્યની સત્તાનો હ્રાસ કર્યો. ત્રિગર્ત(કાંગડા)ના રાજાએ શંકરવર્માનું સ્વામિત્વ સ્વીકારી દીધું. પંજાબમાં આવેલ ગુર્જરદેશ[2] પર આક્રમણ કરી ત્યાંના રાજા પાસેથી ટક્ક પ્રદેશ પ્રાપ્ત કર્યો. પ્રતીહારનરેશ મહેન્દ્રપાલ પાસેથી પણ પંજાબ-માંના પ્રદેશ મેળવ્યા. પછી એ વિજય સાથે પાછો ફર્યો. શંકરવર્મા રાજ્યવહીવટમાં કુશળ નહોતો ને પ્રજાને અનેક કરવેરાથી રંજાડતો. ઉરશા(હઝારા)માં એ શત્રુદળના શરપ્રહારનો ભોગ થઈ મૃત્યુ પામ્યો.

એનો પુત્ર ગોપાલવર્મા સગીર વયનો હોઈ, રાજ્યનો વહીવટ તેના વતી તેની માતા સુગન્ધાએ હાથમાં લીધો. સુગન્ધા અમાત્ય પ્રભાકરની પ્રેયસી બની. પ્રભાકરે બાલ રાજા ગોપાલવર્માને છળકપટથી મારી નખાવ્યો ને સંકટ નામે બીજા રાજપુત્રને ગાદીએ બેસાડયો, પરંતુ એ રાજા દસ દિવસમાં મૃત્યુ પામ્યો. રાજસત્તાનાં સૂત્ર હવે રાણી સુગન્ધાએ સીધાં પોતાના હાથમાં લીધાં. એ શંકરવર્માના કાકા શૂરવર્માના પૌત્ર નિર્જિતવર્માને રાજપદ સોંપવા માગતી હતી, પરંતુ તંત્રી નામે પદાતિદળે રાણીની સત્તા ઝૂંટવી લઇ નિર્જિતવર્માના સગીર પુત્ર પાર્થને ગાદીએ બેસાડયો (ઈ.સ. ૯૦૬). આઠ વર્ષ બાદ રાણી સુગન્ધાએ ગુમાવેલી સત્તા પાછી મેળવવા કોશિશ કરી, પરંતુ એમાં આખરે એ મૃત્યુ પામી.

હવે નિર્જિતવર્મા સગીર રાજા પાર્થનો વાલી નિમાયો. ઈ.સ. ૯૧૭માં કાશ્મીરમાં કારમો દુકાળ પડયો. ઈ.સ. ૯૨૧માં નિર્જિતવર્માએ પાર્થને પદભ્રષ્ટ

૧. સિંધની મોટી સિંધુ નદીથી જુદી એવી કાશ્મીરની એક નાની નદી.

૨. ગુર્જરોના નિવાસને લઈને ત્યાં પણ એક ગુર્જરદેશ હતો. હજી એને પણ 'ગુજરાત' કહે છે.

કરી રાજસત્તા હસ્તગત કરી. એના પછી એના બીજા પુત્ર ચક્રવર્માને રાજગાદી મળી. એણે રાજમાતાના વાલીપણા નીચે દસ વર્ષ રાજ્ય કર્યું. ચક્રવર્મા, એનો નાનો ભાઈ શૂરવર્મા અને મોટો ભાઈ પાર્થ—એ ત્રણ વચ્ચે રાજસત્તાની ઊથલપાથલ ચાલ્યા કરી. એમાં વળી અમાત્ય શંભુવર્ધને પણ તકનો લાભ લઈ થોડો વખત રાજસત્તા હસ્તગત કરી. એમાં છેવટે ચક્રવર્મા ફાવ્યો, પરંતુ એ ભોગ-વિલાસમાં પડયો અને પ્રજામાં અપ્રિય થઈ પડયો. એ ઈ.સ. ૯૩૭માં મૃત્યુ પામ્યો. એના સમયમાં તંત્રીદળની જગ્યાએ ડામરોનું વર્ચસ જામ્યું.

એનો ઉત્તરાધિકાર એના પુત્ર ઉન્મત્તાવન્તિને મળ્યો. એ કાશ્મીરનો એક ઘણો દુષ્ટ અને જુલમી રાજા નીવડયો. એના મૃત્યુ બાદ એના અમાત્ય કમલવર્ધને ડામરોનું વર્ચસ દૂર કર્યું અને શૂરવર્મા બીજાને પદભ્રષ્ટ કર્યો. એણે ધાર્યું હોત તો એ રાજપદ ધારણ કરી શકત, પરંતુ તેણે રાજાની વરણી બ્રાહ્મણોની સભાના નિર્ણય પર છોડી અને એ સભાએ કમલવર્ધનને બદલે યશસ્કર નામે બ્રાહ્મણની પસંદગી કરી. ઉત્પલવંશનો હવે અંત આવ્યો. (ઈ.સ. ૯૩૯).

યશસ્કર એ રાજા શંકરવર્માના અમાત્ય અને રાણી સુગન્ધાના પ્રિયતમ પ્રભાકરનો પુત્ર હતો. એણે રાજ્યવહીવટ સુધાર્યો. આર્યાવર્તમાંથી કાશ્મીરમાં આવતા છાત્રો માટે એણે મઠ બંધાવ્યો. એના કહેવાતા પુત્ર સંગ્રામદેવનો રાજ્યા-ભિષેક થયા બાદ એ પોતાના મઠમાં રહેવા ચાલ્યો ગયો. ત્યાં એને વિષ આપી મારી નાખવામાં આવ્યો (ઈ.સ. ૯૪૮). બીજે વર્ષે સંગ્રામદેવને પર્વગુપ્તે મારી નાખ્યો અને રાજસત્તા પોતાના હાથમાં લીધી.

પર્વગુપ્ત સુપ્રસિદ્ધ વિદ્વાન અભિનવગુપ્તના પુત્ર સંગ્રામગુપ્તનો પુત્ર હતો. એનાથી કાશ્મીરમાં નવો રાજવંશ શરૂ થયો. એના મૃત્યુ પછી એનો પુત્ર ક્ષેમગુપ્ત ગાદીએ આવ્યો (ઈ.સ. ૯૫૦). એ લોહર પ્રદેશના રાજા ખશ સિંહરાજની કુંવરી દિદ્દાને પરણ્યો. એ ઘણી મેધાવી અને પ્રભાવશાળી હતી.

ક્ષેમગુપ્ત આઠ વર્ષનું ટૂંકું રાજ્ય ભોગવી અકાળ મૃત્યુ પામ્યો. એનો પુત્ર અભિમન્યુ સગીર વયનો હતો. તેના વાલી તરીકે રાજમાતા દિદ્દાએ તમામ રાજ-સત્તા પોતાના હાથમાં લીધી. એ કોઈની ડખલગીરી સાંખી લેતી નહિ. મહામાત્ય ફલ્ગુણ સાથે સંઘર્ષ થતાં દિદ્દાએ તેને કાઢી મૂકયો. યશોધર નામે વિરોધીને સેનાપતિ બનાવી પોતાના પક્ષમાં લીધો. આગળ જતાં એની સાથે અણબનાવ થતાં એને પણ દૂર કર્યો. એને અને એના સાથીઓને વશ કરવામાં અમાત્ય નરવાહને અમૂલ્ય મદદ કરી હતી. થોડા વખતમાં રાણી તેને શંકાની નજરે જોવા લાગી અને નરવાહને આત્મહત્યા કરી. સેનાપતિ કક્કનું મૃત્યુ થતાં રાણીએ જૂના અમાત્ય ફલ્ગુણને સેનાપતિ નીમ્યો અને તેણે રાજપુરી(રાજૌરી)ના ડામરોને વશ કર્યા.

અભિમન્યુ ચૌદ વર્ષ રાજ્ય કરી મૃત્યુ પામ્યો (ઈ.સ. ૯૭૨). રાજમાતા દિદ્દાને ઘણો આઘાત લાગ્યો અને તે પૂર્તધર્મનાં કાર્યોમાં પરાયણ બની. રાજપદનો ઉત્તરાધિકાર અભિમન્યુના જ્યેષ્ઠ પુત્ર નંદિગુપ્તને મળ્યો હતો. પરંતુ દિદ્દાએ એક વર્ષમાં પોતાનું પોત પ્રકાશ્યું અને એ રાજસત્તાની લાલસામાં કંઈ કંઈ ઘાટ ઘડવા લાગી. નંદિગુપ્તનું કાસળ કાઢવામાં આવ્યું. એના પછી એનો નાનો ભાઈ ત્રિભુવન રાજા થયો. બે વર્ષમાં તેના પણ તેવા હાલ થયા. તેનો વારસો તેના નાના ભાઈ ભીમગુપ્તને મળ્યો. પાંચ વર્ષ બાદ તે પણ નિકંદન પામ્યો. હવે રાણી દિદ્દાએ તમામ સત્તા પોતાના હાથમાં લીધી (ઈ.સ. ૯૮૦).

એણે ખશ તુંગ નામે ગોવાળને પોતાનો મહામાત્ય બનાવ્યો. આથી પ્રજા ઘણી નારાજ થઈ. દિદ્દાના ભત્રીજા વિગ્રહરાજે તુંગને દૂર કરવા કોશિશ કરી પરંતુ દિદ્દાની ખટપટ સામે તે નિષ્ફળ નીવડયો. તુંગે રાજપુરીના અમિત્ર રાજા પૃથ્વીપાલને હરાવી ખ્યાતિ મેળવી. દિદ્દા હવે ઘણી વયોવૃદ્ધ થઈ હતી. તેણે પોતાના ઉત્તરાધિકારી તરીકે પોતાના બીજા ભત્રીજા સંગ્રામરાજની નિમણૂક કરી. દિદ્દા ઈ.સ. ૧૦૦૩માં મૃત્યુ પામી. પર્વગુપ્તના વંશને સ્થાને હવે લોહર વંશની સત્તા પ્રવર્તી.

## ગંધારનાં શાહી રાજ્ય

સિંધુ નદીની બંને બાજુએ પ્રસરેલા ગંધાર દેશના પશ્ચિમ ભાગમાં તથા કાબુલ ખીણમાં કુષાણ રાજાઓના વંશજ રાજ્ય કરતા હતા. એ 'શાહી' (શાહીય) કહેવાતા. એ તુર્કી કુલના હોઈ, 'તુર્કી શાહી' કહેવાય છે. સાતમીથી નવમી સદી સુધી તેઓ અરબો સાથે લડતા રહ્યા અને તેમણે તેઓનો પ્રસાર રોકી રાખ્યો. આ વંશનો છેલ્લો રાજા લગતૂરમાન થયો. તેના બ્રાહ્મણ મંત્રી કલ્લરે તેને પદભ્રષ્ટ કરી ગાદી કબજે કરી.

કલ્લરના વંશજોને 'હિંદુ શાહી' તરીકે ઓળખવામાં આવે છે. આ રાજવંશની સ્થાપના નવમી સદીના ઉત્તરાર્ધમાં થઈ. 'રાજતરંગિણી'માં તેને લલ્લિય કહ્યો છે. કાબુલ તુરુષ્કોને કબજે થતાં તેણે રાજધાની ઉદ્‌ભાણ્ડપુર[૧](સિંધુના પશ્ચિમ તટે)માં રાખી. ઝેલમ–ચીનાબ પ્રદેશના ગુર્જર રાજા અલખાનને એ આશ્રય આપતો. કાશ્મીરના રાજા શંકરવર્માએ અલખાન પાસેથી ટક્ક પ્રદેશ પડાવી લીધો, પરંતુ એ લલ્લિય સામે ફાવ્યો નહિ. ઉદ્‌ભાણ્ડપુરનો રાજા ઘણો પ્રભાવશાળી ગણાતો.

૧. રાવલપિંડી જિલ્લા(હાલ પાકિસ્તાન)માંનું ઉંદ ગામ.

લલ્લિયને તોરમાણુ નામે પુત્ર હતો. પરંતુ લલ્લિયના મૃત્યુ બાદ તેની સત્તા સામન્ત નામે શાહીએ પડાવી લીધી. તેના નામના સિક્કા મળ્યા છે. કાશ્મીરના રાજા ગોપાલવર્માના અમાત્ય પ્રભાકરે એને પદભ્રષ્ટ કરી તોરમાણુને ગાદીએ બેસાડયો. તેનું નામ 'કમલૂ' રખાયું. તેના સમયમાં ઝાબુલિસ્તાનના[૧] મુસ્લિમોએ તેના રાજ્યમાં થોડો ઉપદ્રવ કર્યો.

કમલૂ પછી એનો પુત્ર ભીમ ગાદીએ આવ્યો. આ ભીમદેવના સમયનો એક શિલાલેખ મળ્યો છે. એણે પોતાની કુંવરી લોહરના[૨] રાજા સિંહરાજને પરણાવી. કાશ્મીરની સુપ્રસિદ્ધ રાણી દિદ્દા આ કુંવરીની પુત્રી હોઈ ભીમદેવની દૌહિત્રી થાય. ભીમદેવે ભીમકેશ્વર નામે વિષ્ણુનું ભવ્ય મંદિર બંધાવ્યું. કાબુલિસ્તાનમાં ભીમદેવના સિક્કા મળ્યા છે.

અરબોએ ઉદ્ભાણ્ડપુર કબજે કરતાં શાહી રાજાએ પોતાની રાજધાની પૂર્વ પંજાબમાં ભટીંડા(ભટ્ટનગર)માં રાખી. શાહી રાજા જયપાલે કાબુલ ખીણ પાછી મેળવવા કોશિશ કરી, પરંતુ તેમાં તે ફાવ્યો નહિ. જયપાલે દિલ્હી, અજમેર, કાલંજર અને કનોજના રાજાઓને આમંત્રીને એક સંઘ રચ્યો; પરંતુ તુર્ક સુલતાન સુબુક્તગીન સામે તેનું પણ કંઈ વળ્યું નહિ. લાહોરના રાજા ભરતે જયપાલના રાજ્યનો અમુક પ્રદેશ સર કરવા આક્રમણ કર્યું ત્યારે રાજપુત્ર આનંદપાલે તેને હરાવી લાહોર કબજે કર્યું. જયપાલે ઈ.સ. ૯૯૯માં લાહોર ખાલસા કર્યું. જયપાલના રાજ્યમાં પશ્ચિમ પંજાબ, વાયવ્ય સરહદ અને પૂર્વ અફઘાનિસ્તાનનો સમાવેશ થતો એવું એનું વિશાળ રાજ્ય હતું; પરંતુ ગઝનવી સુબુક્તગીનના પુત્ર મહમૂદે તેના પર હુમલો કરી તેને હરાવ્યો. જયપાલે ગ્લાનિ પામી અગ્નિપ્રવેશ કર્યો (ઈ.સ. ૧૦૦૧).

'રાજતરંગિણી'માં જણાવેલ થક્કન જયપાલ હોવા સંભવે છે.

## દિલ્હીનું તોમર રાજ્ય

શાહી રાજ્યની દક્ષિણ-પૂર્વે આવેલા હરિયાણા પ્રદેશમાં તોમર[૩] કુલના ક્ષત્રિય રાજ્ય કરતા હતા. તેમની રાજધાની ઢિલ્લિકા (દિલ્હી) હતી. તે એમણે ઈ.સ. ૭૩૬માં સ્થાપી ગણાય છે. ત્યાંના તોમર વંશનો સ્થાપક જાઉલ હતો. એ

૧. કાબુલની દક્ષિણે આવેલ ગઝનાની આસપાસનો પ્રદેશ.

૨. કાશ્મીરના દક્ષિણ–પશ્ચિમમાંનું (પૂંચ પ્રદેશમાંનું) લોહરીન.

૩. હાલ તુંઅર તરીકે ઓળખાય છે ને રાજપૂતોનાં છત્રીસ કુલોમાં ગણાય છે.

શરૂઆતમાં કોઈ રાજાનું રાજતંત્ર સંભાળતો હતો ને પછી તેણે રાજસત્તા પ્રાપ્ત કરી હતી. જાઉલના વંશમાં નવમી સદીના મધ્યમાં વજ્જટ નામે રાજા થયો ત્યારે ત્યાં પ્રતીહાર નરેશ ભોજદેવનું આધિપત્ય પ્રવર્તતું. વજ્જટનો પૌત્ર ગોગ્ગ પ્રતીહાર રાજા મહેન્દ્રપાલ ૧લાનો સામંત હતો. ગોગ્ગ અને એના બે ભાઈઓએ સરસ્વતી તીરે આવેલ પૃથૂદકમાં વિષ્ણુનાં ત્રણ મંદિર બંધાવ્યાં.

દસમી સદીમાં તોમરોને શાકંભરીના પડોશી રાજ્ય સાથે ઘર્ષણ થયું. ત્યાંની ચાહમાન સેના સાથે લડતાં તોમર રાજા મૃત્યુ પામ્યો. ચાહમાન રાજા સિંહરાજે તોમર સેનાના નાયકને હરાવી તેના ઘણા સૈનિકોને કેદ કર્યા. થાનેસ્વર દિલ્હીના રાજ્યમાં હતું.

## શાકંભરીનું ચાહમાન રાજ્ય

ચાહમાનો (ચૌહાણો)નાં કેટલાંક રાજ્ય સ્થપાયાં હતાં, તેમાં શાકંભરી(સાંભર)નું[1] રાજ્ય ગણનાપાત્ર છે. શાકંભરીની આસપાસનો પ્રદેશ સપાદલક્ષ દેશ[2] તરીકે ઓળખાતો.

શાકંભરીનું ચાહમાન રાજ્ય વાસુદેવે સાતમી સદીના આરંભમાં સ્થાપ્યું હતું. એના વંશમાં આઠમી સદીના મધ્યમાં ચન્દ્રરાજ થયો. પછી ગોપેન્દ્રરાજ અને દુર્લભરાજ ૧ લો નામે રાજા થયા. તે સમયે સપાદલક્ષનું રાજ્ય પ્રતીહાર નરેશ વત્સરાજના આધિપત્ય નીચે હતું. દુર્લભરાજે વત્સરાજના સામન્ત તરીકે ગૌડરાજને હરાવ્યો હતો અને ગંગા-સાગર સુધી વિજયકૂચ કરી હતી. એનો પુત્ર ગોવિન્દરાજ (ગૂવક) ૧લો નાગાવલોક(નાગભટ બીજા)ની સભામાં અગ્રિમ સ્થાન ધરાવતો. એણે સિંધની અરબ ફોજને પાછી હઠાવવામાં મહત્ત્વનો ભાગ ભજવેલો.

ગૂવક બીજાએ પોતાની બહેન કલાવતી કનોજના રાજાને (પ્રતીહાર ભોજદેવને) પરણાવી. કલચુરિ રાજા કોક્કલ્લ ૧લાએ શાકંભરીના આ રાજાનો પરાભવ કરેલો. ગૂવકના પુત્ર ચન્દને તોમર વંશના રાજા રુદ્રણને યુદ્ધમાં માર્યો. ચન્દનની રાણીએ પુષ્કર તીર્થમાં કેટલાંક ધર્મસ્થાન બંધાવ્યાં. એનો પુત્ર વાક્પતિરાજ દસમી સદીના પહેલા ચરણમાં થયો. એ પ્રતીહારોના આધિપત્યની સામે થયેલો. એણે પુષ્કરમાં શિવાલય બંધાવ્યું.

---

૧. અજમેર પાસે (રાજસ્થાનમાં).
૨. સવા લાખ (ગામો)નો પ્રદેશ.

એનો પુત્ર સિંહરાજ ઘણો પરાક્રમી હતો. એણે પ્રતીહારોનું આધિપત્ય ફગાવી દઈ 'મહારાજાધિરાજ'નું બિરુદ ધારણ કર્યું. ઈ.સ. ૯૫૬માં બંધાયેલા હર્ષનાથના મંદિરને તેણે કેટલાંક ગામોનું દાન દીધું. એના પુત્ર વિગ્રહરાજ બીજાએ ગુજરાત પર આક્રમણ કરી ત્યાંના સોલંકી રાજા મૂલરાજને હરાવી કચ્છમાં ભગાડયો અને છેક નર્મદા નદી સુધી વિજયકૂચ કરી ભૃગુકચ્છ(ભરૂચ)માં આશાપુરી દેવીનું મંદિર બંધાવ્યું. પછી મૂલરાજે તેની સાથે સુલેહ કરી. વિગ્રહરાજનો હર્ષનાથના મંદિરનો શિલાલેખ મળ્યો છે, તે વિ.સં. ૧૦૩૦(ઈ.સ. ૯૭૩)નો છે. એના પછી એનો ભાઈ દુર્લભરાજ (દુર્લંઘ્યમેરુ) ગાદીએ આવ્યો. એનો લેખ ઈ.સ. ૯૯૯નો છે. આ સમયે શાકંભરીના રાજ્યમાં જયપુર, અજમેર અને જોધપુર પ્રદેશનો સમાવેશ થતો.

દુર્લભરાજના પિતા સિંહરાજના કનિષ્ઠ ભાઈ લક્ષ્મણે નડ્ડુલ(નડૂલ કે નડોલ[1]) માં ચાહમાન રાજ્યની એક અલગ શાખા સ્થાપી. એ દક્ષિણ મારવાડ પર સત્તા ધરાવતો. એના પુત્ર શોભિતે આબુ પ્રદેશ કબજે કર્યો, પરંતુ એના પુત્ર બલિરાજ પાસેથી આબુ અને એની આસપાસનો પ્રદેશ પરમાર રાજા મુંજે પડાવી લીધો. પરમારોએ આબુ, જાલોર અને ભીનમાલમાં સત્તા જમાવી. બલિરાજ પછી એના કાકાનો દીકરો મહેન્દ્ર (મહેન્દુ) ગાદીએ આવ્યો. નડ્ડુલના ચાહમાનો અને શાકંભરીના ચાહમાનો વચ્ચે હવે ઘર્ષણ ચાલતું. શાકંભરીના રાજા દુર્લભરાજે નડ્ડુલના રાજ્ય પર આક્રમણ કર્યું. મહેન્દ્ર સ્વતંત્ર રીતે તેનો સામનો કરી શકે તેમ નહોતો. તેથી તેણે રાષ્ટ્રકૂટ ધવલનો આશ્રય લઈ રાજ્ય પાછું મેળવ્યું.

ધોલપુર અને પ્રતાપગઢમાંય ચાહમાન રાજ્ય સ્થપાયાં હતાં, જે પ્રતીહારોનું આધિપત્ય માન્ય કરતાં.

## મેવાડનું ગુહિલ રાજ્ય

મેવાડના ગુહિલ વંશમાં આઠમી સદીના મધ્યમાં કાલભોજ-ખુમ્માણ ૧ લો (બાપા રાવળ) નામે પ્રતાપી રાજા થયો. એના વંશમાં આગળ જતાં ખુમ્માણ બીજો થયો. પ્રતીહાર નરેશ નાગભટ બીજાના પક્ષકાર તરીકે ચાહમાન રાજા ગૂવક ૧ લાની જેમ ખુમ્માણ બીજાએ પણ સિંધની આરબ ફોજને હરાવવામાં સંગીન ભાગ ભજવ્યો હતો. વિ. સં. ૧૦૦૦(ઈ.સ. ૯૪૩)માં આ વંશમાં ભર્તૃપટ્ટ (કે ભર્તૃભટ્ટ) બીજો નામે રાજા થયો. તે 'મહારાજાધિરાજ' પદ ધરાવતો સ્વતંત્ર

૧. જોધપુર પાસે (રાજસ્થાન).

રાજા હતો. આ સમયે મેદપાટ(મેવાડ)ની રાજધાની આઘાટ (આહાડ[1])માં હોવાનું માલૂમ પડે છે. આ રાજાનું રાજ્ય દક્ષિણ-પૂર્વે પ્રતાપગઢના ચાહમાન રાજ્યની સીમા સુધી વિસ્તરેલું હતું.

ભર્તૃપટ્ટ બીજા પછી એનો પુત્ર અલ્લટ ગાદીએ આવ્યો. એના ઈ.સ. ૯૫૧ અને ૯૫૩ના લેખ મળ્યા છે. એના સમયમાં પ્રતીહાર નરેશ દેવપાલ પોતાના સામંતોને છોડાવવા શાકંભરી આવ્યો ત્યારે તેને ગુહિલ રાજા અલ્લટ સાથે વિગ્રહ થયો. તેમાં અલ્લટને હાથે દેવપાલ મરાયો. આ સમયે આઘાટપુરમાં લાટ, કર્ણાટક, મધ્યદેશ અને ટક્કના વેપારીઓ ઊમટતા.

અલ્લટના પુત્ર નરવાહને લગભગ ઈ.સ. ૯૭૧ સુધી રાજ્ય કર્યું. એની રાણી ચાહમાન કુલની હતી. એના પછી એનો પુત્ર શાલિવાહન અને શાલિવાહન પછી એનો પુત્ર શક્તિકુમાર ગાદીએ આવ્યો. શક્તિકુમારનો વિ.સં. ૧૦૩૪(ઈ.સ. ૯૭૭)નો લેખ મળ્યો છે. આ અરસામાં પરમાર રાજા મુંજે આઘાટપુરનો નાશ કર્યો. આ સમયે ગુહિલ રાજ્યમાં આહાડ ઉપરાંત સમોલી તથા એકલિંગજીનો[2] સમાવેશ થતો, પરંતુ ચિતોડ પર આ ગુહિલોની સત્તા પ્રસરી હોવાનું જણાતું નથી.

મેવાડના ઈશાન ભાગમાં ધવગર્તા(ધોડ)માં ગુહિલોની બીજી શાખા સ્થપાઈ હતી. એ રાજવંશના રાજા શંકરગણે પ્રતીહાર નરેશ નાગભટ બીજાના પક્ષકાર તરીકે ગૌડનરેશ ધર્મપાલનો પરાજય કર્યો હતો. એવી રીતે એના પુત્ર હર્ષે પ્રતીહાર ભોજદેવને પૂર્વ પંજાબ જીતવામાં સંગીન મદદ કરી હતી. કલચુરિ રાજા કોક્કલ્લ ૧લાએ હર્ષને હરાવેલો. એ સમયે ચિત્રકૂટ (ચિતોડ) આ ગુહિલ રાજાની સત્તા નીચે હોવાનું માલૂમ પડે છે.[3] હર્ષના પુત્ર ગુહિલ બીજાએ ગૌડરાજને હરાવવામાં પ્રતીહાર નરેશને મદદ કરેલી. એના પુત્ર ભટ્ટે પ્રતીહાર નરેશ મહીપાલ ૧લાને રાષ્ટ્રકૂટ રાજા ઇન્દ્ર ત્રીજા સાથેના વિગ્રહમ સાથ આપેલો. ભટ્ટના પુત્ર બાલાદિત્યે ચાત્સુમાં[4] વિષ્ણુનું મંદિર બંધાવ્યું. તેને લગતા શિલાલેખમાં એની તથા એના પૂર્વજોની પ્રશસ્તિ આપી છે. એ આ વંશનો છેલ્લો રાજા હોવાનું જણાય છે.

---

૧. ઉદેપુર પાસે (મેવાડમાં).

૨. ઉદેપુરની ઉત્તરે.

૩. એ પહેલાં એ ગુર્જરોની સત્તા નીચે હતું

૪. જયપુર પાસે.

## ગુજરાતનાં રાજ્ય

ગુજરાતના મોટા ભાગ પર શાસન કરતા વલભીના મૈત્રકોનું રાજ્ય સિંધના અરબોના હુમલાને લઈને વિ. સં. ૮૪૫(ઈ.સ. ૭૮૮)માં તૂટી પડ્યું. તે પછી ત્યાં ગુજરાતના પ્રતીહારો અને દક્ષિણના રાષ્ટ્રકૂટોની સત્તા પ્રવર્તી.

દક્ષિણ ગુજરાતના રાષ્ટ્રકૂટ રાજા કક્કરાજે પોતાની સત્તા મધ્ય ગુજરાતમાં પ્રસારી રાજધાની ખેટક(ખેડા)માં રાખી. એ 'મહારાજાધિરાજ'ની પદવી ધારણ કરી સ્વતંત્રતાનો દાવો કરતો. માન્યખેટના રાષ્ટ્રકૂટ રાજા ગોવિંદરાજ ત્રીજાએ લાટ-મંડલ જીતી લઈ પોતાના નાના ભાઈ ઇન્દ્રરાજને સોંપ્યું (લગભગ ઈ.સ. ૮૦૦). ઇન્દ્રરાજ પછી તેનો મોટો પુત્ર કક્કરાજ સુવર્ણવર્ષ લાટેશ્વર થયો. તેણે ગુર્જર પ્રતીહાર રાજા સામે આગળાની ફરજ બજાવી માન્યખેટના રાષ્ટ્રકૂટ રાજા શર્વ-અમોઘવર્ષની સત્તાને સ્થિર કરવામાં સક્રિય ફાળો આપ્યો. એનાં શક ૭૩૪-(ઈ.સ. ૮૧૨)થી શક ૭૪૬(ઈ.સ. ૮૨૪)નાં દાનશાસન મળ્યાં છે. એના નાના ભાઈ ગોવિંદરાજ પ્રભૂતવર્ષે સૌરાષ્ટ્રમાં શેત્રુંજી નદી પર આવેલ ભૂમિનું દાન દીધું હતું (ઈ.સ. ૮૧૮).

કક્કરાજ સુવર્ણવર્ષ પછી એનો પુત્ર ધ્રુવરાજ ધારાવર્ષ ગાદીએ આવ્યો. એણે પોતાના રાજ્યને સુરક્ષિત અને સંગઠિત કર્યું, પરંતુ એ છેવટે અમોઘવર્ષ સાથેના વિગ્રહમાં મૃત્યુ પામ્યો. એનો વારસો એના પુત્ર અકાલવર્ષ શુભતુંગને મળ્યો. એનો પુત્ર ધ્રુવરાજ ધારાવર્ષ ઘણો પરાક્રમી નીવડ્યો. ગુર્જર-પ્રતીહારોની સેનાને એણે પાછી હઠાવી. મિહિર (ભોજ)ને ઝાંખો પાડ્યો. એણે ઈ.સ. ૮૮૪માં ખેટક(ખેડા)માંથી કાંપિલ્ય તીર્થના વિહારને[1] ભૂમિદાન દીધું.

ધ્રુવરાજ બીજા પછી એનો ભત્રીજો અકાલવર્ષ કૃષ્ણરાજ ગાદીએ આવ્યો. એણે માન્યખેટના રાજાધિરાજ કૃષ્ણરાજના દેખતાં ઉજ્જનમાં શત્રુઓનો પરાજય કર્યો. એનું દાનશાસન શક વર્ષ ૮૧૦(ઈ.સ. ૮૮૮)નું છે. દક્ષિણમાં એની સત્તા હાલના સુરત જિલ્લા સુધી તો હતી જ. આ પછી થોડા વખતમાં લાટની રાષ્ટ્રકૂટ શાખા લુપ્ત થઈ અને આ પ્રદેશ પર કર્ણાટકના રાષ્ટ્રકૂટ રાજ્યનું સીધું શાસન પ્રવર્ત્યું.

એ વંશના કૃષ્ણરાજ અકાલવર્ષના રાજ્યના ઉત્તર ભાગમાં ખેટક (ખેડા), હર્ષપુર (હરસોલ) અને કાસહ્રદ (કાસિન્દ્રા)[2] વિભાગનો સમાવેશ થતો.

૧. એ કાંતારગ્રામ (કતારગામ) વિભાગમાં આવેલો હતો. ત્યારે કતારગામ વહીવટી મથક હતું; સુરત વસ્યું નહોતું.

૨. અમદાવાદ પાસે દસક્રોઈ તાલુકામાં.

કૃષ્ણરાજ પછી એના પૌત્ર ઇન્દ્રરાજ નિત્યવર્ષની સત્તા પ્રવર્તી. તેણે પોતાના રાજ્યાભિષેક પ્રસંગે લાટદેશનાં અમુક ગામોનું દાન દીધું (ઈ. સ. ૯૧૫). એવી રીતે ગોવિંદરાજ સુવર્ણવર્ષે પણ લાટદેશમાંથી ગ્રામદાન કરેલું (ઈ.સ.૯૩૦). વિ.સં. ૧૦૦૫(ઈ.સ. ૯૪૯)માં સાબરકાંઠામાં પરમાર વંશના રાજા સીયક બીજાનું શાસન ચાલતું હતું. એના પર રાષ્ટ્રકૂટોનું આધિપત્ય પ્રવર્તતું. ત્યાર પછી થોડા વખતમાં રાષ્ટ્રકૂટ રાજ્યની સત્તા અસ્ત પામી. ખેટક મંડલ પર પરમાર રાજ્યની સત્તા પ્રસરી.

કચ્છના રણની પૂર્વે આવેલ વઢિયાર પ્રદેશમાં પંચાસરમાં ચાપોત્કટ (ચાવડા) કુલના રાજા જયશિખરીની સત્તા પ્રવર્તતી હતી. કનોજના રાજા ભુવડના સુભટોએ પોતાના રાજાનું આધિપત્ય પશ્ચિમ ભારતનાં અનેક રાજ્યો પર જમાવ્યું ત્યારે તેઓ પંચાસરના આ રાજ્ય પર તેમ કરી શક્યા નહોતા. આગળ જતાં રાજા ભુવડને આની ખબર પડી ત્યારે તેણે પોતાની સેના પંચાસર જીતવા મોકલી. આ સેના જયશિખરીની સેના વડે પરાજય પામી ત્યારે રાજા ભુવડે પોતે સેનાની આગેવાની લીધી. જયશિખરી યુદ્ધમાં અજબ વીરતાથી લડયો, પણ છેવટે વીરગતિ પામ્યો; ત્યારે એની રાણી રૂપસુંદરી સગર્ભા હોઈ, તેને સલામત સ્થળે મોકલી દેવામાં આવી હતી; એણે થોડા વખતમાં પુત્રને જન્મ આપ્યો; એનું નામ 'વનરાજ' રખાયું. આ બંને બનાવ વિ.સં. ૭૫૨(ઈ.સ. ૬૯૬)માં બન્યા એવું 'રત્નમાલ' નામે હિંદી કાવ્યગ્રંથમાં નિરૂપાયું છે, પરંતુ આ અનુશ્રુતિમાં કેટલોક વિગતદોષ હોવાનું માલૂમ પડે છે. જયશિખરીને યુદ્ધમાં મારનાર કનોજનો રાજા ભુવડ નહિ, પણ આમ-નાગાવલોક (નાગભટ બીજો) હોવો જોઈએ અને આ ઘટના ઈ.સ. ૬૯૬માં નહિ, પણ ઈ.સ. ૭૮૩ પછી લગભગ ઈ.સ. ૭૯૦ના અરસામાં બની હોવી જોઈએ. આમ-નાગાવલોકે પોતાની પુત્રી રત્નગંગાને કાંચળી પેટે ધર્મારણ્ય ક્ષેત્રના[1] મોહેરક (મોઢેરા) ગામની આવક બાંધી આપી. આથી ત્યાંના બ્રાહ્મણોને[2] અગાઉ મળેલાં ભૂમિદાનોનો અધિકાર લુપ્ત થયો. મહામહેનતે કનોજના રાજાએ એમનો એ અધિકાર માન્ય કર્યો.

રૂપસુંદરીનો પુત્ર વનરાજ ઉંમરલાયક થતાં દ્રવ્ય અને સૈનિકો એકત્ર કરવા લાગ્યો. કનોજના રાજા ભૂયદેવ-ભૂયરાજ-ભૂયડે ઉત્તર ગુજરાતની ખંડણી પોતાની પુત્રી મહણિકાને કાંચળી પેટે બાંધી આપી હતી. એક વાર એનો પંચોળી એ

---

૧. મોઢેરાની આસપાસનો પ્રદેશ.
૨. મોઢ બ્રાહ્મણોને.

ખંડણી ઉઘરાવી પાછો ફરતો હતો ત્યારે વનરાજે લાગ જોઈ એને મારી નાખ્યો અને એનું દ્રવ્ય લૂંટી લીધું. પછી એ એક વર્ષ છુપાઈ રહ્યો. બાદ યોગ્ય તક જણાતાં તેણે સરસ્વતી નદીના તટ પર લાકૂખારામ ગામ પાસે 'અણહિલપાટક' (અણહિલવાડ) નામે નવું પત્તન (પાટણ) વસાવ્યું અને ત્યાં પોતાનો રાજ્યાભિષેક કરાવી પોતાનું રાજ્ય સ્થાપ્યું. અનુશ્રુતિમાં આ બનાવ વિ.સં. ૮૦૨(ઈ.સ. ૭૪૬)માં બન્યો હોવાનું જણાવવામાં આવે છે, પરંતુ આ વર્ષમાં પણ ભૂલ રહેલી છે. કનોજનો આ રાજા ભૂય કે ભૂયડ તે પ્રતીહાર વંશનો રાજા ભોજ–ભોજદેવ છે અને વનરાજનો રાજ્યાભિષેક ઈ.સ. ૮૩૬ પછી, લગભગ ઈ.સ. ૮૪૦માં, થયો હોવો જોઈએ.

વનરાજે જામ્બ અથવા ચાંપાને મહામાત્ય નીમ્યો. અણહિલવાડમાં પંચાસરા પાર્શ્વનાથનું મંદિર બંધાવ્યું. વનરાજે પચાસ વર્ષની પ્રૌઢ વયે રાજસત્તા ધારણ કરી. પછી એણે સાઠ વર્ષ રાજ્ય કર્યું અને કુલ ૧૧૦ વર્ષનું આયુષ્ય ભોગવ્યું એવી અનુશ્રુતિ છે, પરંતુ ઉપર જણાવેલા સાલવારીના સંશોધન અનુસાર એણે પચાસ વર્ષની વયે રાજપદ પામી દસ વર્ષ રાજ્ય કરી કુલ સાઠ વર્ષનું આયુષ્ય ભોગવ્યું હોય એવું સંભવિત લાગે છે. વનરાજનો કે એના વંશજોનો એકેય અભિલેખ મળ્યો નથી, તેમ કોઈ સમકાલીન સાહિત્યિક ઉલ્લેખ પણ ઉપલબ્ધ નથી. આ વંશને લગતી અનુશ્રુતિઓ પ્રાયઃ વાઘેલા કાલ અને એ પછીના કાલમાં લખાયેલા સાહિત્યમાં મળે છે.

વનરાજ પછી એનો પુત્ર યોગરાજ ગાદીએ આવ્યો. એણે ૩૫ વર્ષ રાજ્ય કર્યું હોવા સંભવે છે. એને ત્રણ પુત્ર હતા. તેમણે બીજા દેશના રાજાનાં વહાણ છાનાંમાનાં લૂંટી લીધાં, તેથી યોગરાજને ઘણું દુઃખ થયું અને તેણે એના પ્રાયશ્ચિત્ત તરીકે પ્રાયોપવેશન કરી અગ્નિપ્રવેશ કર્યો.

યોગરાજના વંશજો વિશે બે ભિન્નભિન્ન અનુશ્રુતિઓ પ્રવર્તે છે. એમાં તેઓનાં નામ, ક્રમ અને સંખ્યા વિશેય વિગતભેદ રહેલો છે. એક અનુશ્રુતિ અનુસાર આ વંશમાં યોગરાજ પછી રત્નાદિત્ય, વૈરિસિંહ, ક્ષેમરાજ, ચામુંડરાજ, આહડ અને ભૂભટ એ છ રાજા થયા; જ્યારે બીજી અનુશ્રુતિ મુજબ યોગરાજ પછી ક્ષેમરાજ, ભૂયડ, વૈરિસિંહ, રત્નાદિત્ય અને સામંતસિંહ એ પાંચ વંશજ થયા. આમાં રત્નાદિત્ય, વૈરિસિંહ, ક્ષેમરાજ અને ભૂભટ–ભૂયડ એ ચાર નામ બંનેમાં મળતાં આવે છે. એમણે એકંદરે ૫૭ વર્ષ રાજ્ય કર્યું લાગે છે. 'ભૂભટ' અને 'સામન્તસિંહ' એક જ રાજાનાં નામ હોવાનું પણ માલૂમ પડે છે. સામન્તસિંહે પોતાની બહેન લીલાદેવી રાજ કે રાજિ નામે વીરને પરણાવી. એણે મૂલરાજ

નામે પુત્રને જન્મ આપ્યો. એ મામાને ત્યાં મોટો થયો. મદિરાના નશામાં સામન્તસિંહ એને ઘણીવાર ગાદીએ બેસાડતા ને પછી પાછા ગાદી પરથી ઉઠાડી મૂકતા. આ વિટંબણાથી કંટાળેલા મૂલરાજે છેવટે મામાને મારી અણહિલપાટકની રાજગાદી કબજે કરી. કેટલાક ગ્રંથોમાં એનો પિતા રાજિ કનોજના રાજા ભૂયરાજ-(ભૂવડ)નો વંશજ હોવાનું જણાવ્યું છે, પરંતુ ઉપર જોયું તેમ ભૂયરાજ (ભોજ-રાજ) ગુર્જર પ્રતીહાર વંશનો છે, જ્યારે રાજિ તો ચૌલુક્ય કુલનો છે. રાજ પ્રતીહાર સામ્રાજ્યમાંના ગુર્જરદેશમાં શાસન કરતો હશે અને આથી એ પ્રતીહાર રાજાનો સામંત હતો અને ગુર્જરેશ્વર ગણાતો એવું લાગે છે. ગમે તેમ, ચાલુક્ય કુલના કુમાર મૂલરાજે અણહિલવાડના ચાવડા રાજ્યનું ઉન્મૂલન કર્યું અને એની જગ્યાએ ચૌલુક્ય વંશનું રાજ્ય જમાવ્યું એ નિશ્ચિત છે. આ બનાવ વિ. સં. ૯૯૮(ઈ.સ. ૯૪૨)માં બન્યો.

આ વંશના કોઈ અભિલેખ કે સિક્કા મળ્યા નથી. એમના રાજ્યની દક્ષિણે રાષ્ટ્રકૂટોનું શાસન હતું અને પશ્ચિમે પ્રતીહારોનું આધિપત્ય પ્રવર્તતું. અણહિલવાડનું ચાવડા રાજ્ય એની આસપાસ આવેલ સારસ્વત પ્રદેશ જેટલું કે કદાચ તેથી થોડું વધારે વિસ્તૃત હશે, પણ એકંદરે એ ઉત્તર ગુજરાતના મર્યાદિત પ્રદેશ પર સત્તા ધરાવતું.

આ સમયે સૌરાષ્ટ્રમાં કેટલાંક રાજ્ય હતાં, તે પ્રાયઃ પ્રતીહારોના આધિપત્ય નીચે હતાં. વઢવાણમાં ચાપ (ચાવડા) વંશનું રાજ્ય હતું. એ વંશનો પહેલો જ્ઞાત રાજા વિક્રમાર્ક ઈ.સ. ૮૨૫ના અરસામાં થયો. એના પુત્ર અડ્ડુકના નામ પરથી એ પ્રદેશ અડ્ડાણુક દેશ તરીકે ઓળખાયો. તેના પછી તેનો પુત્ર પુલકેશી અને પુલકેશી પછી તેનો મોટો પુત્ર ધ્રુવભટ ગાદીએ આવ્યો. એનો રાજવારસો એના અનુજ ધરણીવરાહને મળ્યો. દક્ષિણ સૌરાષ્ટ્રના ચાલુક્ય રાજા અવનિવર્મા બીજાએ ધરણીવરાહને ભગાડયો હતો એવું અવનિવર્માના ઈ.સ. ૯૦૦ના દાનપત્રમાં જણાવ્યું છે. ધરણીવરાહનું શક વર્ષ ૮૩૬(ઈ.સ. ૯૧૪)નું દાનપત્ર મળ્યું છે. એમાં એ પોતાને મહાસામંતાધિપતિ કહે છે અને પ્રતીહાર રાજાધિરાજ મહીપાલ-દેવના સ્વામિત્વનો નિર્દેશ કરે છે. એમાં શૈવ આચાર્યને ગ્રામદાન દીધું હોવાની હકીકત આપી છે. આ ચાપ વંશ વિશે તે પછી કંઈ વિશેષ માહિતી મળતી નથી.

દક્ષિણ સૌરાષ્ટ્રમાં જે ચાલુક્ય રાજ્ય હતું, તેમાં આઠમી સદીના ઉત્તરાર્ધમાં કલ્લ અને મહલ્લ નામે યશસ્વી મહારાજ થયા. કલ્લના પૌત્ર બાહુકધવલે પોતાના બાહુબળ વડે રાજાધિરાજોને હરાવ્યા હતા. એમાં એક ગૌડરાજ ધર્મપાલ

હતો અને બીજો કર્ણાટકનો રાષ્ટ્રકૂટ રાજા હતો. એણે આ પરાક્રમ પ્રતીહાર સામ્રાજ્યના સામંત તરીકે કર્યાં લાગે છે. એના પુત્ર અવનિવર્મા ૧ લાના પુત્ર બલવર્માનું દાનપત્ર મળ્યું છે, જે વલભી સંવત ૫૭૪(ઈ.સ. ૮૯૨)નું છે. એમાં એને મહારાજાધિરાજ મહેન્દ્રાયુધ અર્થાત્ પ્રતીહારનરેશ મહેન્દ્રપાલનો મહાસામન્ત કહ્યો છે. એણે તરુણાદિત્યના મંદિરને ગ્રામદાન આપ્યું હતું. આ રાજાએ ઘણાં પરાક્રમ કર્યાં હતાં, જેમાં હૂણોએ ઝૂંટવી લીધેલ ભૂમિ પાછી મેળવ્યાનો ઉલ્લેખ ખાસ નોંધપાત્ર છે. એણે આ પરાક્રમ પ્રતીહાર રાજ્યના સામંત તરીકે કર્યું જણાય છે. એનો પુત્ર અવનિવર્મા બીજો ઉર્ફે યોગ પણ પરાક્રમી હતો. એણે વઢવાણના ચાપ રાજા ધરણીવરાહને ભગાડ્યો હતો. એ રાજાધિરાજ મહેન્દ્રપાલનો મહાસામન્ત હતો. તેણે પણ તરુણાદિત્યના મંદિરને ગ્રામદાન દીધું હતું. એનું દાનશાસન વિ.સં. ૯૫૬(ઈ.સ. ૯૦૦)નું છે. આ રાજવંશ વિશે આથી આગળ કંઈ માહિતી મળતી નથી.

પશ્ચિમ સૌરાષ્ટ્રમાં બરડાની તળેટીમાં આવેલ ઘૂમલીમાં મૈત્રક કાલ દરમ્યાન સૈન્ધવ વંશનું રાજ્ય સ્થપાયું હતું, તેનો રાજવંશ આ કાલ દરમ્યાન લાંબા સમય લગી ચાલુ રહ્યો. વલભીનો ભંગ થયો, ત્યારે ત્યાં સૈન્ધવ વંશના પ્રસિદ્ધ પુષ્યેણ (પુષ્યદેવ)ના પૌત્ર અગ્ગુક પહેલાનું રાજ્ય ચાલતું હતું. એ રાજાને સૈન્ધવવંશ-શેખર કહ્યો છે. એના પછી એનો પુત્ર રાણક (લગભગ ઈ.સ. ૭૯૫–૮૧૫) અને એના પછી એનો મોટો પુત્ર કૃષ્ણરાજ બીજો (લગભગ ઈ.સ. ૮૧૫ થી ૮૨૫) ગાદીએ આવ્યો. એના સગીર પુત્ર અગ્ગુક બીજાના સમયમાં કૃષ્ણરાજના ભાઈ જાઈકે ઈ.સ. ૮૩૨માં સોમનાથના એક બ્રાહ્મણને ગ્રામદાન કરેલું. થોડા વખતમાં જાઈકે ભત્રીજાની સત્તા પડાવી લીધી અને ભિલ્લમાલના એક બ્રાહ્મણને સ્વતંત્ર રીતે દાનશાસન આપ્યું. જાઈક પછી એનો પુત્ર ચામુંડરાજ (ઈ.સ. ૮૫૦ થી ૮૭૫) રાજા થયો. એના સમયમાં સૈન્ધવ રાજ્યમાં આ વંશની બીજી શાખાએ પણ રાજસત્તા ધરાવતી થઈ. ચામુંડરાજના ભત્રીજા રાણકનું દાનપત્ર ગુ.સં. ૫૫૫ (ઈ.સ. ૮૭૪)નું અને ચામુંડરાજના પુત્ર અગ્ગુક ત્રીજાનું દાનપત્ર ગુ.સં. ૫૬૭ (ઈ.સ. ૮૮૬)નું મળ્યું છે. અગ્ગુકના પુત્ર જાઈક બીજાએ ઘૂમલીના એક મઠને ગુ.સં. ૫૮૫(ઈ.સ. ૯૦૫)માં ભૂમિદાન દીધું. ઈ.સ. ૯૧૫ પછી આ રાજવંશ વિશે કંઈ માહિતી મળતી નથી.

વિ.સં. ૯૯૮(ઈ.સ. ૯૪૨)માં અણહિલપાટકમાં મૂલરાજે ચૌલુક્ય રાજ્યની સ્થાપના કરી ત્યારે તેની સત્તા સારસ્વત દેશ પર પ્રવર્તતી. સારસ્વત દેશ (સરસ્વતી કાંઠા) સરસ્વતી નદીની પશ્ચિમે બનાસ નદી સુધી અને દક્ષિણમાં

હાલના વીરમગામ તથા દસક્રોઈ તાલુકા સુધી વિસ્તરેલો. આ પ્રદેશ તે સમયના ગુર્જરદેશની[1] દક્ષિણે આવેલો હતો. પરંતુ ગુર્જરદેશના રાજિનો પુત્ર મૂલરાજ પણ 'ગુર્જરેશ્વર' કહેવાતો અને એને લઈને 'ગુર્જરદેશ' નામનો પ્રયોગ આબુની ઉત્તરે આવેલ પ્રદેશની જેમ હવે આબુની દક્ષિણે આવેલ સારસ્વત દેશને પણ લાગુ પડતો થયો. ચૌલુક્ય (સોલંકી) વંશની સત્તા જેમ જેમ દક્ષિણ અને પશ્ચિમમાં વિસ્તાર પામતી ગઈ તેમ તેમ એ નામ આ સમસ્ત પ્રદેશ માટે પ્રયોજાતું ગયું. પરિણામે 'ગુર્જરદેશ' એ નામ દક્ષિણ રાજસ્થાનના અર્થમાં લુપ્ત થઈ હવે આનર્ત-લાટ-સૌરાષ્ટ્ર માટે પ્રયોજાયું.[2]

સારસ્વત દેશની પૂર્વે આવેલ મોહડવાસક વિષય (મોડાસા જિલ્લો[3]) પરમાર રાજા સીયક બીજાની સત્તા નીચે હતો. ખેટક (ખેડા) મંડલ રાષ્ટ્રકૂટોના આધિપત્ય નીચે હતું. પરમાર નરેશે કનોજના સામંતને હરાવી માળવા જીતી લીધું અને માન્યખેટના રાષ્ટ્રકૂટ રાજા ખોટ્ટિગને હરાવી મહારાજાધિરાજની સ્વતંત્ર પદવી પ્રાપ્ત કરી. એનાં ઈ.સ. ૯૪૯ અને ૯૭૦નાં દાનપત્ર ખેટક મંડલને લગતાં છે.

મૂલરાજે વિ.સં. ૯૯૮(ઈ.સ. ૯૪૨)થી વિ.સં. ૧૦૫૩(ઈ.સ. ૯૯૭) સુધી રાજ્ય કર્યું. આ પંચાવન વર્ષના રાજ્યકાલમાં એના અભિલેખ વિ.સં. ૧૦૩૦ (ઈ.સ. ૯૭૪)થી વિ.સં. ૧૦૫૧(ઈ.સ. ૯૯૫)ના મળ્યા છે. શરૂઆતમાં મૂલરાજ ચાવડા રાજાઓની જેમ નાના પ્રદેશનો રાજા રહ્યો જણાય છે. ઈ.સ. ૯૭૪ સુધી તો એ સામંત જેવો હતો, પરંતુ આગળ જતાં એને રાજ્યવિસ્તાર કરવાની તક મળી. ઈ.સ. ૯૮૭માં એ મહારાજાધિરાજનું મહાબિરુદ ધરાવતો હતો. ત્યારે શ્રીસ્થલ-(સિદ્ધપુર)માં રુદ્રમહાલય(રુદ્રમાળ)માં રુદ્રદેવની પ્રતિમાની પ્રતિષ્ઠા થયેલી હતી અને મણ્ડલી(માંડલ)માં મૂલનાથદેવનું મંદિર બંધાયું હતું.

સારસ્વત મંડલની ઉત્તરે આવેલ સત્યપુર મંડલ, જેનું વડું મથક સત્યપુર (સાંચોર)[4] હતું તેના પર પણ મૂલરાજ સોલંકીની સત્તા પ્રવર્તતી. તે મંડલમાંનું એક ગામ મૂલરાજે વિ.સં. ૧૦૫૧(ઈ.સ. ૯૯૫)માં એક શૈવ આચાર્યને દાનમાં દીધું છે.

---

૧. ત્યારે 'ગુર્જરદેશ' એ ભિલ્લમાલની આસપાસ આવેલ પ્રદેશનું અર્થાત્ દક્ષિણ રાજસ્થાન કે મારવાડનું નામ હતું.

૨. અરબીમાં એને 'ગુજ્રાત' કહેતા. એમાંથી ગુજરાતીમાં 'ગુજરાત' રૂપ થયું.

૩. હાલનો સાબરકાંઠા જિલ્લો.

૪. હાલના જોધપુર જિલ્લામાં.

મૂલરાજે સૌરાષ્ટ્રના રાજા ગ્રાહરિપુ પર ચડાઈ કરી એને હરાવ્યો. કચ્છનો રાણો લાખો ફુલાણી ગ્રાહરિપુનો પરમ મિત્ર હતો. એ મૂલરાજ સાથે લડ્યો ને યુદ્ધમાં મરાયો. મૂલરાજે ગ્રાહરિપુને વશ કરી મુક્ત કર્યો અને પ્રભાસ જઈ સોમનાથની પૂજા કરી. માલવપતિ મુંજે હરાવેલ ગુર્જરેશ તે મૂલરાજ હોય એવું કેટલાક માને છે, પરંતુ એ ગુર્જર-પ્રતીહાર વંશનો રાજા હોવા સંભવે છે. લાટ મંડલ હવે કલ્યાણીના ચાલુક્ય રાજા તૈલપે જીતી લઈ ચૌલુક્ય કુલના બારપ્પને તેનો મંડલેશ્વર નીમ્યો. મૂલરાજના પુત્ર ચામુંડરાજે લાટમંડલ પર ચડાઈ કરી અને લાટમંડલ પર પોતાની સત્તા પ્રસારી. એ પહેલાં મૂલરાજના રાજ્ય પર બારપ્પે આક્રમણ કરેલું ત્યારે બીજી બાજુથી શાકંભરીના રાજાએ પણ સોલંકી રાજ્ય પર ચડાઈ કરેલી. મૂલરાજને થોડા વખત કંથકોટમાં ભરાઈ જવું પડ્યું, પણ પછી એણે ચાહમાન રાજાને પ્રસન્ન કરી તેની સાથે મૈત્રી સાધી. મૂલરાજે આબુના પરમાર રાજા ધરણીવરાહને વશ કર્યો.

મૂલરાજ પરમ માહેશ્વર હતો. એણે ઉત્તરના બ્રાહ્મણોને પોતાના રાજ્યમાં આવી વસવા માટે પ્રોત્સાહન આપ્યું.

મૂલરાજ ચાહમાન રાજકુંવરી માધવીને પરણ્યો હતો. એનો પુત્ર ચામુંડરાજ વિ.સં. ૧૦૫૩(ઈ.સ. ૯૯૭)માં ગાદીએ આવ્યો. એના સમયમાં કલ્યાણીના ચાલુક્ય નરેશની મદદથી બારપ્પના પુત્ર ગોગ્ગિરાજે લાટમંડલ પાછું મેળવ્યું.

## માળવાનું પરમાર રાજ્ય

પરમારોની ઉત્પત્તિ અર્બુદાચલ (આબુ પર્વત) પર વસિષ્ઠ ઋષિના અગ્નિકુંડમાંથી થયેલી મનાતી.[1] 'પર-માર' (એટલે શત્રુ-સંહારક) નામનો વીર પરમારવંશનો સ્થાપક ગણાય છે. એના વંશમાં ઉપેન્દ્ર નામે રાજા થયો, જે એ વંશનો સહુથી પહેલો જ્ઞાત રાજા છે. એનું બીજું નામ કૃષ્ણરાજ હતું. રાષ્ટ્રકૂટ રાજા ગોવિંદ ત્રીજાએ પ્રતીહાર નરેશ નાગભટ બીજાની પાસેથી માળવા લીધું અને ત્યાં પોતાના સામન્ત તરીકે આ પરમાર રાજાનું શાસન સ્થાપ્યું. એની રાજધાની ધારા (ધાર)[2] હતી.

ઉપેન્દ્ર-કૃષ્ણરાજ પછી એનો મોટો પુત્ર વૈરિસિંહ ગાદીએ આવ્યો. નાના પુત્ર ડંબરસિંહે વાગડ(વાંસવાડા–ડુંગરપુર)[3]માં અલગ શાખા સ્થાપી. વૈરિસિંહ

૧. આ પૌરાણિક માન્યતા અગિયારમી સદીથી પ્રચલિત થઈ લાગે છે.

૨. મધ્ય પ્રદેશમાં ઇંદોરની પશ્ચિમે અને ઉજ્જનની નૈઋત્યે.

૩. હાલના ગુજરાતના પૂર્વ સીમાડે.

પછી એનો પુત્ર સીયક અને પછી એનો પુત્ર વાક્પતિ રાજા થયો. વાક્પતિએ રાષ્ટ્રકૂટ રાજા ઇન્દ્ર ત્રીજાની ઉત્તરાપથની વિજયયાત્રામાં ભાગ લીધો લાગે છે. વાક્પતિના પુત્ર વૈરિસિંહ બીજા ઉર્ફે વજ્રટના વખતમાં પ્રતીહાર નરેશ મહીપાલે ઉજ્જન અને ધાર જીતી લઈને છેક નર્મદા સુધી વિજયકૂચ કરી. રાષ્ટ્રકૂટ રાજા કૃષ્ણ ત્રીજાની મદદથી વૈરિસિંહે માલવદેશ પાછો મેળવ્યો (લગભગ ઈ.સ. ૯૪૭). વૈરિસિંહ બીજા પછી એનો પુત્ર સીયક બીજો ઉર્ફે હર્ષ ગાદીએ આવ્યો. વિ.સં. ૧૦૦૫ (ઈ.સ. ૯૪૯)માં એણે યોગરાજનો[1] પરાભવ કરી પાછા ફરતાં મહીનદીના તટ પર મુકામ કર્યો ત્યારે ત્યાંના શિવનાથ[2]નું પૂજન કરી આનંદપુર(વડનગર)ના બે નાગર બ્રાહ્મણોને મોહડવાસક (મોડાસા) વિષય(જિલ્લા)નાં બે ગામ દાનમાં આપ્યાં. ખેટક મંડલ રાષ્ટ્રકૂટ શાસન નીચે હતું. સીયકે હૂણ રાજાને હરાવ્યો, જે માલવની વાયવ્યે આવેલ હૂણમંડલનો રાજા હતો. ઈશાનમાં આવેલ ખજુરાહોના ચંદેલ્લ રાજા યશોવર્માએ સીયકને હરાવી પોતાના રાજ્યની સીમા વેત્રવતી (બેટવા) નદી સુધી વિસ્તારી. અત્યાર સુધી આ પરમાર રાજાઓ રાષ્ટ્રકૂટોના આધિપત્ય નીચે મહામંડલિક તરીકે સત્તા ધરાવતા. સીયક બીજો પણ પોતાનાં શરૂઆતનાં શાસનોમાં રાષ્ટ્રકૂટ મહારાજાધિરાજ અકાલવર્ષ(કૃષ્ણ ત્રીજા)ના આધિપત્યનો નિર્દેશ કરતો, પરંતુ અકાલવર્ષના મૃત્યુ બાદ ખોટ્ટિગ ગાદીએ આવ્યો ત્યારે સીયકે એનું આધિપત્ય ફગાવી દીધું. ખોટ્ટિગે એના રાજ્ય પર આક્રમણ કર્યું. નર્મદા નદીના તટે ભીષણ યુદ્ધ ખેલાયું, જેમાં આખરે સીયકે રાષ્ટ્રકૂટ સેનાનો પરાજય કર્યો. પલાયન થતી એ સેનાનો પીછો પકડી માલવપતિ સીયકની સેનાએ છેક માન્યખેટ સુધી વિજયકૂચ કરી રાષ્ટ્રકૂટોની રાજધાની લૂંટી (ઈ.સ. ૯૭૨). હવે પરમાર નરેશે સ્વતંત્ર થઈ મહારાજાધિરાજનું મહાબિરુદ ધારણ કર્યું. ઈ.સ. ૯૭૦ સુધી મોડાસા વિસ્તાર પ્રાયઃ તેને તાબે હતો.

સીયક પછી એનો મોટો પુત્ર મુંજ ગાદીએ આવ્યો (ઈ.સ. ૯૭૩). મુંજરાજે રાષ્ટ્રકૂટ રાજાઓની જેમ શ્રીવલ્લભ, પૃથ્વીવલ્લભ અને અમોઘવર્ષ એવાં અપરનામ ધારણ કર્યાં. એ ઘણો પરાક્રમી અને મહત્ત્વાકાંક્ષી હતો. એણે કલચુરિ નરેશ યુવરાજ બીજાને હરાવી એની રાજધાની ત્રિપુરી લૂંટી, હૂણમંડલના હૂણોને વશ કર્યા, મેવાડના ગુહિલ રાજાને હરાવી આઘાટપુર લૂંટ્યું, નડ્ડુલના ચાહમાન રાજાનો

---

૧. આ યોગરાજ તે વનરાજ ચાવડાનો પુત્ર યોગરાજ કે દક્ષિણ સૌરાષ્ટ્રનો ચાલુક્ય રાજા અવનિવર્મા બીજો ઉર્ફે યોગ હોવાનું સૂચવાયું છે, પણ ચાવડા યોગરાજ નવમી સદીના ઉત્તરાર્ધમાં અને ચાલુક્ય યોગરાજ ઈ.સ. ૯૦૦ના અરસામાં થયા. ચાલુક્ય યોગરાજે પચાસેક વર્ષનું લાંબું રાજ્ય ભોગવ્યું હોય તો એ સંભવે.

૨. આ સરનાલના ગળતેશ્વર મહાદેવ હોવાનું જણાય છે.

પરાજય કરી આણુ, જાલોર અને ભિલ્લમાલ(શ્રીમાલ)નો પ્રદેશ પડાવી લીધો, ગુર્જરેશને[1] હરણની જેમ ભગાડયો અને લાટના ચાલુક્ય માંડલિક બારપ્પને હરાવ્યો.

આ સમયે દખ્ખણમાં રાષ્ટ્રકૂટ રાજ્યની સત્તા અસ્ત પામી હતી અને એની જગ્યાએ ઉત્તરકાલીન ચાલુક્ય રાજ્યની સત્તાનો ઉદય થયો હતો. ચાલુક્ય નરેશ તૈલ (તૈલપ) બીજો લાટમંડલ પરની પોતાની સત્તા ટકાવી રાખવા વારંવાર માળવા પર આક્રમણ કરતો હતો, પરંતુ મુંજરાજના પરાક્રમ સામે ફાવતો નહિ. પોતાના મંત્રી રુદ્રાદિત્યની સલાહને અવગણી આખરે મુંજે કર્ણાટક પર આક્રમણ કરવાની હામ ભીડી અને ગોદાવરી ઓળંગી આગેકૂચ કરી. પરંતુ ત્યાં એ શત્રુના દેશમાં સપડાઈ ગયો અને કેદ પકડાયો. મુંજના માણસોએ એને છાનોમાને છોડાવી જવા વ્યૂહ રચ્યો, પરંતુ તૈલપને એની જાણ થતાં મુંજને દેહાતદંડ દેવામાં આવ્યો (લગભગ ઈ.સ. ૯૯૫). વિદ્યા અને ધર્મના ક્ષેત્રમાં મુંજ અનુપમ આશ્રયદાતા ગણાતો. એણે ધારા, ઉજ્જયિની, માહિષ્મતી ઇત્યાદિ સ્થળોએ ધર્મસ્થાન બંધાવ્યાં હતાં. મુંજ પોતે કવિ હતો અને એની સભામાં પદ્મગુપ્ત, ધનંજય, ધનિક, હલાયુધ અને ધનપાલ જેવા અનેક કવિઓ તથા વિદ્વાનો વિરાજતા.

મુંજના મૃત્યુ પછી એનો નાનો ભાઈ સિન્ધુરાજ માલવપતિ થયો. એ કુમાર-નારાયણ તથા નવસાહસાંક તરીકે પણ ઓળખાતો. કવિ પદ્મગુપ્તે 'નવસાહસાંક-ચરિત' રચ્યું છે. એણે મુંજરાજે ગુમાવેલ દક્ષિણ પ્રદેશ ચાલુક્ય રાજા સત્યાશ્રયને હરાવી પાછો મેળવ્યો. દખ્ખણમાં આવેલ નાગરાજ સંઘપાલે રાક્ષસ રાજા વજ્રાંકુશ સામે સિન્ધુરાજની મદદ માગી અને વિદ્યાધરો(શિલાહારો)ની મદદથી સિન્ધુરાજે ગોદાવરી ઓળંગી વજ્રાંકુશનો વધ કર્યો. નાગરાજે સિન્ધુરાજને પોતાની કુંવરી શશિપ્રભા પરણાવી. આ નાગરાજ તે બસ્તર[2] પ્રદેશનો નાગ જાતિનો રાજા હોવાનું અને રાક્ષસરાજ તે ચાંદા[3] પ્રદેશની આર્યેતર માન જાતિનો રાજા હોવાનું જણાય છે. સિન્ધુરાજે અપરાન્ત (ઉત્તર કોંકણ) જીત્યું, દક્ષિણ કોસલના સોમવંશી રાજ્યનો પ્રદેશ લૂંટયો, હૂણમંડલના અધિપતિને હરાવ્યો અને વાગડના

---

૧. આ ગુર્જરેશ તે અણહિલવાડનો સોલંકી રાજા મૂલરાજ એવું સામાન્યતઃ માનવામાં આવે છે, પરંતુ એ માળવામાંનો ગુર્જર-પ્રતીહાર રાજા હોઈ શકે. રાષ્ટ્રકૂટ રાજા ધવલના લેખમાં મુંજે ગુર્જરેશને નસાડયાનો ઉલ્લેખ આવે છે ને પછી મૂલરાજનો જુદો ઉલ્લેખ કરેલો છે.

૨. મધ્ય પ્રદેશના દક્ષિણ ભાગમાં.

૩. નાગપુરની દક્ષિણે, આન્ધ્ર રાજ્યની ઉત્તર સીમા પર.

પરમાર રાજા ચણ્ડપને વશ કર્યો. સિન્ધરાજે ગુજરાતના રાજા ચામુંડદેવને કનડયો, પરંતુ સિન્ધુરાજને અધવચ પાછા ફરવું પડયું. સિન્ધુરાજે લાટમંડલના ગોગ્ગિરાજને વશ કર્યો. સિન્ધુરાજનું રાજ્ય લગભગ ઈ.સ. ૧૦૦૦ સુધી ચાલ્યું.

## ચેદિનું કલચુરિ રાજ્ય

ચેદિ દેશમાં હૈહય કુલના કલચુરિ વંશની સત્તા પ્રવર્તતી. એની રાજધાની ત્રિપુરી (તેવર)[1] હતી અને એની આસપાસનો પ્રદેશ ડાહલ મંડલ તરીકે ઓળખાતો.

રાષ્ટ્રકૂટ રાજા ગોવિંદ ત્રીજાએ ડાહલદેશ જીતી લઈ ત્યાં પોતાનો મંડલેશ્વર નીમ્યો હતો. લક્ષ્મણરાજ નામે મંડલેશ્વર ત્યાં ઈ.સ. ૮૪૧-૪૨માં શાસન કરતો હતો. એ પછી થોડા વખતમાં ત્યાં કલચુરિ વંશના રાજા કોક્કલ્લની સત્તા પ્રવર્તી. એ અરસામાં સરયૂપાર[2] પ્રદેશમાં કલચુરિઓનું એક બીજું રાજ્ય સ્થપાયું. એ વંશના રાજાઓ ગૌડના પાલ રાજ્યનાં આક્રમણોના સામના કરતા.

કોક્કલ્લ ઘણો પરાક્રમી હતો. એણે કનોજના પ્રતીહાર નરેશ ભોજના સામંતોને વશ કર્યા. એમાં સરયૂપારના કલચુરિ રાજા શંકરગણ, મેવાડના ગુહિલ રાજા હર્ષ અને શાકંભરીના ચાહમાન રાજા ગૂવક બીજાનો સમાવેશ થાય છે. એણે સિંધુ દેશના તુરુષ્કોને (અરબોને) પણ વશ કર્યા અને વંગ(પૂર્વ બંગાળ)ના રાજ્ય પર આક્રમણ કર્યું. રાષ્ટ્રકૂટ રાજા કૃષ્ણ ત્રીજો, જે તેનો જમાઈ થતો હતો તેને હરાવી તેની સાથે સંધિ કરી અને કોંકણના શિલાહાર રાજાને વશ કર્યો. એનાં આ પરાક્રમોએ કલચુરિ રાજ્યને એ કાલનાં મહારાજ્યોમાં સ્થાન અપાવ્યું. એને અઢાર પુત્ર હતા. એમાંનો જ્યેષ્ઠ શંકરગણ એની ગાદીનો ઉત્તરાધિકારી બન્યો. બીજા બધા કુંવરોને તેણે બીજાં મંડલોના મંડલેશ્વર બનાવ્યા. એમાંના એકના વંશજે દક્ષિણ કોસલમાં અલગ રાજ્ય સ્થાપ્યું. કોક્કલ્લે પોતાની કુંવરી રાષ્ટ્રકૂટ રાજા અમોઘવર્ષ ૧લાના કુંવર કૃષ્ણ બીજાને પરણાવી હતી.

શંકરગણ ઈ.સ. ૮૮૦-૮૫ના અરસામાં ગાદીએ આવ્યો. એ મુગ્ધતુંગ, પ્રસિદ્ધધવલ અને રણવિગ્રહનાં મહાબિરુદ ધરાવતો. એણે કોસલના સોમવંશી રાજાને હરાવ્યો. એવામાં એને પૂર્વ ચાલુક્ય રાજા વિજયાદિત્ય સામેના વિગ્રહમાં રાષ્ટ્રકૂટ રાજા કૃષ્ણરાજને મદદ કરવા જવું પડયું. એમાં કૃષ્ણરાજ અને શંકરગણ બંને હારી ગયા. એને લક્ષ્મી નામે કુંવરી હતી. તે એણે પોતાના બનેવી કૃષ્ણરાજના પુત્ર જગત્તુંગને પરણાવી. શંકરગણે નાના ભાઈ અર્જુનની પૌત્રી વિજંબાને ઇન્દ્ર ત્રીજા વેરે પરણાવી. શંકરગણ પછી એનો મોટો પુત્ર બાલહર્ષ ગાદીએ આવ્યો.

---

૧. જબલપુરની પશ્ચિમે ૯.૫ કિ.મી. પર (મધ્યપ્રદેશમાં)

૨. ઉત્તર પ્રદેશમાં સરયૂ નદીની પાર આવેલ પ્રદેશ.

બાલહર્ષનો ઉત્તરાધિકાર એના અનુજ યુવરાજને મળ્યો. એણે 'કેયૂરવર્ષ' એવું અપરનામ ધારણ કર્યું. એ ઘણો પ્રતાપી હતો. ગૌડ દેશના પાલ રાજાનો તેણે પરાજય કર્યો અને કલિંગના ગંગ રાજ્ય પર ધાક વર્તાવી. ઉત્તરે આવેલ ચંદેલ્લ રાજ્યના રાજા યશોવર્માએ યુવરાજને હરાવ્યો, પરંતુ એ પોતાના રાજ્યની સીમા વિસ્તારી શક્યો નહિ. યુવરાજે પોતાની કુંવરી રાષ્ટ્રકૂટ રાજા અમોઘવર્ષ ત્રીજાને પરણાવી હતી. એ રાજાનો પુત્ર કૃષ્ણ ત્રીજો, જે એનો દૌહિત્ર થતો હતો તેણે ચેદિના કલચુરિ રાજ્ય પર આક્રમણ કર્યું અને એમાં યુવરાજનો ભારે પરાભવ થયો. ડાહલ મંડલ પર રાષ્ટ્રકૂટોનું શાસન પ્રવર્ત્યું. પરંતુ યુવરાજે પોતાનું સૈન્ય એકઠું કર્યું અને કર્ણાટક તથા લાટના રાષ્ટ્રકૂટોને હરાવી ડાહલ દેશ પાછો મેળવ્યો. યુવરાજની આ સિદ્ધિ કલચુરિઓના ઇતિહાસમાં ગૌરવાસ્પદ ઘટના ગણાય. આ વિજયના ઉત્સવ પ્રસંગે કવિ રાજશેખર–કૃત 'વિદ્ધશાલભંજિકા' નાટિકા ભજવાઈ. કવિ રાજશેખર પ્રતીહાર રાજા મહેન્દ્રપાલ અને મહીપાલની જેમ કલચુરિ રાજા શંકરગણ અને યુવરાજદેવ સાથે પણ નિકટ સંબંધ ધરાવતા. યુવરાજદેવે શૈવ મઠોની આબાદી વધારી.

યુવરાજના પુત્ર લક્ષ્મણરાજે પોતાના વંશની સત્તાવિસ્તારની પરંપરા ચાલુ રાખી. એણે વંગાલ (બંગાલ), ઓડ્ર (ઓરિસા), કોસલ આદિ પૂર્વ દેશો પર વિજય પ્રાપ્ત કર્યા. પછી લાટ તથા ગુર્જર દેશના રાજાને હરાવ્યા અને સોમનાથની યાત્રા કરી. ત્યારે ઓડ્રના રાજા પાસેથી મેળવેલી કાલીયનાગની સ્વર્ણ-રત્નમય પ્રતિમા એણે સોમનાથદેવને અર્પણ કરી. લક્ષ્મણરાજે શૈવ મઠોના મહંતોને પ્રોત્સાહન આપ્યું, એણે પોતાની કુંવરી ચાલુક્ય રાજા વિક્રમાદિત્ય ચોથાને પરણાવી હતી, તેના પુત્ર તૈલપે રાષ્ટ્રકૂટ રાજ્યનો અંત આણી ચાલુક્યોનું શાસન પ્રવર્તાવ્યું.

લક્ષ્મણરાજનો પુત્ર શંકરગણ પરમ વૈષ્ણવ હતો. એના પછી એનો અનુજ યુવરાજ બીજો ગાદીએ આવ્યો. એણે ત્રિપુરી નગરીનો જીર્ણોદ્ધાર કરી એને સુંદર અને ભવ્ય બનાવી. ચાલુક્ય રાજા તૈલપ બીજો તેનો ભાણેજ હોવા છતાં તેણે ચેદિ રાજ્ય પર આક્રમણ કર્યું. બીજી બાજુ માલવપતિ મુંજ પણ ચેદિ રાજ્ય પર સત્તા જમાવવા મથતો. મુંજે ત્રિપુરીમાં વિજયપ્રવેશ કર્યો અને થોડો સમય તેનો કબજો રાખ્યો. યુવરાજ ત્યાંથી પલાયન થઈ ગયો. પરમારોનું સૈન્ય ત્યાંથી ચાલ્યું જતાં યુવરાજ પાછો ફર્યો. પરંતુ તેના મંત્રીઓએ એ કાયર રાજાને પદ-ભ્રષ્ટ કરી એના પુત્ર કોક્કલ્લ બીજાને ગાદીએ બેસાડ્યો (લગભગ ઈ.સ. ૯૯૫). આ રાજાએ ગુર્જરદેશના રાજાને હરાવ્યો. ચાલુક્ય રાજા તૈલપના ઉત્તરાધિકારી

સત્યાશ્રયનો તેમ જ ગૌડદેશના રાજા મહીપાલનો પરાભવ કરી યુવરાજે કલચુરિ કુલની પ્રતિષ્ઠા પાછી મેળવી.

## જેજાકભુક્તિનું ચંદેલ્લ રાજ્ય

નવમી સદીના આરંભમાં કલચુરિ રાજ્યની ઉત્તરે આવેલ બુંદેલખંડમાં ચંદેલ્લ (ચન્દ્રાત્રેય) નામે રાજવંશ સ્થપાયો. આ વંશનો સ્થાપક નન્નુક ખર્જુરવાહક (ખજુરાહો)માં[1] રાજ્ય કરતો હતો. એની આસપાસના પ્રદેશો પર કનોજના પ્રતીહાર નરેશોનું આધિપત્ય પ્રવર્તતું. નન્નુક પછી તેનો પુત્ર વાક્પતિ ગાદીએ આવ્યો. એણે વિન્ધ્ય પ્રદેશને પોતાના પરાક્રમની વિહારભૂમિ બનાવી. એનો પુત્ર જયશક્તિ, જે 'જેજજક' કહેવાતો તેના નામ પરથી ચંદેલ્લ રાજ્યનો પ્રદેશ, જેજાકભુક્તિ તરીકે ઓળખાયો. એણે પોતાની કુંવરી કલચુરિ રાજા કોક્કલ ૧લાને પરણાવી. જયશક્તિ (જેજજક) પછી એનો નાનો ભાઈ વિજયશક્તિ (વિજ્જક) ગાદીએ આવ્યો. એણે પડોશીના પ્રદેશ જીતી લીધા. વિજય પછી એનો પુત્ર રાહિલ અને રાહિલ પછી એનો પુત્ર હર્ષ રાજા થયો.

હર્ષ પ્રતાપી હતો. તેણે લગભગ ઈ.સ. ૯૦૦થી ૯૨૫ સુધી રાજ્ય કર્યું. તેણે પ્રતીહાર રાજા મહીપાલ ૧લાને પોતાનું કનોજનું રાજ્ય પાછું મેળવવામાં કીમતી મદદ કરી અને પોતાના કુલની મહત્તા વધારી. એના પુત્ર યશોવર્મા ઉર્ફે લક્ષવર્માના સમયમાં પ્રતીહાર સામ્રાજ્યનું વિઘટન થવા લાગ્યું. એણે પ્રતીહાર રાજા દેવપાલના સમયમાં કાલંજર[2] જીતી લઈને પોતાના રાજ્યની ઉત્તર સીમા યમુના નદીના તટ સુધી વિસ્તારી. પછી દક્ષિણમાં ચેદિના કલચુરિ રાજા યુવરાજ ૧લાનો તથા માળવાના પરમાર રાજા સીયક ૨જાનો પરાજય કરી પોતાના રાજ્યની દક્ષિણ સીમા પણ પ્રસારી. દરમ્યાન દક્ષિણ કોસલના સોમવંશી રાજાને પણ હરાવ્યો. પૂર્વમાં પાલ અને કંબોજના પ્રદેશ પર આક્રમણ કરી ગૌડ અને મિથિલા પર જીત મેળવી. યશોવર્માએ પ્રતીહાર નરેશ દેવપાલ પાસેથી વિષ્ણુની એક પ્રતિમા પ્રાપ્ત કરી, જે મૂળ ભોટ(તિબેટ)ના રાજા પાસેથી મળેલી હતી. એણે ખજુરાહોમાં ચતુર્ભુજ વિષ્ણુનું મંદિર બંધાવ્યું.

એનો પુત્ર ધંગ અને એના ઉત્તરાધિકારીઓ પોતાને કાલંજર-પતિ કહેવરાવવામાં ગૌરવ લેતા. ધંગનું રાજ્ય કાલંજર, ભીલસા, ગ્વાલિયર અને જમુના

---

૧. મધ્યપ્રદેશના ઉત્તર ભાગમાં આવેલ છતરપુર પાસે, ઝાંસીથી અગ્નિ દિશામાં.

૨. ઉત્તર પ્રદેશ બાંદા જિલ્લાનું કાલિંજર, અલ્લાહાબાદની નૈઋત્યે.

સુધી વિસ્તૃત હતું. શરૂઆતમાં એ ગૌડના રાજા વિનાયકપાલનું આધિપત્ય અંગીકાર કરતો. ઈ.સ. ૯૭૫ના અરસામાં એને ગ્વાલિયર ગુમાવવું પડ્યું. કનોજનો મહારાજાધિરાજ એને કંઈ મદદ કરી શક્યો નહિ. આથી હવે તેણે પ્રતીહાર રાજ્યનો પૂર્વ પ્રદેશ જીતી લીધો. યમુનાની ઉત્તરે આવેલ કાશી પ્રદેશ પર તેના રાજ્યનું શાસન પ્રસર્યું. હવે એણે અંગ[1] અને રાઢ[2] પર સફળ આક્રમણ કર્યું. પાલ, શૂર અને કોસલના રાજાઓ વશ થયા. એમાં આન્ધ્રના ચાલુક્યો અને કુન્તલના રાષ્ટ્રકૂટો સાથે કંઈ ઘર્ષણ થયું.

ગઝનાના અમીર સબુકતેગીન સામે પંજાબના શાહી રાજા જયપાલે લીધેલા સંગઠનમાં કાલંજરના આ રાજાએ સાથ આપેલો (ઈ.સ. ૯૮૯). ધંગ ચંદેલ્લ વંશનો પહેલો મહારાજાધિરાજ હતો. એના સમયમાં ખજુરાહોમાં અનેક સુંદર મંદિર બંધાયાં. ગૌતમ અક્ષપાદનો વંશજ પ્રભાસ એનો મહામાત્ય હતો. ધંગના અભિલેખ ઈ.સ. ૯૫૪થી ૧૦૦૨ સુધીના મળ્યા છે. એ સો વર્ષની વયે પ્રયાગમાં મૃત્યુ પામ્યો.

### કામરૂપનું સાલમ્ભ રાજ્ય

કામરૂપ(આસામ)માં સાલસ્તમ્ભ વંશનો ઈ.સ. ૮૦૦ના અરસામાં અંત આવ્યો અને ત્યાં સાલમ્ભ (કે પ્રાલમ્ભ) નામે રાજાનું રાજ્ય સ્થપાયું. એ પોતાને નરકનો વંશજ ગણાવતો અને ભાસ્કરવર્મા પછી અસ્ત પામેલી નરક-વંશની સત્તા જાણે હવે પુનઃ ઉદય પામી. કામરૂપમાં થયેલા આ રાજવંશ-પલટા પાછળ ગૌડરાજ દેવપાલના આક્રમણે મહત્ત્વનો ભાગ ભજવ્યો લાગે છે.

સાલમ્ભનો ઉત્તરાધિકારી હર્જરવર્મા મહારાજાધિરાજ જેવાં મહાબિરુદ ધરાવતો. આ રાજવંશનો એ પહેલો સ્વતંત્ર રાજા હતો અને એથી કેટલાક લેખોમાં વંશાવળીનો આરંભ એનાથી કરવામાં આવતો. એનો એક શૈલલેખ ગુ.સં. ૫૧૦(ઈ.સ. ૮૨૯)નો છે. એના પુત્ર વનમાલવર્માએ લાંબો રાજ્યકાલ ભોગવ્યો. એના રાજ્યમાં ઉત્તર બંગાળના ભાગનો સમાવેશ થતો. એનો પુત્ર જયમાલ વીરબાહુ તરીકે જાણીતો થયો. એના પછી એનો પુત્ર બલવર્મા ગાદીએ આવ્યો. ત્યાગસિંહ એ આ વંશનો છેલ્લો રાજા છે. એ અપુત્ર હોવાથી એના મૃત્યુ બાદ સાલમ્ભના વંશનો અંત આવ્યો. આ વંશના રાજાઓએ લગભગ ઈ.સ.

---

૧. બિહારનું ભાવલપુર.

૨. પશ્ચિમ બંગાળ.

૮૦૦થી ૧૦૦૦ સુધી રાજ્ય કર્યું. આ રાજાઓ માહેશ્વર હતા. એમની રાજધાની હરૂપ્પેશ્વર લૌહિત્ય (બ્રહ્મપુત્રા) નદીના તટ પર આવેલી હતી.

### નેપાલનાં રાજ્ય

નેપાલની વંશાવળીઓમાં આ સમયના રાજાઓ વિશે ઘણો ગૂંચવાડો રહેલો છે. કાશ્મીરના રાજા લલિતાદિત્યના પૌત્ર જયાપીડે નેપાલ પર આક્રમણ કર્યું. ત્યારે તેને પાછા ભાગી જવું પડયું હતું. એ સમયે ત્યાં તિબેટનું વર્ચસ પ્રવર્તતું. નેપાલના લોકો નેવાર કહેવાય છે અને નેપાલમાં નેવારી સંવત ચાલે છે, જેનો આરંભ ઈ.સ. ૮૭૯થી ગણાય છે. આ સંવત રાઘવદેવ નામે રાજાએ તિબેટી હકૂમતમાંથી મળેલી મુક્તિની યાદગીરીમાં શરૂ કર્યો જણાય છે. રાઘવદેવે ઈ.સ. ૮૭૯થી ૯૨૬ સુધી રાજ્ય કર્યું. એના વંશજ ગુણકામદેવ ૧લાએ પાંસઠેક વર્ષ રાજ્ય કર્યું. એ ઘણો પ્રતાપી હતો. એણે રાજ્યની પૂર્વ સીમા વિસ્તારી. એ અઢળક સંપત્તિ ધરાવતો. એણે કાન્તિપુર[1] (ખાટમાંડુ) વસાવ્યું અને પશુપતિ આદિ દેવોનાં મંદિરોને અનેક દાન દીધાં, ગુણકામદેવે લગભગ ઈ.સ. ૧૦૦૦ સુધી વેપારવણજનો વિકાસ થયો હોઈ હવે રાજ્યની સમૃદ્ધિ વધી હતી.

### સિંધનું અરબ રાજ્ય

બગદાદના અરબ રાજ્યમાં ઉમય્યા વંશની જગ્યાએ અબ્બાસી વંશની સત્તા પ્રવર્તતી હતી. નવા વંશના બીજા ખલીફા અલ-મનસૂરે (ઈ.સ. ૭૫૪–૭૭૫) હિશામને સિંધનો સૂબો નીમ્યો. તેણે મુલતાન અને કંદહાર સર કર્યાં. સિંધના અરબોએ કાશ્મીર પર ચડાઈ કરી, પરંતુ ત્યાંના રાજા લલિતાદિત્યે એમને પાછા હઠાવ્યા. તે પછી કાશ્મીર પર એમણે ચડાઈ કરી નહિ. ઉમય્યા કાલના સૂબા હુકમના વખતમાં સિંધમાં નવું પાયતખ્ત બંધાવું શરૂ થયેલું, તે અબ્બાસી ખલીફા અલ–મનસૂરના વખતમાં પૂરું થયું અને એનું નામ 'મનસૂરા' રખાયું. એ શહેર પ્રાચીન બ્રાહ્મણબાદનાં[2] ખંડેરો પર સ્થપાયું હતું. અલ–મનસૂરના વખતમાં અહીંથી જે એલચીઓ બગદાદ જતા, તેમની સાથે ભારતીય પંડિતો પણ જતા. તેઓ ગણિત તથા જ્યોતિષને લગતા ભારતીય ગ્રંથો લઈ જતા અને તે વિદ્યાઓ અરબોને શીખવતા. એમાં બ્રહ્મગુપ્ત-કૃત 'બ્રહ્મસ્ફુટસિદ્ધાંત' અને 'ખણ્ડખાદ્યક'

૧. 'કાન્તિપુર'માંનો 'કાન્તિ' 'ગુણકામ'માંના 'કામ'નો પર્યાય મનાય છે.

૨. સિંધ(હાલના પાકિસ્તાનમાં)ના હૈદરાબાદની ઈશાને ૬૯ કિ.મી. પર આવેલું હિંદુ નગર.

ખાસ નોંધપાત્ર છે. હિ.સ. ૧૪૦(ઈ.સ. ૭૫૮)માં નિમાયેલા સિંધના સૂબા હશામે ગુજરાત પર દરિયાઈ હુમલો મોકલ્યો, પણ તેમાં તે ફાવ્યા નહિ.

ખલીફા અલ–મહદી(ઈ.સ. ૭૭૫–૭૮૫)ના વખતમાં અબ્દુલ મલીકે હિ.સ. ૧૬૦(ઈ.સ. ૭૭૬)માં ગુજરાત પર દરિયાઈ હુમલો કર્યો. શરૂઆતમાં અરબોની ફતેહ થઈ, પણ પાછળથી ઘણા સૈનિકો રોગચાળાને લઈને મરણ પામ્યા અને બાકીના જલદી પાછા ચાલ્યા ગયા. પરિણામે ખલીફાએ ફરી હુમલો મોકલવાનો વિચાર માંડી વાળ્યો. ઈ.સ. ૭૮૬માં હરુન અલ–રશીદ ખલીફા થયો. એણે સિંધના સૂબા તરીકે સલીમની નિમણૂક કરી. એણે સૌરાષ્ટ્રના વલભી પર જબરજસ્ત હુમલો કર્યો અને વલભીનો તથા ત્યાંના મૈત્રક વંશનો ભંગ(નાશ) કર્યો (ઈ.સ. ૭૮૮). મનસૂરાના અરબોએ પશ્ચિમ સિંધનાં કેટલાંક સ્થળો પર પોતાની હકૂમત જમાવી. પરંતુ સિંધની પૂર્વે આવેલ ગુર્જર–પ્રતીહાર રાજ્યના પ્રબળ રાજવીઓએ સિંધના અરબોનું રાજ્ય એ બાજુ વધવા દીધું નહિ. પ્રતીહાર નરેશ નાગભટ બીજો હરુન અલ–રશીદ તથા અલ–મામૂન(ઈ.સ. ૮૧૩–૮૩૩)ના વખતમાં સિંધના તુરુષ્કોનાં[૨] થાણાં પણ કબજે કરી લેતા. પાલ અને ચાહમાન વંશના રાજાઓ પણ અરબોનો સબળ સામનો કરતા. અલ–મામૂનના સિંધના હાકેમ બશીરે બળવો કર્યો. તેને પકડીને બગદાદ લઈ જવામાં આવ્યો. પરંતુ હવે અબ્બાસી વંશની પડતી થઈ ને સિંધના સૂબા સ્વતંત્ર રીતે વર્તવા લાગ્યા.

અબ્બાસી વંશની જગ્યાએ સફ્ફારી વંશની હકૂમત પ્રવર્તી (ઈ.સ. ૮૭૨–૯૦૩).

એ પછી સિંધના અરબ મુલક બે સ્વતંત્ર રાજ્યોમાં અલગ પડયા—મનસૂરાનું અને મુલતાનનું. આ બંને રાજ્યો પર પડોશનાં હિંદુ રાજ્યોનો ભય રહ્યા કરતો ને તે પોતાનો વિસ્તાર કરી શકતાં નહિ. મુલતાનમાં મોટું સૂર્ય–મંદિર હતું. જ્યારે પ્રતીહારો મુલતાન પર ચઢાઈ કરવા નીકળતા, ત્યારે ત્યાંના મુસ્લિમો તે મંદિરમાંની મૂર્તિ તોડી નાખવાની ધમકી આપતા ને હિંદુ સેના તરત જ પાછી વળી જતી. શાહી અને પ્રતીહાર વંશના રાજાઓએ ધાર્યું હોત તો સિંધના અરબોની સત્તાનું ઉન્મૂલન કરી શકત. ભારતની પશ્ચિમે નવી પ્રબળ મુસ્લિમ સત્તાઓનો અભ્યુદય થઈ રહ્યો હતો અને એ વહેલીમોડી ભારત માટે ભયજનક નીવડે તેમ હતી તેનો ખ્યાલ ત્યારે ભારતનાં એ હિંદુ રાજ્યોને ભાગ્યે જ આવ્યો

---

૨. તુર્કો. કેટલીક વાર આ શબ્દ ગમે તે જાતિના મુસ્લિમો માટે પણ પ્રયોજાતો.

લાગે છે. કાબુલ[૧] અને ઝાબુલ[૨]નાં હિંદુ રાજ્ય અરબ ખલીફાને અવારનવાર ખંડણી આપતાં, પરંતુ પાછાં સ્વતંત્ર થઈ જતાં. સફ્ફારી વંશના સ્થાપક યાકૂબે ઈ. સ. ૮૭૦ના અરસામાં એ બંને રાજ્ય જીતી લીધાં. ઝાબુલ હવે ભારતનું રહ્યું નહિ, જ્યારે કાબુલ સ્વતંત્રતા પાછી મેળવી હિંદુ શાહિય રાજ્યનો ભાગ બની રહ્યું. ઝાબુલિસ્તાનમાં ગઝના કે ગઝનીમાં પ્રબળ મુસ્લિમ સત્તાનો અભ્યુદય થયો.

## ઉત્કલ(ઓરિસા)નાં રાજ્ય

ઉત્કલ(ઓરિસા)માં શૈલોદ્ભવ રાજ્યનો અસ્ત થયા પછી અનેક રાજ-સત્તાઓનો ઉદય થયો.

એમાં કરવંશનું રાજ્ય સહુથી પ્રબળ હતું. એ પૂર્વ સમુદ્રતટ પર આવેલું હતું. એ વંશના સર્વ રાજાઓના નામને અંતે 'કર' શબ્દ આવે છે, તેથી તેને તે નામે ઓળખવામાં આવે છે. એ રાજાઓ પોતાના કુલની ઉત્પત્તિ ભૂમિ(પૃથ્વી)માંથી થઈ ગણાવતા, તેથી તેને ભૌમવંશ પણ કહે છે. તેઓના પૂર્વજ મહેન્દ્રગિરિના ગુહ[૩]–રક્ષિત ભૌમ હોવાનું માલૂમ પડે છે. તેઓના પાટનગરનું નામ પણ ગુહદેવ-પાટક કે ગુહેશ્વર-પાટક હતું.[૪]

આ વંશના લેખો પરથી તેના પંદરેક રાજાઓનાં નામ જાણવા મળે છે, પરંતુ તેમના પરસ્પર સંબંધ તથા રાજ્યકાલ નક્કી કરવા મુશ્કેલ છે. એમાંના પહેલા ત્રણ રાજા આઠમી સદીમાં થયા. તે સર્વ પરમ સૌગત (બૌદ્ધ) હતા. એમાંનો પહેલો રાજા ક્ષેમંકરદેવ છે. તેનો પુત્ર શિવકરદેવ ઉન્મત્તસિંહ તરીકે પણ ખ્યાત હતો. એણે પિતાના રાજ્યકાલનાં વર્ષોની સળંગ સંખ્યા ચાલુ રાખી નવો પ્રાદેશિક સંવત કર્યો લાગે છે. એણે રાઢના રાજાને હરાવી તેની કુંવરીનું હરણ કર્યું. એના પુત્ર શુભાકરે કલિંગને વશ કર્યું. ઉન્મત્તકેસરીની સત્તા ગંજામના ગંગ રાજ્ય પર પ્રવર્તતી; શુભાકરે તે સત્તાને દક્ષિણમાં આગળ વધારી. ભૌમવંશના રાજા હવે મહારાજાધિરાજ કહેવાવા લાગ્યા. શુભાકરદેવનો બીજો પુત્ર શાન્તિ-કરદેવ ૧લો નવમી સદીના બીજા ચરણમાં રાજ્ય કરતો હતો. એ અરસામાં ગૌડરાજ દેવપાલે ઉત્કલને વશ કર્યું. શાન્તિકરદેવ ગયાડ અને લલિતહાર તરીકે પણ

---

૧. હાલના અફઘાનિસ્તાનમાં.

૨. કામરૂપ(આસામ)માં ભૂમિપુત્ર નરકમાંથી જે વંશ ઉદ્ભવેલો, તેને આ ભૌમવંશ સાથે સંબંધ હોય તો તે જાણવા મળતું નથી.

૩. ગુહ–કાર્તિકેય.

૪. કટક–પુરીની ઉત્તરે આવેલ બીજપુર. આ પ્રાચીન નગરનું સ્થાન સૂચવે છે.

ઓળખાતો. એના મૃત્યુ પછી કરકુલની સત્તાનો હ્રાસ થયો. લલિતહારના પુત્ર કુસુમહારનું મૃત્યુ થતાં તેની માતા ત્રિભુવન-મહાદેવીએ રાજમાતા તરીકે રાજ્યતંત્ર સંભાળ્યું. પાલવંશની સત્તાની પડતી થતાં કરવંશની સત્તાનો પુનઃ અભ્યુદય થયો. ત્રિભુવનમહાદેવી વૈષ્ણવ હતી; રાજાઓ હવે બૌદ્ધધર્મ ત્યજી પ્રાયઃ શૈવધર્મ અનુસરતા. ત્રિભુવન-મહાદેવીએ પોતાનો પૌત્ર લોણભાર પુખ્ત વયનો થતાં રાજ્યતંત્ર તેને સોંપી દીધું. એના પુત્ર શુભાકરદેવ-કુસુમહારની રાણીનું નામ પણ ત્રિભુવન-મહાદેવી હતું. એના પછી શિવકરદેવ-લલિતહાર, શાન્તિકરદેવ-લવણભાર અને શુભાકરદેવ (૫મો) નામે રાજા થયા. છેલ્લા રાજાનો ઉત્તરાધિકાર એની રાણી ગૌરીને પ્રાપ્ત થયો. ગૌરી પછી એની પુત્રી દંડી-મહાદેવી ગાદીએ આવી. એના પછી વળી એની અપરમાતા વકુલ-મહાદેવી સત્તારૂઢ થઈ. એનો વારસો એના જેઠ લવણભારની રાણી ધર્મ-મહાદેવીને મળ્યો. આમ હવે આ વંશમાં એક પછી એક એમ ચાર રાણીઓનું રાજ્ય પ્રવર્ત્યું. તે સર્વ પરમભટ્ટારિકા-મહારાજાધિરાજ-પરમેશ્વરી કહેવાતી. એમાંની છેલ્લી રાણી ધર્મ-મહાદેવી ઈ.સ. ૯૫૦ના અરસામાં થઈ. આ અરસામાં આ રાજવંશની સત્તા અસ્ત પામી. પ્રાયઃ એની સત્તા દક્ષિણ કોસલના સોમવંશી રાજાઓએ લુપ્ત કરી. આ વંશના લેખોમાં કોઈ સળંગ સંવતનાં વર્ષ આપવામાં આવ્યાં છે. એ વર્ષ હર્ષ સંવતનાં નહિ, પણ ઉત્કલના આ વંશના પોતાના નવા સંવતનાં હોવા સંભવે છે. આ વંશનું રાજ્ય એકંદરે લગભગ બસો વર્ષ ચાલ્યું.

કર રાજ્યની દક્ષિણે ભંજભૂમિ (મયૂરભંજ) પ્રદેશમાં ભંજ રાજ્ય હતું. આ વંશના રાજાઓના નામને અંતે 'ભંજ' શબ્દ આવે છે. એમના ત્રીસેક લેખ મળ્યા છે. એ પરથી એમની બે અલગ શાખાઓ હોવાનું માલૂમ પડે છે. એકની રાજધાની ખિંજલીમાં હતી, જ્યારે બીજીની રાજધાની ખિજ્જિંગમાં હતી. એ બે શાખાઓ વચ્ચે મૂળમાં કંઈ નિકટ સંબંધ હોવા સંભવે છે.

ખિંજલીના રાજવંશના ત્રીજા રાજાનું નામ શિલાભંજ છે. એના સમયથી દરેક રાજાના નામને છેડે 'ભંજ' શબ્દ પ્રયોજાયો. શિલાભંજનો પુત્ર શત્રુભંજ મહારાજ અને રાણક કહેવાતો. એના પુત્ર રણભંજે લગભગ સાઠ વર્ષ રાજ્ય કર્યું. એના મૃત્યુ બાદ આ વંશના રાજાઓએ દક્ષિણમાં આવેલ ગંજામ પ્રદેશમાં સ્થળાંતર કર્યું લાગે છે. તેમના સમયમાં ખિંજલી પ્રદેશ પર નેત્રભંજ નામે મંડલેશ્વરના કુલની સત્તા પ્રવર્તી. આગળ જતાં એ કુલના રાજાઓએ ગંજામ પ્રદેશ જીતી લઈ એને પોતાના રાજ્યમાં સમાવી દીધો.

શિલાભંજ ૧લો દસમી સદીના આરંભમાં થયો જણાય છે. આ વંશે કરવંશના શાસનકાલના છેવટના ભાગમાં મહત્ત્વનો ભાગ ભજવેલો. શિલાભંજના વંશજ ૧૦મી–૧૧મી સદીમાં થયા. એમનું સ્થળાંતર દક્ષિણ કોસલના સોમવંશીઓના આક્રમણને લઈને થયું લાગે છે.

ખિજ્જિંગના ભંજ વંશનો સ્થાપક વીરભદ્ર ગણાય છે. આ વંશનો પહેલો ઐતિહાસિક રાજા કોટ્ટભંજ છે. એનો પૌત્ર રણભંજ મહારાજ તેમ જ મહારાજાધિરાજ કહેવાતો. એ નવમી સદીના અંતમાં થયો. એનો પુત્ર શત્રુભંજ મહારાજાધિરાજ પરમેશ્વર કહેવાતો. આ વંશના રાજાઓએ લગભગ ઈ.સ. ૮૫૦ થી ૧૦૦૦ સુધી રાજ્ય કર્યું. આ વંશની સત્તાનો ઉદય પાલ રાજ્યની પડતીને લઈને થયો લાગે છે. ખિજ્જિંગ(ખિચિંગ)માં[1] તે સમયનાં દેવાલયો તથા શિલ્પોના સુંદર નમૂના જોવા મળે છે. આ પ્રાચીન ભંજવંશ અર્વાચીન મયૂરભંજના વંશરૂપે મોજૂદ રહેલો મનાય છે.

## દક્ષિણ કોસલનું સોમવંશી રાજ્ય

ઉત્કલની પશ્ચિમે આવેલ દક્ષિણ કોસલમાં સોમવંશી–પાંડુવંશી મનાતા રાજાઓનું રાજ્ય પ્રવર્તતું હતું. આ વંશના શરૂઆતના રાજા વૈષ્ણવ હતા, જ્યારે પછીના રાજાઓ શૈવ હતા.

દસમી સદીમાં ગજલક્ષ્મીનું રાજપ્રતીક ધરાવતું એક બીજું રાજકુલ સત્તારૂઢ થયું, તે પણ સોમવંશી ગણાતું. આ વંશનો સ્થાપક શિવગુપ્તનો પુત્ર જનમેજય-મહાભવગુપ્ત હતો, જેના લેખ સુવર્ણપુર(સોનપુર)માંથી લખાવેલા છે. એ કોસલ દેશનો રાજા કહેવાતો. એ પરમમાહેશ્વર હતો. એણે ઓડ્રદેશના કરવંશના રાજાઓ પાસેથી રાજ્યશ્રી કબજે કરી. એ પોતાને 'ત્રિકલિંગાધિપતિ'[2] કહેતો. એણે પાંત્રીસેક વર્ષ રાજ્ય કર્યું. એના પછી એનો પુત્ર યયાતિ–મહાશિવગુપ્ત ગાદીએ આવ્યો. એણે મહા નદીના તટ પર પોતાના નામનું યયાતિનગર વસાવ્યું. એણે ત્રીસેક વર્ષ (લગભગ ઈ.સ. ૯૭૦–૧૦૦૦) રાજ્ય કર્યું. ચેદિદેશના કલચુરિ રાજાઓ સોમવંશી રાજ્ય પર આક્રમણ કરાવતા હતા. સ્વભાવતુંગ નામે કોસલ-રાજે ચેદિસૈન્યનો પીછો પકડી એણે અપહરણ કરેલી સ્ત્રીઓ પાછી મેળવી અને એના પુત્રે ડાહલદેશને તારાજ કર્યો એવો ઉલ્લેખ યયાતિ–મહાશિવગુપ્તના લેખની

---

૧. મયૂરગંજ પ્રદેશમાં.

૨. ત્રિકલિંગમાં કોસલ, કલિંગ અને ઉત્કલનો સમાવેશ થતો. પરંતુ અહીં આ નામ કદાચ કલિંગ અને કોસલ વચ્ચેના પ્રદેશ માટે પ્રયોજાતું.

પુરવણીમાં આવે છે. એમાં જણાવેલ સ્વભાવતુંગ તે યયાતિ–મહાશિવગુપ્ત હોવા સંભવે છે. એની પુત્રી ત્રિભુવન–મહાદેવી ઉત્કલના કરવંશના રાજા શુભાકરદેવ ૪થાની રાણી હતી. આ રાજા યયાતિના આક્રમણે ઉત્કલમાં રણભંજને સ્થળાંતર કરાવ્યું લાગે છે. ત્રિભુવન–મહાદેવીના પ્રતિસ્પર્ધીઓને મહાત કરવામાં તેના આ પિતાએ સંગીન મદદ કરી લાગે છે.

## કલિંગનાં ગંગ રાજ્ય

ઉત્કલની દક્ષિણે આવેલ કલિંગમાં પૂર્વી ગંગ વંશની સત્તા પ્રવર્તતી હતી. કલિંગનગરના પ્રાચીન ગંગ વંશમાં દેવેન્દ્રવર્મા બીજા (લગભગ ઈ.સ. ૭૪૭–૭૫૨) પછી રાજેન્દ્રવર્મા ૧લો, અનન્તવર્મા ૨જો, દેવેન્દ્રવર્મા ૩જો વગેરે રાજા થયા. દેવેન્દ્રવર્મા ૪થો નવમી સદીના અંતમાં રાજ્ય કરતો હતો. તે પછી ગંગ રાજ્યની પડતી થઈ. પૂર્વી ચાલુક્ય રાજાઓ કલિંગ પર આક્રમણ કરવા લાગ્યા અને ગંગ રાજાઓ પાસેથી ખંડણી લેવા લાગ્યા. ગંગ રાજ્યમાં હવે ગંગ સંવતને બદલે શક સંવત વપરાવા લાગ્યો.

શ્વેતક(ચીકતી[1])માં છઠ્ઠી સદીમાં ગંગ વંશની એક અલગ શાખા સ્થપાઈ હતી. આ રાજ્યે કલિંગનગરના ગંગ રાજ્યનો હ્રાસ કર્યો. સામન્તસિંહ (ઈ.સ. ૬૮૧) પછી મહીન્દ્રવર્મા, પૃથ્વીવર્મા અને ઇન્દ્રવર્મા નામે રાજા થયા. આ વંશની સત્તા અગિયારમી સદીના અંત સુધી ચાલુ રહી.

કર્ણાટકના કદમ્બ કુલની એક શાખા કલિંગમાં સ્થપાઈ. આ પૂર્વી કદમ્બોની રાજધાની જયન્ત્યાપુરમાં હતી. રાણક નિયાર્ણવની પુત્રી વિજયા ખિંજલીના રાજા રણભંજની રાણી હતી. એનો પૌત્ર ધર્મખેડિ (ઈ.સ. ૯૯૫–૧૦૧૮) રાણક મહામણ્ડલેશ્વર કહેવાતો. એનો પુત્ર ઉદયાદિત્ય (ઈ.સ. ૧૦૨૮) ગંગ રાજા દેવેન્દ્રવર્માનો સામંત હતો. ઉગ્રખેડિ અને ભીમખેડિ પણ અગિયારમી સદીમાં થયા.

ગંગ કુલના રાજાઓ આત્રેય ગોત્રના હતા. અત્રિનો પુત્ર ચન્દ્ર હોઈ, આગળ જતાં એ ચંદ્રવંશી ગણાયા. ગંગ કુલની ઉત્પત્તિ ચંદ્રવંશી યદુના પુત્ર તુર્વશુને ગંગાદેવીની કૃપાથી થયેલા ગાંગેય નામે પુત્રમાંથી થઈ ગણાતી. માયસોરના ગંગ રાજાઓ પોતાને કાણ્વાયન ગોત્રના અને સૂર્યવંશી ઇક્ષ્વાકુના વંશના ગણાવતા. એ વંશના રાજપુત્ર કામાર્ણવે કલિંગદેશ સર કર્યો અને ત્યાં અલગ રાજ્ય સ્થાપ્યું. એનું જરા-ચિહ્ન વૃષભ હતું. એ ગોકર્ણેશ્વરનો ઉપાસક હતો. એણે ૩૬ વર્ષ રાજ્ય કર્યું. પછી

---

૧. ગંજામ જિલ્લામાં.

એના ભાઈ દાનાર્ણવે ૪૦ વર્ષ રાજ્ય કર્યું. બીજા ભાઈઓને આસપાસના બીજા પ્રદેશ મળ્યા. દાનાર્ણવના પુત્ર કામાર્ણવે ૫૦ વર્ષ રાજ્ય કર્યું. એણે નગર નામે શહેર વસાવ્યું અને મધુકેશનું મંદિર બંધાવ્યું. પછી રણાર્ણવ, વજ્રહસ્ત અને કામાર્ણવ નામે રાજા થયા. એના પુત્ર ગુણાર્ણવ કે ગુણમહાર્ણવે ગંગ સામ્રાજ્યનો પાયો નાખ્યો. એના પુત્ર વજ્રહસ્તે ૪૪ વર્ષ રાજ્ય કર્યું. આગળ જતાં ગુણ્ડમ, કામાર્ણવ અને વિનયાદિત્ય નામે રાજા થયા. તે દસમી સદીના ઉત્તરાર્ધમાં થયા. કામાર્ણવના પુત્ર વજ્રહસ્તે ૩૫ વર્ષ (ઈ.સ. ૯૮૦ થી ૧૦૧૫) રાજ્ય કર્યું. પછી વજ્રહસ્ત-અનન્તવર્માના સમયથી ગંગ રાજ્યની મહત્તા વધી. એમાં ચોળ સમ્રાટોના આધિપત્યનો ફાળો રહેલો હતો.

## વેંગીનું ચાલુક્ય રાજ્ય

વાતાપિનું મુખ્ય ચાલુક્ય રાજ્ય રાષ્ટ્રકૂટોની સત્તાનો અભ્યુદય થતાં તૂટી પડ્યું, જ્યારે વેંગીનું પૂર્વી ચાલુક્ય રાજ્ય રાષ્ટ્રકૂટોના અમલ દરમ્યાન પણ ચાલુ રહ્યું. વેંગી કલિંગની દક્ષિણે આવેલ વેંગીમંડલમાં[1] સમુદ્રતટ પર આવેલું હતું. વિજયાદિત્ય ૧લાના મૃત્યુ બાદ તેનો પુત્ર વિષ્ણુવર્ધન ૪થો રાજા થયો (ઈ.સ. ૭૬૪). એણે ૩૬ વર્ષ રાજ્ય કર્યું. રાષ્ટ્રકૂટ યુવરાજ ગોવિંદ બીજાએ વેંગી પર આક્રમણ કરી તેના રાજાનો પરાભવ કર્યો (ઈ.સ. ૭૬૯). વિષ્ણુવર્ધન ૪થાના પછી એનો જ્યેષ્ઠ પુત્ર વિજયાદિત્ય બીજો ગાદીએ આવ્યો. એણે ઈ.સ. ૭૯૯ થી ૮૪૭ સુધી રાજ્ય કર્યું. એણે પોતાના રાજ્યમાં અનેક શિવાલય બંધાવ્યાં. રાષ્ટ્રકૂટ નરેશ ગોવિંદ ૩જાએ વેંગીના રાજાનો ભારે પરાજય કર્યો, પરંતુ ગોવિંદ-રાજના મૃત્યુ બાદ તેણે ગુમાવેલું રાજ્ય પાછું મેળવ્યું. વેંગીની ચાલુક્ય સેનાએ રાષ્ટ્રકૂટ સામ્રાજ્ય પર આક્રમણ કર્યું. પરંતુ રાષ્ટ્રકૂટ અમોઘવર્ષે લાટેશ્વર કર્કરાજની મદદથી ચાલુક્ય સેનાએ હાંકી કાઢી. પૂર્વી ચાલુક્યોને રાષ્ટ્રકૂટોનું આધિપત્ય સ્વીકારવું પડ્યું.

વિષ્ણુવર્ધન ૫ માના પુત્ર વિજયાદિત્ય ૩જાએ ૪૪ વર્ષ (ઈ.સ. ૮૪૮–૮૯૨) રાજ્ય કર્યું. એ વિક્રમધવલ, નૃપતિમાર્તંડ, ભુવનકન્દર્પ, ત્રિભુવનાંકુશ ઇત્યાદિ બિરુદો ધરાવતો. એ ઘણો પરાક્રમી હતો. તેણે પલ્લવ, પાંડ્ય અને ચોળ રાજ્યો ઉપરાંત રાષ્ટ્રકૂટ સામ્રાજ્ય પર આક્રમણ કર્યું. એણે કોસલરાજના હાથી પકડ્યા અને કલિંગના ગંગ રાજા પાસેથી ખંડણી મેળવી. એના પછી એનો ભત્રીજો ભીમ ૧ લો-વિષ્ણુવર્ધન ગાદીએ આવ્યો (ઈ.સ. ૮૯૨). એના સમયમાં રાષ્ટ્રકૂટ

---

૧. આન્ધ્રનો પૂર્વ ભાગ.

રાજા કૃષ્ણ બીજાની સેનાએ વેંગીમંડલ પર આક્રમણ કરી કેટલોક પ્રદેશ કબજે કર્યો; આગળ જતાં ભીમે એ પ્રદેશ પાછો મેળવ્યો. પછી વિજયાદિત્ય ૪ થો, અમ્મ–વિષ્ણુવર્ધન અને વિજયાદિત્ય ૫ મો રાજા થયા. પછી ગાદી માટે આંતર-વિગ્રહ ચાલ્યા કર્યો. યુદ્ધમલ્લ બીજાએ ૭ વર્ષ (ઈ.સ. ૯૩૦–૯૩૬) રાજ્ય કર્યું. એણે વિજયવાડા(બેઝવાડા)માં મલ્લેશ્વરસ્વામીનું મંદિર બંધાવ્યું. પછી ભીમ બીજાએ ૧૨ વર્ષ રાજ્ય કર્યું. એનું બીજું નામ વિષ્ણુવધન હતું. એના પછી એનો પુત્ર અમ્મ બીજો ૧૨ વર્ષની ઉંમરે ગાદીએ આવ્યો (ઈ.સ. ૯૪૬). એ વિજયાદિત્ય તથા રાજમહેન્દ્ર તરીકે પણ ઓળખાતો. એણે રાજમહેન્દ્રપુર વસાવ્યું. એ વેંગી તથા કલિંગનો અધિપતિ ગણાતો. એણે કેટલાંક જૈન મંદિરોને દાન આપ્યાં. એને એના મોટા ભાઈ દાનાર્ણવે મારી નાખ્યો (ઈ.સ. ૯૭૦). અમ્મના સાળા જટા ચોડ ભીમે દાનાર્ણવને મારી નાખી રાજગાદી કબજે કરી (ઈ.સ. ૯૭૩). દાનાર્ણવના પુત્ર શક્તિવર્માએ ચોળ નરેશ રાજરાજની મદદથી વેંગીનું રાજ્ય પાછું મેળવ્યું (ઈ.સ. ૯૯૯). એ ઘણો પ્રતાપી હતો. એણે બાર વર્ષ રાજ્ય કર્યું.

### કાંચીનું પલ્લવ રાજ્ય

વેંગીમંડલની દક્ષિણે આવેલ તોણ્ડમંડલમાં પલ્લવોનું રાજ્ય ચાલુ હતું. પલ્લવમલ્લ નન્દિવર્મા બીજાનો પુત્ર દન્તિવર્મા રાષ્ટ્રકૂટ રાજા દન્તિવર્માનો દૌહિત્ર થતો હતો. છતાં ઈ.સ. ૮૦૪ના અરસામાં ગોવિન્દ ૩જાએ કાંચી પર આક્રમણ કર્યું. પાંડ્ય રાજા વરગુણે કાવેરી પ્રદેશ કબજે કર્યો. દન્તિવર્માએ પચાસથી વધુ વર્ષ રાજ્ય કર્યું. એના પછી એનો પુત્ર નન્દિવર્મા ૩જો ગાદીએ આવ્યો. એ માહેશ્વર હતો. એણે તમિળ કવિઓને પ્રોત્સાહન આપ્યું. એ રાષ્ટ્રકૂટ રાજા અમોઘવર્ષની કુંવરી શંખાને પરણ્યો. એણે પાંડ્ય સત્તાને પાછી હઠાવી કાવેરી પ્રદેશ પાછો મેળવ્યો.

એના પુત્ર નૃપતુંગવર્માએ પાંડ્ય સત્તાને અંકુશમાં રાખી પલ્લવ રાજ્યની સત્તાનું સંરક્ષણ કર્યું. એના સમય (ઈ.સ. ૮૭૨–૯૧૩)માં અગાઉની ઘટિકા (પાઠ-શાળા) મોટા વિદ્યાસ્થાનમાં વિકસી હતી, જ્યાં ચૌદેય વિદ્યાઓ[1] શીખવાતી. એના પુત્ર અપરાજિતના સમયમાં પલ્લવ સેનાએ કુંભકોણમ નજીકમાં પાંડ્ય સેનાનો ભારે પરાજય કર્યો (ઈ.સ. ૮૮૦ના અરસામાં). પલ્લવોનો આ વિજય દક્ષિણ ભારતના ઇતિહાસમાં મહત્ત્વનો બનાવ ગણાયો. આ વિજયે પાંડ્ય સામ્રાજ્યની સત્તાનો હ્રાસ કરી દીધો, પરંતુ ચોળ રાજા આદિત્ય ૧લાએ પલ્લવ રાજા

૧. ચાર વેદ, છ વેદાંગ, મીમાંસા, ન્યાય, પુરાણ અને ધર્મશાસ્ત્ર.

અપરાજિતને પરાજિત કર્યો (લગભગ. ઈ.સ. ૮૯૩) અને તોણ્ડમણ્ડલમાં પલ્લવોની સત્તા મુખ્યતઃ લુપ્ત થઈ ગઈ.

## તાંજોરનું ચોળ રાજ્ય

કાવેરી નદીના તટે આવેલ ઉરૈયૂર[1] પાસે વિજયાલયનો રાજવંશ સ્થપાયો. એણે લગભગ ઈ.સ. ૮૫૦ થી ૮૭૧ સુધી રાજ્ય કર્યું. એણે પાંડચ વંશના સામંતો પાસેથી તાંજોર પડાવી લીધું. એ પોતે પલ્લવોના આધિપત્ય નીચે હતો. એણે પલ્લવો તથા પાંડ્યો વચ્ચેના સંઘર્ષનો લાભ લઈ કાવેરી પ્રદેશમાં પોતાની સત્તા વિસ્તારી. એણે તાંજોરમાં દુર્ગાનું મંદિર બંધાવ્યું. એના પુત્ર આદિત્ય ૧લાએ (લગ. ઈ.સ. ૮૭૧-૯૦૭) પાંડચોના પરાજયમાં પલ્લવ નરેશ અપરાજિતને સંગીન મદદ કરી અને એના બદલામાં તાંજોર પાસેનો પ્રદેશ પ્રાપ્ત કર્યો. પરંતુ પછી એણે પલ્લવ રાજાને પરાજિત કરી તોણ્ડમણ્ડલ પર સત્તા જમાવી અને પશ્ચિમમાં આવેલ કાંગુ દેશ પાંડચ અને ગંગ રાજ્ય પાસેથી પડાવી લીધો ને ગંગ રાજાને પોતાનું આધિપત્ય સ્વીકારાવ્યું. પ્રતાપી આદિત્યે આમ ચોળ સામ્રાજ્યનું સર્જન કર્યું.

આદિત્યના પુત્ર પરાન્તકે ૪૬ વર્ષ (ઈ.સ. ૯૦૭-૯૫૩) રાજ્ય કર્યું. પોતાના સામંતોની મદદથી એણે અનેક વિજયયાત્રાઓ કરી. પહેલાં પાંડચ રાજધાની મદુરા પર ચડાઈ કરી 'મદુરાન્તક'[2] બિરુદ પ્રાપ્ત કર્યું. પછી વળી એ 'મદુરઈ-કોણ્ડ' (મદુરા જીતનાર) કહેવાયો. પાંડચ રાજા રાજસિંહ બીજાએ શ્રીલંકાના રાજાની મદદ લઈ સામનો કર્યો. પરાન્તકે તે બંનેની સેનાને હરાવી. હવે એ મદુરા અને શ્રીલંકાના વિજેતા તરીકે ઓળખાયો. પાંડચ રાજાને પોતાના રાજ્યમાંથી પલાયન થવું પડ્યું, પરંતુ આ પ્રદેશમાં શાંતિ અને સત્તા સ્થાપવામાં પરાન્તકને બધો વખત રોકાયેલા રહેવું પડ્યું.

પશ્ચિમી ગંગ રાજા પૃથ્વીપતિ બીજાની મદદથી પરાન્તકે બાણ વંશનો પરાભવ કર્યો અને પલ્લવોની રહીસહી સત્તાનું ઉન્મૂલન કર્યું. આમ નેલોરથી કન્યાકુમારી સુધી અને પૂર્વ સમુદ્રથી કેરલ-ગંગવાડી સુધી ચોળ સામ્રાજ્ય વિસ્તાર્યું. પછી રાષ્ટ્રકૂટ નરેશ કૃષ્ણ ત્રીજાએ તોણ્ડમંડલ પર આક્રમણ કર્યું અને ચોળ સૈન્યનો ભારે પરાજય કર્યો (ઈ.સ. ૯૪૯). આ યુદ્ધમાં યુવરાજ

---

૧. પ્રાચીન ચોળ રાજ્યનું પાટનગર

૨. મદુરાનો નાશ કરનાર

રાજાદિત્ય મરાયો અને પરાન્તકે તોણ્ડમંડલ તથા પાંડ્ય રાજ્યના પ્રદેશ ગુમાવ્યા. પરાન્તક માહેશ્વર હતો. એણે અનેક દેવાલય બંધાવ્યાં. ચિદમ્બરમાં નટરાજ મંદિર પર સુવર્ણશિખર કરાવ્યું. એ પરકેસરી (શત્રુ-સિંહ), કુંજરમલ્લ, શૂર-શૂલામણિ, વીરનારાયણ અને પણ્ડિતવત્સલ તરીકે ખ્યાતિ ધરાવતો. એણે પોતાના સામ્રાજ્યનો તથા આધિપત્યનો વધારે પડતા વેગથી તથા આવેગથી વિસ્તાર કરવા માંડયો અને એનાં પરિણામોમાં ખ્યાલ ન રાખતાં એ રાષ્ટ્રકૂટ રાજાધિરાજના આક્રમણનો ભોગ થઈ પડયો. તોણ્ડમંડલમાં રાષ્ટ્રકૂટોનું શાસન પ્રવર્ત્યું. રાષ્ટ્રકૂટ કૃષ્ણરાજ કાંચી અને તાંજોરનો વિજેતા ગણાયો.

પરાન્તક પછી તેનો બીજો પુત્ર ગણ્ડરાદિત્ય રાજા થયો (ઈ.સ. ૯૫૩). એની રાણીએ અનેક દેવાલય બંધાવ્યાં. ગણ્ડરાદિત્ય પછી એનો ભાઈ અરિંજય અને અરિંજય પછી એનો ભત્રીજો સુંદર ચોળ ઉર્ફે પરાન્તક બીજો ગાદીએ આવ્યો. સુંદર ચોળે ઈ.સ. ૯૫૭થી ૯૭૩ સુધી રાજ્ય કર્યું. એણે પાંડ્ય રાજા વીર પાંડ્યને હરાવ્યો અને એને મદદ કરનાર શ્રીલંકાના રાજા પર ચડાઈ કરી. તોણ્ડમણ્ડલ પણ પાછું મેળવ્યું. એ તમિળ તથા સંસ્કૃત સાહિત્યને પ્રોત્સાહન આપતો. એના મોટા પુત્ર આદિત્ય બીજાને ગણ્ડરાદિત્યના પુત્ર ઉત્તમ ચોળે મારી નખાવ્યો અને સુંદર ચોળના મૃત્યુ પછી ગાદી કબજે કરી (ઈ.સ. ૯૭૩). એના સમયથી ચોળ રાજ્યના સિક્કા મળે છે. સુંદર ચોળનો બીજો પુત્ર રાજરાજ યુવરાજ નિમાયો. એ ઈ.સ. ૯૮૫માં રાજા થયો. એના સમયમાં ચોળ રાજ્યનો ભારે અભ્યુદય થયો.

**પાંડ્ય રાજ્ય**

રાજસિંહ ૧લાના પુત્ર નેડુંજડઈયન–વરગુણ ૧લાએ લગભગ પચાસ વર્ષ (લગભગ ઈ.સ. ૭૬૫થી ૮૧૫) રાજ્ય કર્યું. એ પણ્ડિતવત્સલ અને પરાન્તક કહેવાતો. કાવેરીના દક્ષિણ તટે તાંજોર પાસે તેણે પલ્લવ સૈન્ય પર વિજય મેળવ્યો. કોંગુદેશને કાબૂમાં આણ્યો. પલ્લવો તથા ચેરાનો સફળ સામનો કરી તથા અનેક વિજયો વરી તેણે પાંડ્ય રાજ્યને વિશાળ સામ્રાજ્યમાં વિસ્તાર્યું. એણે શિવ તથા વિષ્ણુનાં અનેક મંદિર બંધાવ્યાં. પાંડ્ય રાજ્યની રાજધાની મદુરા હતી.

એના પુત્ર શ્રીમાર શ્રીવલ્લભે લગભગ ઈ.સ. ૮૧૫થી ૮૬૨ સુધી રાજ્ય કર્યું. એણે પણ અનેક વિજય મેળવ્યા. એણે ચેર રાજાને હરાવ્યો તેમ જ ગંગ, પલ્લવ, ચોળ વગેરેના સંયુક્ત મોરચા પર પણ વિજય પ્રાપ્ત કર્યો. એણે 'એકવીર' તથા 'પરચક્રકોલાહલ' બિરુદ ધારણ કર્યાં, પરંતુ છેવટમાં એ પલ્લવ રાજાઓને હાથે પરાજય પામ્યો. પછી વરગુણ બીજાએ ઈ.સ. ૮૬૨થી ૮૮૦ સુધી રાજ્ય કર્યું.

છેવટમાં એ પલ્લવ રાજા અપરાજિતને હાથે પરાજિત થયો અને પાંડ્ય સામ્રાજ્યનો હ્રાસ થયો. પરાન્તક વીરનારાયણ (ઈ.સ. ૮૮૦થી ૯૦૦) થોડો પરાક્રમી નીવડ્યો. રાજસિંહ બીજાના સમયમાં ચોળ રાજા પરાન્તક પહેલાએ પાંડ્ય રાજ્ય પર આક્રમણ કરી મદુરા જીતી લીધું અને રાજસિંહ શ્રીલંકા ભાગી ગયો, ત્યાં પોતાનો રાજમુકુટ વગેરે રાખી એ ત્યાંથી કેરલ ગયો, જે એનું મોસાળ હતું. ઈ.સ. ૯૪૯માં રાષ્ટ્રકૂટ આક્રમણે ચોળ રાજ્યની પ્રબળ સત્તાનો હ્રાસ કર્યો અને વીરપાંડ્યે ચોળ રાજાને વશ કર્યો, પરંતુ સુંદર ચોળે પછી એને હરાવ્યો અને એ જંગલમાં ભાગી ગયો. છતાં પાંડ્ય રાજાઓએ દસમી સદીના અંત સુધી પોતાની સ્વતંત્રતા ટકાવી રાખી.

## પશ્ચિમી ગંગ રાજ્ય

ગંગવાડીના પશ્ચિમી રાજ્ય પર રાષ્ટ્રકૂટોનો ભય તોળાયો. કૃષ્ણ પહેલાએ ગંગ રાજ્ય પર આક્રમણ કરી તેને તારાજ કર્યું. શ્રીપુરુષના પુત્ર શિવમાર બીજાના સમય(ઈ.સ. ૭૮૮થી ૮૧૨)માં રાષ્ટ્રકૂટ રાજા ધ્રુવે ગંગવાડી પર આક્રમણ કરી શિવમારને કેદ કર્યો. ગોવિંદ ત્રીજાએ તેને મુક્ત કરી તેનું રાજ્ય પાછું સોંપ્યું. શિવમાર ઘણો વિદ્વાન હતો અને અનેક વિદ્યાઓમાં વિશારદ હતો. તેણે કન્નડ ભાષામાં 'ગજશતક' રચ્યું છે. એના સમયમાં ગંગરાજ્યના ભાગલા પડ્યા. એક ભાગ એના ભાઈ વિજયાદિત્યને અને બીજો ભાગ પુત્ર મારસિંહને મળ્યો.

શિવમારના મૃત્યુ પછી તેનો ઉત્તરાધિકાર વિજયાદિત્યના પુત્ર રાજમલ્લને પ્રાપ્ત થયો. મારસિંહે અવાંતર શાખા પ્રવર્તાવી. રાજમલ્લ પહેલાએ ઈ.સ. ૮૧૭થી ૮૫૩ સુધી રાજ્ય કર્યું. રાષ્ટ્રકૂટ રાજા અમોઘવર્ષ ૧ લાના સમયમાં રાજમલ્લે ગંગ રાજ્યને સ્વતંત્ર અને સંગઠિત કર્યું. એના પુત્ર નીતિમાર્ગ ૧ લાએ (ઈ.સ. ૮૫૩થી ૮૭૦) ગગ રાજ્યની સત્તાને વધારે દૃઢ કરી. અમોઘવર્ષે તેના પુત્ર બૂતુગને પોતાની કુંવરી પરણાવી.

એના મોટા પુત્ર રાજમલ્લ બીજાએ (ઈ.સ. ૮૭૦થી ૯૦૭) પૂર્વી ચાલુક્ય રાજ્ય સાથે યુદ્ધ આદર્યાં અને પાંડ્યો સામે પલ્લવોને મદદ કરી. રાજમલ્લ પછી બૂતુગનો પુગ્ર નીતિમાર્ગ ગાદીએ આવ્યો. એણે ઈ.સ. ૯૦૭થી ૯૩૫ સુધી રાજ્ય કર્યું. એણે ગંગવાડીમાં પોતાની સત્તા દૃઢ કરી. એના પછી એનો જ્યેષ્ઠ પુગ્ર નરસિંહ રાજા થયો. એનો ઉત્તરાધિકાર એના અનુજ રાજમલ્લ ત્રીજાને મળ્યો. તેની સત્તા તેના અનુજ બૂતુગ બીજાએ પડાવી લીધી (ઈ.સ. ૯૩૭).

દરમ્યાન મારસિંહની સમાંતર શાખામાં પૃથ્વીપતિ ૧ લો, મારસિંહ બીજો અને પૃથ્વીપતિ બીજો નામે રાજા થયા. એમાંના છેલ્લા રાજાએ ચોળ નરેશ પરાન્તક ૧ લાને મદદ કરી 'બાણાધિરાજ' અને 'હસ્તિમલ્લ' જેવાં બિરુદ મેળવ્યાં. એ ઈ.સ. ૯૫૦માં અપુત્ર મૃત્યુ પામ્યો ત્યારે તેનો પ્રદેશ પણ બૂતુગ બીજાને પ્રાપ્ત થયો. એ રાષ્ટ્રકૂટ રાજા અમોઘવર્ષ ત્રીજાની બહેનને પરણ્યો હતો. એણે ચોળ સામેના યુદ્ધમાં યુવરાજ રાજાદિત્યને માર્યો. રાષ્ટ્રકૂટ રાજા કૃષ્ણ ત્રીજાએ એને એના બદલામાં વનવાસી પ્રદેશ આપ્યો. એ જૈન દર્શનમાં નિષ્ણાત હતો; તેણે વાદવિવાદમાં બૌદ્ધોને હરાવ્યા. એ રાષ્ટ્રકૂટોનું આધિપત્ય સ્વીકારતો.

મારસિંહ ૩ જો (ઈ.સ. ૯૬૦થી ૯૭૪) રાષ્ટ્રકૂટ રાજ્યને વફાદાર રહ્યો, પરંતુ એ ચાલુક્ય રાજા તૈલપના અભ્યુદયનો સામનો કરી ઇન્દ્ર ૪ થાને તેની ગાદી પાછી અપાવી શક્યો નહિ. એણે નોળંબોનું રાજ્ય જીતી લીધું. એ જૈનધર્મ અનુસાર સલ્લેખણા કરી મૃત્યુ પામ્યો. પછી એનો મોટો પુત્ર રાજમલ્લ ૪ થો (ઈ.સ. ૯૭૪થી ૯૮૫) ગાદીએ આવ્યો. એનો મહામાત્ય ચામુંડરાય 'વીર' માર્તણ્ડ' અને 'રણરંગ-સિંહ' કહેવાતો. એ કન્નડ, સંસ્કૃત અને પ્રાકૃતમાં નિપુણ હતો. એ પરમ આર્હત (જૈન) હતો. તેણે કન્નડમાં 'ચામુંડરાય પુરાણ' રચ્યું છે, જેમાં ચોવીસ તીર્થંકરોનાં ચરિત નિરૂપાયાં છે. ઈ.સ. ૯૮૨માં તેણે શ્રવણ બેળગોળામાં[1] સુંદર જિનાલય બંધાવ્યું. એમાં ઇન્દ્રગિરિની ટોચ પર આદિદેવ ઋષભનાથના પુત્ર બાહુબલિની કદાવર પ્રતિમા કંડારાવી, જે ગોમ્મટેશ્વર તરીકે સુપ્રસિદ્ધ છે. રાજમલ્લ ૪ થાના અનુજ રક્કસના સમય(ઈ.સ. ૯૮૫થી ૧૦૨૪)માં ચોળ રાજ્યે ગંગ રાજ્યની સત્તાનો હ્રાસ કર્યો અને થોડા સમયમાં પશ્ચિમી ગંગ રાજ્યનો અંત આવ્યો.

**બાણ રાજ્ય**

ગંગ રાજ્યની ઈશાને બાણવંશનું અને ઉત્તરે નોળંબોનું રાજ્ય હતું. બાણ રાજાઓ પલ્લવોના આધિપત્ય નીચે હતા. બાણ રાજા વિક્રમાદિત્ય ૧લો (ઈ.સ. ૮૬૮–૮૯૦) ગંગ રાજા પૃથ્વીપતિ ૧લાનો જમાઈ થતો હતો. છતાં ગંગ નરેશે નોળંબોની મદદ લઈ બાણ રાજ્ય સાથે વિગ્રહ કર્યો, પરંતુ બાણ રાજાએ વૈદુમ્બોની મદદ લઈ તેનો પરાજય કર્યો (ઈ.સ. ૮૭૮). નોળંબોનું રાજ્ય નોળંબવાડીમાં[2] હતું. ત્યાંના રાજા ગંગ રાજ્યના સામંત હતા. બાણ રાજ્યની ઉત્તરે આવેલ રેનાંડુ પ્રદેશમાં વૈદુમ્બોની સત્તા પ્રવર્તતી. તેઓ બાણના મદદગાર હતા.

૧. કર્ણાટક રાજ્યના હસન જિલ્લામાં.
૨. કર્ણાટક રાજ્યનો ચીતલદુર્ગ જિલ્લો.

## નોળંબ રાજ્ય

નોળંબ રાજા મહેન્દ્ર ૧ લાએ બાણોને વશ કર્યા, પણ ગંગ રાજા નીતિમાર્ગ બીજાએ મહેન્દ્રને મારી નાખ્યો. બાણ રાજ્યે વિજયાદિત્યના તથા વિક્રમાદિત્ય બીજાના વખતમાં પોતાની સ્વતંત્રતા જાળવી રાખી, પરંતુ વિક્રમાદિત્ય ત્રીજા પર ચોળ નરેશ પરાન્તક ૧ લાનો ભય તોળાયો. બાણ રાજાએ રાષ્ટ્રકૂટ રાજા કૃષ્ણ ૩ જાની મદદ માગી અને ચોળ નરેશનો ભારે પરાભવ થયો (ઈ.સ. ૯૪૯). પરાન્તકે વૈદુમ્બ રાજા શન્દયન તિરુવયન ૧ લાને પણ હરાવેલો. આથી વૈદુમ્બોએ પણ બાણોની જેમ રાષ્ટ્રકૂટોને સાથ આપેલો. વૈદુમ્બોએ પછી ચોળ રાજ્યની સેવા સ્વીકારી. અરિંજય ચોળ વૈદુમ્બ કુંવરીને પરણ્યો ને સુંદર ચોળ તેનો પુત્ર હતો. નોળંબવંશ અને ગંગવંશ વચ્ચેનો સંઘર્ષ લાંબો વખત ચાલ્યો. મારસિંહ ૩ જાએ નોળંબવાડી જીતી લઈ નોળંબ રાજ્યની સત્તા ગ્રસ્ત કરી.

ગંગ રાજ્યની દક્ષિણે આવેલ કોંગુ દેશ ગંગ, પલ્લવ અને પાંડ્ય એ ત્રણેય પ્રબળ પડોશી રાજ્યોના આક્રમણનો ભોગ બનતો. નેડુંજડઇયન પાંડ્યે કોંગુદેશના રાજ્યને ઉથલાવી પાડ્યું. આખરે ચોળ રાજા આદિત્ય ૧લાએ પશ્ચિમી ગંગ અને પાંડ્ય રાજ્યોનો પરાભવ કરી કોંગુ દેશને પોતાના રાજ્યમાં ભેળવી દીધો.

## કેરલનું રાજ્ય

કેરલમાં આ સમયે ચેરમન પેરુમાલ નામે પ્રસિદ્ધ રાજા થયો. એણે ઈ.સ. ૭૪૨થી ૮૨૫ સુધી રાજ્ય કર્યું. કોલ્લમ સંવતનો આરંભ એના મૃત્યુથી થયો લાગે છે. કેરલમાં એ સમયે ખ્રિસ્તી તથા ઇસ્લામ ધર્મનો પ્રસાર થયો હતો, પરંતુ આ રાજા ખ્રિસ્તી કે ઇસ્લામ ધર્મમાં ભળ્યો હોવાની અનુશ્રુતિઓ ઐતિહાસિક જણાતી નથી. સ્થાણુ રવિએ ચોળ રાજા આદિત્ય ૧લા (ઈ.સ. ૮૭૧–૯૦૭) સાથે મૈત્રીનો સંબંધ રાખેલો. પરાન્તકની રાણી કેરલના ચેરકુલની હતી. કેરલની અનેક રાજકન્યાઓને ચોળ અને પાંડ્ય રાજકુલમાં પરણાવવામાં આવતી. ચોળ રાજ્યના અનેક અધિકારીઓ કેરલના હતા.

આમ દક્ષિણ ભારતમાં પલ્લવ, ગંગ, ચોળ અને પાંડ્ય જેવાં રાજ્યોએ મહાસત્તા જમાવવા કોશિશ કરી, પરંતુ તેમાં કોઈ રાષ્ટ્રકૂટોના જેવી સફળતા મેળવી શક્યાં નહિ. આ કાલ દરમ્યાન ઉત્તરમાં ગુર્જર-પ્રતીહારો અને દક્ષિણમાં રાષ્ટ્રકૂટોએ જ સહુથી પ્રબળ મહાસત્તા જમાવી, જેમાં પૂર્વના પાલવંશે અવાર-નવાર પ્રતિસ્પર્ધા ઉમેરી.

# ૨. પ્રતીહાર-રાષ્ટ્રકૂટ કાલની સંસ્કૃતિ

પહેલી સહસ્રાબ્દીના આ ચોથા ચરણ દરમ્યાન ભારતીય સંસ્કૃતિના ઇતિહાસમાં અનુ-ગુપ્ત કાલની સંસ્કૃતિના સાતત્યની સાથે સાથે કેટલાંક નોંધપાત્ર પરિવર્તન પણ નજરે પડે છે. પુરાણોમાં સંપ્રદાયો, વ્રતો, તીર્થો ઇત્યાદિને લગતા ખંડ ઉમેરાયા. સ્મૃતિ–સાહિત્યમાં ટીકાઓ લખાઈ, જેમાં તત્કાલીન પરિવર્તનોનું પ્રતિબિંબ પડે છે. સામાજિક તથા આર્થિક જીવનમાં કેટલાંક પરિવર્તન થયાં. સાહિત્યમાં અનેક લલિત કૃતિઓ સર્જાતી રહી, પરંતુ તેમાં અગાઉના જેવી કવિ-પ્રતિભા ભાગ્યે જ નજરે પડે છે. કથા-સાહિત્યમાં ચમ્પૂ સ્વરૂપ વિકસ્યું. કાવ્ય-શાસ્ત્રના ક્ષેત્રમાં ગણનાપાત્ર પ્રગતિ સધાઈ. અપભ્રંશ તથા કન્નડ સાહિત્યનો વિકાસ થયો. ધર્મના ક્ષેત્રમાં પુરાણોક્ત શૈવધર્મ તથા વૈષ્ણવધર્મ વધારે વ્યાપક બન્યા. બૌદ્ધ ધર્મ પૂર્વભારતમાં સીમિત થયો, જ્યારે જૈન ધર્મ પશ્ચિમ ભારત અને દખ્ખણમાં પાંગર્યો. શંકરાચાર્યે વેદાન્તના અદ્વૈતમતનું પ્રબળ પ્રતિપાદન કર્યું અને નાથમુનિએ વૈષ્ણવ સંપ્રદાયના પ્રપત્તિમતનો પુરસ્કાર કર્યો. તાંત્રિક ક્રિયાઓની લોકપ્રિયતા વધી. ધાર્મિક સંપ્રદાયોમાં સમન્વય દૃષ્ટિનો વિકાસ થયો. કલાના ક્ષેત્રમાં શિલ્પ અને ચિત્રની કલામાં અવનતિ આવી, જ્યારે મંદિર-સ્થાપત્યમાં નાગર અને દ્રાવિડ સ્વરૂપનો સ્પષ્ટ આવિર્ભાવ થયો. આસપાસના દેશોમાં ભારતીય સંસ્કૃતિનો સવિશેષ પ્રસાર થયો. હવે આ વિવિધ પાસાંની વિગતવાર સમીક્ષા કરીએ.

## રાજનીતિ અને રાજ્યતંત્ર

'યાજ્ઞવલ્કય–સ્મૃતિ' પર વિશ્વરૂપે અને 'મનુસ્મૃતિ' પર મેધાતિથિએ લખેલ વૃત્તિમાં રાજ્યશાસ્ત્રને લગતા મતોનું આ કાલનું સ્વરૂપ પ્રતિબિંબિત થાય છે. રાજધર્મનો આધાર વેદ ઉપરાંત અર્થશાસ્ત્ર મનાતું. રાજ્યની શાંતિ તથા સલામતી માટે રાજશાસન અનિવાર્ય ગણાતું, પરંતુ રાજ્યનો અધિકાર ક્ષત્રિય વર્ણ પૂરતો મર્યાદિત ન મનાતો. રાજાના સર્વાધિકાર ગણાતા, છતાં તે અમર્યાદ ન મનાતા.

હરકોઈ રાજા સામાન્યતઃ 'મહારાજ' કહેવાતો. સ્વતંત્ર અને મહાન રાજાઓ 'પરમભટ્ટારક', 'મહારાજાધિરાજ' અને 'પરમેશ્વર' (પરમસ્વામી) જેવાં મહાબિરુદ ધારણ કરતા. રાજ્યના ભુક્તિ, મંડલ અને વિષય એવા મોટાનાના વહીવટી

વિભાગ પાડવામાં આવતા. કેન્દ્ર સરકારના અધિકારીઓમાં દણ્ડનાયક, મહાપ્રતીહાર, બલાધિકૃત, દણ્ડપાશિક, રાજસ્થાનીય, ઉપરિક, અમાત્ય, કુમારામાત્ય, સાન્ધિવિગ્રહિક, સેનાપતિ, શૌલ્કિક, પ્રમાતા, દાશાપરાધિક, મહાક્ષપટલિક ઇત્યાદિ અનેકવિધ અધિકારીઓનો ઉલ્લેખ આવે છે. મંડલેશ્વર અને વિષયપતિ પ્રાદેશિક વહીવટ સંભાળતા. નગરની રક્ષા કોટ્ટપાલ (કોટવાલ) કરતો. નગરના વહીવટમાં શ્રેષ્ઠી (શેઠ) અને સાર્થવાહ મહત્ત્વનું સ્થાન ધરાવતા. પ્રતીહાર રાજાઓ અતુલ દંડ-(સૈન્ય)બલ ધરાવતા.

પાલ રાજ્યમાં અનિયંત્રિત રાજસત્તા પ્રવર્તી. અમાત્યનો અધિકાર વંશપરંપરાગત રહેતો. ગામના સ્થાનિક વહીવટમાં ગ્રામપતિ ઉપરાંત મહત્તમ અને મહત્તરનું ય મહત્ત્વ ગણાતું. રાજશાસનોની બાબતમાં કાયસ્થ(લેખક–લહિયો)ની અગત્ય સ્વીકારાતી.

રાજપદ કુલપરંપરા દ્વારા પ્રાપ્ત થતું. એમાં ક્યારેક રૂઢ રાજસત્તા સામે બળવો થતો અને કોઈ સમર્થ વ્યક્તિને રાજસત્તા પ્રાપ્ત થતી. બંગાળના પાલવંશની ઉત્પત્તિ એ રીતે થઈ હતી. કાશ્મીરમાં કેટલાય રાજવંશ પલટાયા. એમાં યશસ્કરની વરણી બ્રાહ્મણોની પરિષદે કરી હતી. કાશ્મીરના રાજા લલિતાદિત્યે પાંચ અધિકારીઓની નવી પ્રથા શરૂ કરી હતી : મહાપ્રતીહાર, મહાસાન્ધિવિગ્રહિક, મહાશ્વશાલ, મહાભાણ્ડગારિક અને મહાસાધનભાગ. કેટલાક રાજાઓ ન્યાયના કામકાજમાં તથા પૂર્તધર્મનાં કાર્યોમાં સક્રિય રસ ધરાવતા, પરંતુ રાજ્યની આવક ઊભી કરવામાં કેટલાક રાજાઓ ઘણાં અઘટિત પગલાં ભરતા.

રાષ્ટ્રકૂટોનું રાજ્યતંત્ર મુખ્યતઃ વાતાપિના ચાલુક્યોના રાજ્યતંત્રને અનુસરતું. તેમાં યુવરાજનું મહત્ત્વ મનાતું, જ્યારે રાણી અને રાજપુત્રોનો નિર્દેશ જવલ્લે થતો. રાષ્ટ્રકૂટ રાજાઓ સુવર્ણવર્ષ, પ્રભૂતવર્ષ, શ્રીવલ્લભ, પૃથ્વીવલ્લભ ઇત્યાદિ અપરનામ ધારણ કરતા. તેમના રાજ્યમાં દેશ, મંડલ અને વિષય જેવા વહીવટી વિભાગો ઉપરાંત ૭૫૦, ૧૧૬, ૮૪, ૭૨, ૨૪, ૧૨ ઇત્યાદિ ગામોના સમૂહોના વહીવટી વિભાગ પણ પ્રચલિત હતા. કોંકણમાં નગરનો વહીવટ કરનાર અધિકારી પુરપતિ કે નગરપતિ કહેવાતો. મહારાષ્ટ્ર અને ગુજરાતમાં ગામનો વહીવટ મહત્તરોની મદદથી ગ્રામકૂટ સંભાળતો. કર્ણાટકમાં ગામના વહીવટમાં મહાજનો મહત્ત્વનો ભાગ ભજવતા. ચાલુક્ય રાજ્યમાં રાષ્ટ્ર(દેશ)ના અધિકારીને 'રાષ્ટ્રકૂટ' કહેતા. ચાલુક્ય તથા ચોળ રાજ્યમાં ગામનો વહીવટ સ્થાનિક મહાજનો અને પંચાયતોના હાથમાં હોઈ, મોટે ભાગે સ્વાયત્ત રહેતો. પાંડ્ય રાજ્યમાં ગામના

વહીવટમાં સભા મહત્ત્વનું સ્થાન ધરાવતી. એમાં અમુક મિલકત ધરાવતા ગૃહસ્થોને મંત્રાધિકાર[1] રહેતો. ચોળ રાજ્યમાં રાજ્યશાસનની પદ્ધતિ ઘણી ભારે અને અટપટી બની હતી. ત્યાં નવેસર જમીનની સર્વેક્ષા કરીને અધિકાર-લખાણ કરવામાં આવેલું અને એ પછી અવારનવાર એમાં સુધારાવધારા કરવામાં આવતા. ગામનો વહીવટ સ્વાયત્ત હતો. તેના બે પ્રકાર હતા. કેટલાંક ગામોનો વહીવટ ઉર (સભા) મારફતે થતો અને એનો અમલ ગણ દ્વારા કરવામાં આવતો; જ્યારે બ્રાહ્મણોનાં ગામોનો વહીવટ સભા(સંસદ) સંભાળતી અને એનો વહીવટ વિવિધ વારિયમો (સમિતિઓ) દ્વારા થતો. પરાન્તક પહેલાનાં દાનશાસનોમાં આ વહીવટના તંત્ર વિશે ઘણા ઉલ્લેખ મળે છે. એ પરથી ગામનાં તમામ પ્રકારનાં સાર્વજનિક કામોનું તંત્ર સભા સંભાળતી હોવાનું માલૂમ પડે છે. એ હાલની ગ્રામ-પંચાયતો કરતાંય વધારે અધિકાર ધરાવતી.

ન્યાયખાતાની બાબતમાં મેધાતિથિ જણાવે છે કે ન્યાયાલયના અધિકારીઓ તરીકે મંત્રીઓ ઉપરાંત બ્રાહ્મણો તથા અમુક સંયોગોમાં ધંધાદારી વર્ગના માણસોનો સમાવેશ થવો જોઈએ; કુલના ન્યાય કરતાં શ્રેણીનો, શ્રેણી કરતાં ગણનો અને ગણ કરતાં રાજાનો ન્યાય વધારે નિષ્પક્ષ અને નિર્ણાયક હોય છે; ફરિયાદીની ફરિયાદ એકાદ દિવસમાં પૂરી થવી જોઈએ; જ્યારે પ્રતિવાદીને ફરિયાદ સમજી જવાબ શોધવા માટે જરૂરી મુદત આપવી જોઈએ; દીવાની મુકદ્દમામાં સમાધાન ઇષ્ટ છે, જ્યારે ફોજદારી ગુનામાં ગુનેગારને સજા કરવી જ જોઈએ; દસ્તાવેજી પુરાવો સાક્ષી કરતાં હંમેશાં ચડિયાતો ન ગણાય અને માલિકીનો હક ત્રણ વર્ષના કબજાથીય લુપ્ત કરી શકાય નહિ.

ભાગલા અને વારસાની બાબતમાં વિશ્વરૂપ કેટલીક નવી વિચારસરણી રજૂ કરે છે. માલિકીનો હક પહેલેથી લાગુ પડેલો હોય છે, ભાગલા વખતે પહેલી વાર લાગુ પડતો નથી. પિતા ભાગલા વખતે પુત્રોને સરખા કે વત્તાઓછા ભાગ આપવા મુખત્યાર છે. પત્નીની જેમ પ્રાગ્-મૃત પુત્ર અને પૌત્રની વિધવાને પણ ભાગ આપવો જોઈએ. સ્વોપાર્જિત મિલકત પર બીજાઓનો હક રહેતો નથી. વિદ્યા વડે ઉપાર્જિત કરેલ વિત્ત પર પણ નહિ. અપુત્ર ગૃહસ્થના વારસદાર તરીકે પત્ની અને પુત્રીને મળતો હક અમુક શરતો પર આધાર રાખે છે. મેધાતિથિ અવિવાહિત પુત્રીના વારસા-હકને માન્ય રાખે છે.

## સામાજિક સ્થિતિ

વર્ણભેદની ભાવના ઉત્તરોત્તર વધતી જતી. અપરાધી બ્રાહ્મણને દેહાંતદંડ ઉપરાંત અર્થદંડ પણ ન કરવો એમ મનાવા લાગ્યું. આતતાયી બ્રાહ્મણનો વધ

થાય કે ન થાય તે બાબતમાં બે મત પ્રવર્ત્યા. આજીવિકા અર્થે પૂજા કરનાર બ્રાહ્મણ ગર્હ્ય ગણાતો. મ્લેચ્છ દેશમાં વસતા શુદ્ધ બ્રાહ્મણ ન ગણાતા. વિશ્વરૂપ આતતાયી બ્રાહ્મણની તથા યુદ્ધમાં લડતા બ્રાહ્મણની હત્યાને ક્ષમ્ય ગણે છે.

શૂદ્રનો દરજ્જો વધારે ઊતરતો ગયો. શૂદ્રના આહાર તથા સ્પર્શ ઉપરાંત એનું દર્શન પણ દોષકારક ગણાવા લાગ્યું. પરંતુ મેધાતિથિ શૂદ્ર દાસત્વમાંથી મુક્ત થઈ શકે તે માન્ય ગણે છે અને એને સ્માર્ત ક્રિયાકાંડની પણ છૂટ આપે છે. એને યજ્ઞોપવીત, વેદાભ્યાસ અને શ્રૌતકર્મની છૂટ નહોતી તેમ સ્નાન, ઉપવાસ, પૂજન ઇત્યાદિ કર્મો કરવાનું બંધન પણ નહોતું.

દ્વિજ વર્ણોનાં સ્ત્રીપુરુષોના વર્ણાન્તર વિવાહમાંથી ઉત્પન્ન થયેલ મિશ્રવર્ણ દ્વિજ ગણાતા, જ્યારે શૂદ્ર સાથેના વર્ણાન્તર વિવાહમાંથી ઉદ્ભવેલ મિશ્રવર્ણને શૂદ્ર ગણવામાં આવતા. પહેલા પ્રકારના મિશ્રવર્ણમાં ભિષકનો સમાવેશ થતો. ભિષક આયુર્વેદ, જ્યોતિષ અને ગણિતનો અભ્યાસ કરતા. કરણ (કારકુન) અને કાયસ્થ (લહિયો) શૂદ્ર ગણાતા. મિશ્રવર્ણોમાં ચંડાલ અધમાધમ ગણાતા. તેઓ દેહાંતદંડ અને શબ-નિકાલનું કામ કરતા અને શબનાં વસ્ત્ર-ભોજન આદિ અંગીકાર કરતા. તેઓ ગામ બહાર રહેતા અને બહાર જતી વખતે વિશિષ્ટ ચિહ્ન ધારણ કરતા, જેથી તેમના સંસર્ગ નિવારી શકાય. ચંડાલનો પડછાયો પણ દૂષિત કરે એવું કેટલાક માનતા, જ્યારે મેધાતિથિ જેવા કેટલાક તે માન્યતાનું ખંડન કરતા.

લોકાયતિક, બૌદ્ધ, જૈન, પાશુપત ઇત્યાદિ નાસ્તિકોના સ્પર્શદોષ તથા દર્શન-દોષ માટે પણ શુદ્ધિ–પ્રાયશ્ચિત્ત કરવું પડે તેવું ચુસ્ત આસ્તિકો માનતા.

આ કાલના અભિલેખોમાં શ્રૌત ક્રિયાઓ કરતા બ્રાહ્મણો ઉપરાંત રાજ્યતંત્ર અને યુદ્ધમાં ભાગ લેતા બ્રાહ્મણોનો પણ ઉલ્લેખ આવે છે. કોઈવાર બ્રાહ્મણો તથા ક્ષત્રિયો ખેતીનુંય કામ કરતા હોવાનું જાણવા મળે છે.

ઉત્તર ભારતમાં ગુલામીની પ્રથા ઓછી પ્રચલિત હોવાનું માલૂમ પડે છે, જ્યારે દક્ષિણ ભારતમાં મંદિરો માટે ગુલામો ખરીદવામાં આવતા તેમ જ દુકાળમાં ભૂખમરાથી બચવા કેટલાક જાતે ગુલામી વહોરી લેતા. આદિવાસી ભીલો ગુલામીનો વેપાર કરતા.

વિદેશી પ્રજાઓમાં શક, હૂણ વગેરે લોકો અહીંની પ્રજામાં ભળી જઈ અહીંની ભાષા તથા રહેણીકરણી અપનાવતા. અરબો અને તુર્કો ઇસ્લામ સંસ્કૃતિને વળગી રહેતા. રાષ્ટ્રકૂટ રાજાઓ તેઓને પોતાના રાજ્યમાં ઊંચા હોદ્દા

આપતા. મ્લેચ્છોથી વટલાવાયેલા આર્યોને તથા અપહરણ કરાયેલી સ્ત્રીઓને શુદ્ધિની મોટી નાની વિધિઓ દ્વારા અપનાવી લેવાની છૂટ આપવામાં આવતી. મેધાતિથિએ પણ મ્લેચ્છોના સંસર્ગથી દૂષિત થતી ભૂમિની શુદ્ધિ અંગે ભલામણ કરી છે.

ઈરાનમાં અરબોની હકૂમત નીચે ત્રાસ પામેલા કેટલાક જરથોસ્તીઓ પોતાનો ધર્મ સાચવવા દેશ તજી પશ્ચિમ ભારતમાં આવી વસ્યા. વિ.સં. ૯૯૨–(ઈ.સ. ૯૩૬)માં સંજાણના જાદી (જાદવ) રાણાએ તેમને અમુક શરતોએ ત્યાં વસવાની મંજૂરી આપી અને તેઓ સ્થાનિક પ્રજા સાથે દૂધમાં સાકરની જેમ ભળીને રહ્યા. જરથોસ્ત ધર્મ અને ઈરાની જાતિની મર્યાદા સંભાળતી આ મિલનસાર કોમ અહીં પારસી તરીકે ઓળખાય છે.

લગ્નપ્રથામાં સવર્ણ વિવાહનો આગ્રહ વધતો ગયો. વર્ણાન્તર વિવાહમાં પ્રતિલોમ વિવાહ તથા શૂદ્ર સાથેના વિવાહ વર્જ્ય ગણાયા. અનુલોમ વિવાહનાં સંતાન તેની માતાના વર્ણનાં અને પ્રતિલોમ વિવાહનાં સંતાન તેના પિતાના વર્ણનાં ગણાતાં. મામાની દીકરી સાથેના વિવાહને મેધાતિથિ તેમ જ વિશ્વરૂપ ગર્હ્ય ગણે છે. કન્યાના લગ્ન માટે કિશોર અવસ્થાની વય સારી ગણાતી અને તેથી કન્યાદાનનો મહિમા વધતાં ગાન્ધર્વ વિવાહ ગર્હ્ય ગણાતો. રજસ્વલા અવસ્થા શરૂ થતાં પહેલાં તેને પરણાવવામાં ન આવે તો તે એ પછી ત્રણ વર્ષ રાહ જોઈ પોતાની મેળે પરણવા અધિકૃત ગણાતી. દોષયુક્ત કન્યાનો વાગ્દાન પછીયે અસ્વીકાર કરી શકાતો, પરંતુ વિવાહવિધિ પછી પરણેતર અત્યાજ્ય ગણાતી. વિધવા-પુનર્વિવાહ નિષિદ્ધ ગણાતો. નિયોગને લગતા નિયમ વધારે કડક થયા.

આ કાલના અભિલેખોમાં તથા ગ્રંથોમાં બ્રાહ્મણ પુરુષ અને ક્ષત્રિય સ્ત્રીના આંતર-વર્ણ વિવાહના દાખલા જોવા મળે છે.

વ્યભિચાર કરનારને માટે દેહાંતદંડની શિક્ષા વિહિત હતી. એમાં સ્ત્રી બળાત્કારે સંડોવાઈ હોય તો તેને તેવી સજા ન થતી. નટ, નર્તક, ગાયક ઇત્યાદિ વર્ગની સ્ત્રીઓ જારકર્મ માટે સુલભ ગણાતી.

સદાચારી પતિની સેવા કરવી એ પત્નીનો આવશ્યક ધર્મ ગણાતો. પરંતુ જો પતિ દુર્વર્તાવ કરે તો તેની વિરુદ્ધ ફરિયાદ કરવાનો સ્ત્રીને હક હતો. કાનૂની ઉપાય માટે સ્ત્રીપુરુષનો સરખો અધિકાર ગણાતો. પત્નીનું ગમે તે સંજોગોમાં ભરણપોષણ કરવું અનિવાર્ય મનાતું. એનો ત્યાગ અમુક અપવાદરૂપ સંયોગોમાં જ કરી શકાતો. પત્નીને સુધારવાનો ખરો ઇલાજ તેને મારવાનો નહિ, પણ તેને ઠપકો આપવાનો તથા હળવો દંડ કરવાનો અને તેના તરફ પરાયણ રહેવાનો છે

એમ મનાતું. વિદેશ ગયેલો પતિ નિયત મુદતમાં પાછો ન ફરે તો તેની ત્યક્તા પુનર્વિવાહ કરી શકે કે કેમ તે બાબતમાં જુદા જુદા મત પ્રવર્તતા.

બેવફા વિધવાને આકરી સજા થતી. સતી થવાની પ્રથા વૈકલ્પિક રીતે પળાતી. કેટલીક વિધવાઓ સતી થતી, તો કેટલીક વિધવાઓ જીવતી રહી વૈધવ્ય પાળતી.

દેવદાસીની પ્રથા પ્રચલિત હતી.

ગણિકા તથા વેશ્યાના ધર્મો તથા અધિકારો વિશે વિપુલ માહિતી મળે છે.

સ્ત્રીનું પિતા, પતિ કે પુત્રે રક્ષણ કરતા રહેવું જોઈએ એ માન્યતા ચાલુ હતી. સ્ત્રી અધમ અવસ્થા પામે ત્યારે તેનો ત્યાગ કરી શકાય. એ છૂટમાં ત્યાગનો અર્થ તેના ભરણપોષણનો ત્યાગ નહિ, પણ તેના સંસર્ગનો ત્યાગ એટલો જ થાય એવું મેધાતિથિ સ્પષ્ટ કરે છે અર્થાત્ તેને અલગ ઘરમાં રાખી તેનું ભરણ-પોષણ તો કરવું જ પડે.

સ્ત્રીઓ રાજસભામાં ઓઝલ વગર હાજર રહી શકતી.

નવમી-દસમી સદીના અરબ લેખકો નોંધે છે કે ચીનની સરખામણીએ હિંદમાં શહેર ઘણાં ઓછાં છે. ભારતમાં મોટા ભાગનાં વસ્તીકેન્દ્ર ગામોરૂપે રહેલાં છે. 'કુટ્ટનીમત'માં રાજધાનીમાં રહેતા રાજપુરુષનો ગામમાં અગ્રિમ સ્થાન ધરાવતો યુવાન પુત્ર જે ઠાઠમાઠથી રહેતો હોય છે તેનું તાદૃશ રેખાચિત્ર આલેખ્યું છે. 'કાવ્યમીમાંસા'માં રાજશેખર કવિના જીવન અને ભવનનું આબેહૂબ નિરૂપણ કરે છે, જે વાત્સ્યાયને વર્ણવેલ નાગરકનું સ્મરણ કરાવે છે.

આ કાલનાં સ્ત્રીપુરુષોને ઘરેણાંનો ભારે શોખ હતો એવું અરબ લેખકો નોંધે છે. સ્નાપક, પ્રસાધક, સૈરન્ધ્રી, તાંબુલકરંડવાહક, ચામરધારી ઇત્યાદિ પરિચારકો; વિવિધ વસ્ત્રાભૂષણો તથા પ્રસાધનો; ગીતવાદ્યનૃત્યના સમારંભોથી ઊજવાતા ઉત્સવો; કન્દુકક્રીડા, દોલાક્રીડા, સુરાપાન ઇત્યાદિથી મનાતા આનંદપ્રમોદ—ઇત્યાદિના નિરૂપણ દ્વારા સમકાલીન સાહિત્યમાં તત્કાલીન મોજશોખના પ્રકારો તથા જીવનના ઊંચા ધોરણનું પ્રતિબિંબ પડે છે. કાવ્યગોષ્ઠી, પાનગોષ્ઠી,[૧] નર્મગોષ્ઠી, ઉદ્યાનયાત્રા ઇત્યાદિના વર્ણનમાં પણ આવા આનંદપ્રમોદનું આલેખન જોવા મળે છે.

આહારમાં અમુક પ્રકારનાં કંદમૂળ, ધાન્ય અને માંસ નિષિદ્ધ ગણાતાં. સ્મૃતિકારો દ્વિજોને મદ્યપાન કરવાનો નિષેધ કરતા, પરંતુ વાસ્તવમાં બ્રાહ્મણો

૧. સુરાપાનની.

માટે અમુક પ્રકારની સુરા નિષિદ્ધ ગણાતી, જ્યારે ક્ષત્રિયો તથા વૈશ્યો માટે મદ્યપાનની ઘણી છૂટ મુકાતી. બૌદ્ધ તથા જૈન ધર્મમાં માંસાહાર અને મદ્યપાનનો નિષેધ મનાતો.

દેહશુદ્ધિ તથા દેહભૂષા માટે ઘણું ધ્યાન આપવામાં આવતું.

માન્યતાઓ અને વહેમોમાં શુકન–અપશુકન, ગ્રહશાન્તિ, અભિચાર, દુર્જનચક્ષુર્દોષ (નજર લાગવી), સ્વપ્નફલ, ફલાદેશ, ભૂતપિશાચ ઇત્યાદિના ઉલ્લેખ મળે છે. સમુદ્રયાત્રા નિષિદ્ધ મનાતી. દેવદેવીને પ્રસન્ન કરવા બલિદાન દેવાતાં. શારીરિક યાતનાથી છૂટવા ડૂબીને કે બળીને આત્મહત્યા કરવામાં આવતી.

ભૂમિદાન વગેરે મહાદાનો, યજ્ઞયાગાદિનાં ઇષ્ટ કાર્યો અને કૂવા, તળાવ, મંદિરો વગેરેને લગતાં પૂર્તકાર્યોનો ધાર્મિક મહિમા મનાતો. મહાદાનોમાં રાજાઓ તુલાપુરુષ અને હિરણ્યગર્ભના સમારંભ યોજતા.

શૂદ્રો તથા સ્ત્રીઓની બાબતમાં સમાજનું વલણ ટીકાપાત્ર ગણાય. બાકીની બાબતમાં તત્કાલીન પ્રજાનું સાંસ્કૃતિક ધોરણ એકંદરે પ્રશંસાપાત્ર હતું, ખાસ કરીને શુદ્ધિ, બુદ્ધિ, બળ, રાજ્યતંત્ર અને દર્શનની બાબતમાં.

### આર્થિક જીવન

ભારતમાં ખેતીનો ઉત્તરોત્તર વિકાસ થયો. અરબ લેખકો પશ્ચિમ ભારતની જમીન ફળદ્રુપ હોવાનો અને ત્યાં ધાન્ય તથા ફળની સારી પેદાશ થતી હોવાનો ઉલ્લેખ કરે છે. ગુજરાતમાં કેરી, નાળિયેર, લીંબુ, ડાંગર અને મધની ઘણી પેદાશ થતી. મલબારમાં મરી અને વાંસની પેદાશ થતી. ભૂમિના વિવિધ પ્રકારોના તથા ખેતરના વિવિધ પ્રકારોનો ઉલ્લેખ આવે છે. દા. ત., ફળદ્રુપ જમીનને ‘ઉર્વરા’ કહેતા; અને વ્રીહિ (ડાંગર) માટેના ખેતરને ‘કેદાર’ (ક્યારડું) કહેતા. ધાન્યમાં વ્રીહિ, યવ (જવ), ગોધૂમ (ઘઉં), કોદ્રવ (કોદરા), તિલ (તલ), સર્ષપ (સરસવ), મસૂર, મુદ્દગ (મગ), માષ (અડદ) ઇત્યાદિનો ઉલ્લેખ આવે છે. ઇક્ષુ(શેરડી)માંથી ગોળ અને શર્કરા (સાકર) બનાવતા. શેરડી પીલવા માટે યંત્ર વપરાતાં, કૂવામાંથી પાણી કાઢવા માટે અરઘટ (રેંટ) વપરાતા. વૈશ્યો કૃષિવિદ્યામાં વિશારદ હતા.

ઉદ્યોગોમાં કાપડઉદ્યોગનો વિકાસ ચાલુ રહ્યો. સમકાલીન સાહિત્યમાં તથા લેખોમાં કાપડના વિવિધ પ્રકારોના તથા વણકર, દરજી અને રંગાટીના ધંધાઓના ઉલ્લેખ આવે છે. ત્યક્તાઓ અને વિધવાઓ કાંતણ વગેરે હાથઉદ્યોગ પર નિર્વાહ કરતી. અરબ લેખકો અહીંના બારીક કાપડની ભારે તારીફ કરતા. સુલેમાન સોદાગર નોંધે છે કે કાપડનો આખો તાકો અંગૂઠાના ગાળામાંથી પસાર થઈ જાય તેવું બારીક કાપડ મેં અહીં જાતે જોયું છે.

ધાતુકામના ઉદ્યોગમાં તાંબું, કાંસું, પિત્તળ, લોખંડ, સીસું, કલાઈ, રૂપું, અને સોના વિશે અનેક ઉલ્લેખ આવે છે. સુરાષ્ટ્રનું કાંસું અને વંગદેશની કલાઈ જાણીતી હતી. વંગ, અંગ, શૂર્પારક (સોપારા)[૧] વગેરે સ્થળોનાં ખડ્ગ વખણાતાં. સિંધના દેબલમાંય તલવારો સારી ઘડાતી. ચોળ રાજ્યમાં ધાતુનાં શિલ્પો, આભૂષણો અને વાસણોનો હુન્નર ખીલ્યો હતો. એવી રીતે વિવિધ રત્નોના ઝવેરાતનો હુન્નર પણ ખીલેલો.

ખંભાતનાં પાનાં એડન અને મક્કા જતાં. ભરૂચના ભાલાની કાઠી વખણાતી.

સુરાષ્ટ્રમાં મીઠું પકવવાનો ઉદ્યોગ પણ ખીલ્યો હતો. પશ્ચિમ ભારતને કિનારેથી મલમલ, ચંદન, કપૂર, લવિંગ, જાયફળ, નારિયેળ, હાથીદાંત, ગળી, તાંબૂલ, સોપારી, નારંગી, લીંબુ, વાંસ, સીસું, જોડા વગેરેની નિકાસ થતી.

વિદેશ સાથે જમીન માર્ગે તેમ જ દરિયાઈ માર્ગે વેપાર ચાલતો. ચીન સાથે તિબેટ મારફતેય વેપાર થતો. અરબસ્તાનના અરબોએ હિંદી મહાસાગરના દરિયાઈ માર્ગે હિંદ, ચીન, હિંદીચીન વગેરે દેશો સાથે ધમધોકાર વેપાર ખેડવા માંડ્યો. સિંધમાં દેબલ, ગુજરાતમાં ખંભાત, કોંકણમાં સંજાણ, સોપારા અને થાણા અને મલબારમાં કૌલમ (કિલોન) એ હિંદનાં મશહૂર બંદર હતાં. મલબારમાંથી ચંદન, એલચી અને મરીમસાલાની નિકાસ થતી. પૂર્વ દેશમાંથી સુગંધીદાર વૃક્ષો અને દ્રાક્ષની નિકાસ થતી. કામરૂપ (આસામ) કે કંબુજ (કંબોડિયા)નું અગુરુ (અગર) મુલતાનના સૂર્યમંદિર માટે પુષ્કળ પ્રમાણમાં આયાત થતું ને ત્યાંથી ભારે કિંમતે વિદેશમાં નિકાસ થતું. ઉત્તરાપથના ચામર અને પૂર્વની કસ્તૂરી વખણાતાં. દક્ષિણમાં મોતીમાણેકનો, પશ્ચિમમાં અશ્વનો, પૂર્વમાં ગજનો અને કાશ્મીરમાં કાપડ તથા કેસરનો વેપાર રાજ્યને હસ્તક રહેતો.

ભારતમાં ઘોડાની ઘણી અછત રહેતી. પશ્ચિમ એશિયા તથા મધ્ય એશિયામાંથી અહીં સારી જાતના ઘોડા આયાત કરવામાં આવતા. બાહ્લિક, કાંબોજ અને તુરુષ્ક(તુર્કસ્તાન)ના ઘોડા ઉત્તમ ગણાતા. ઈરાનથી પંજાબ અને સિંધ સુધીના પ્રદેશમાં ઘોડા સારા થતા.

જુદા જુદા ધંધારોજગારને લગતી શ્રેણીઓ (મંડળો) હતી, જેમાં વેપારીઓ, કારીગરો અને શરાફોનો સમાવેશ થતો. જુદી જુદી જાતિ અને જુદા જુદા દેશના પણ એક જ ધંધાના માણસોનો સંઘ પણ રચાતો. શ્રેણી અને સંઘનું વ્યવસ્થિત બંધારણ હતું અને એને ઘણા અધિકાર રહેતા.

---

૧. મુંબઈ પાસે (થાણા જિલ્લામાં)

વ્યાજનો દર સામાન્યતઃ માસિક ૧$\frac{1}{4}$ ટકા અર્થાત્ વાર્ષિક ૧૫ ટકાનો હતો. ખાસ સંજોગોમાં વધારેમાં વધારે માસિક ૫ ટકાનો દર રાખી શકાતો. દક્ષિણ ભારતના અભિલેખોમાં વાર્ષિક ૫ થી ૨૫ ટકાના દર જોવા મળે છે. વ્યાજ મુદ્દલના ૮૦ કે ૧૦૦ ટકા કરતાં વધારે લેવા દેવામાં આવતું નહિ.

કૃષિ (ખેતી), કુસીદ (ધીરધાર), વાણિજ્ય (વેપાર) અને પશુપાલન વૈશ્યના ધંધા ગણાતા. બ્રાહ્મણ માટે એ કુત્સિત મનાતા. રસોઈ, વણાટ, બાંધકામ વગેરે ધંધા પણ દ્વિજો માટે ઊતરતા ગણાતા. છતાં વાસ્તવમાં આ વિવિધ ધંધા સમાજોપયોગી હોઈ સારા પ્રમાણમાં ખીલતા.

### વિદેશ સંપર્ક

ભારતનો આસપાસના દેશો સાથે ગાઢ સંપર્ક ચાલુ રહ્યો. અગ્નિ એશિયામાં શ્રીવિજયને સ્થાને શૈલેન્દ્ર રાજ્યનું આધિપત્ય જામ્યું. મલાયા દ્વીપકલ્પ અને ઇન્ડોનેશિયા ટાપુઓમાં એનું શાસન પ્રવર્ત્યું. સુવર્ણદ્વીપના રાજાધિરાજ બાલપુત્રદેવે નાલંદાના મહાવિહારમાં એક વિહાર બંધાવ્યો અને એના નિભાવ માટે બંગદેશના દેવપાલદેવની મંજૂરી લઈ તેને પાંચ ગામ દાનમાં દીધાં.

કંબુજ(કંબોડિયા)માં જયવર્મા અને ઇન્દ્રવર્માના શાસન દરમ્યાન તે દેશ સ્વાતંત્ર્ય પ્રાબલ્યને પંથે પળ્યો.

ચંપા(વિયેટનામ)માં ચીન સાથે સંઘર્ષ થયા કર્યો અને અંતે ઉત્તરના અન્નામ દેશની પ્રજા ચંપા પર આક્રમણ કરવા લાગી.

જાવામાં મધ્ય જાવાના મતરામ રાજ્યનું શાસન પ્રવર્ત્યું અને અંતે સત્તાનું કેન્દ્ર પૂર્વ જાવામાં સ્થપાયું.

બર્મામાં શ્રીક્ષેત્ર(પ્રોમ)નું પ્યુ રાજ્ય પ્રબળ હતું. એ રાજ્યમાં બૌદ્ધ ધર્મ ઘણો લોકપ્રિય હતો અને ત્યાંની રહેણીકરણીમાં ભારતીય સંસ્કૃતિની વિપુલ અસર રહેલી હતી. જાવા, સુમાત્રા, ચંપા, કંબુજ વગેરે દેશોમાં પણ ભારતીય સમાજ, ધર્મ, સાહિત્ય અને કલાની સ્પષ્ટ અસર પ્રસરી હતી.

ભારત અને ચીન વચ્ચેના સાંસ્કૃતિક સંપર્કમાં આ કાલ દરમ્યાન ભારે ઓટ આવ્યો. તંગ વંશના અમલ(ઈ.સ. ૬૧૮–૯૦૬)ની છેલ્લી સદીમાં અશાંતિ રહી અને મધ્ય એશિયામાં અરબોની ઘૂસણખોરી થયા કરી. છેવટે સોંગ વંશની સત્તા સ્થપાતાં (ઈ.સ. ૯૬૦) ભારત-ચીન વ્યવહાર તાજો થયો. ઈ.સ. ૯૭૨માં ભારતના ૪૪ ભિક્ષુઓ ચીન ગયા. બીજે વર્ષે નાલંદાના ભદન્ત ધર્મદેવનું

ચીનના શહેનશાહે બહુમાન કર્યું. ભારતમાંથી અનેક બૌદ્ધ ગ્રંથ ત્યાં મંગાવીને એનું ભાષાન્તર કરાવવામાં આવ્યું. ઈ.સ. ૯૬૪માં ૩૦૦ ચીની ભિક્ષુઓ ભારતની યાત્રાએ આવ્યા. તેમાંના કેટલાક બોધિગયામાં પોતાનાં સ્મારક મૂકતા ગયા છે.

તિબેટના રાજાઓ ઈ.સ. ૭૫૦–૮૫૦ દરમ્યાન ભારતના પડોશી પ્રદેશ પર પોતાની સત્તા જમાવતા. એ દરમ્યાન તિબેટમાં બૌદ્ધ ધર્મનું વર્ચસ પ્રવર્ત્યું. નાલંદા મહાવિહારના આચાર્ય શાન્તરક્ષિતને તિબેટ તેડાવી ત્યાંના ધર્માચાર્ય નીમવામાં આવ્યા. તેમણે બૌદ્ધધર્મને તિબેટનો રાજ્યધર્મ બનાવ્યો. તિબેટમાં લામા સંપ્રદાય સ્થપાયો. એમાં પદ્મસંભવ નામે અન્ય ભારતીય શ્રમણનો પણ સંગીન સાથ હતો. બૌદ્ધ ધર્મગ્રંથોનો અનુવાદ કરાતો. ચૈત્યગૃહ બંધાતાં અને ભારતીય પંડિતોને તેડાવવામાં આવતા. આગળ જતાં ત્યાંના બૌદ્ધધર્મમાં શુદ્ધીકરણની જરૂર જણાઈ ત્યારે ભારતમાંથી દીપંકર નામે મહાન વિદ્વાનને ત્યાં તેડાવવામાં આવ્યા. પાલ કાલ દરમ્યાન તિબેટ ભારતના નાલંદા તથા વિક્રમશીલ વિદ્યાપીઠ સાથે ગાઢ સંપર્કમાં રહ્યું. ભારતના અનેક બૌદ્ધ ગ્રંથ મૂળ સ્વરૂપે લુપ્ત થઈ ગયા છે, તે તિબેટી અનુવાદરૂપે મોજૂદ રહ્યા છે.

બગદાદ મુસ્લિમ જગતનું કેન્દ્ર હતું. હવે સિન્ધથી એલચીઓ ત્યાં જતા અને બગદાદ તથા હિંદ વચ્ચે સીધો સંબંધ બંધાયો. બ્રહ્મગુપ્ત કૃત 'બ્રહ્મસ્ફુટસિદ્ધાંત' તથા 'ખણ્ડખાદ્યક' જેવા ગ્રંથોના અરબી અનુવાદ થયા અને અરબો ભારતીય ગણિત તથા જ્યોતિષવિદ્યાથી માહિતગાર થયા. શૂન્ય અને સ્થાન-મૂલ્ય સાથેની દશગુણોત્તર પદ્ધતિનાં ભારતીય અંકચિહ્નોએ અરબોએ અપનાવ્યાં અને 'હિન્દસા' નામે ઓળખાતાં એ અંકચિહ્નોએ ગણિતવિદ્યામાં સરલ અંકપદ્ધતિ દ્વારા અજબ ક્રાન્તિ આણી. આયુર્વેદના અનેક ગ્રંથોનો પણ અરબી અનુવાદ કરાવવામાં આવ્યો. બૌદ્ધ ગ્રંથોનોય અરબી અનુવાદ થતો. ભારતના વેદાન્ત દર્શનની અસરથી ઇસ્લામમાં સૂફીવાદ ઘડાયો. હિંદમાં મુસ્લિમો વસતા અને મસ્જિદો બંધાવતા. સિન્ધ-મુલતાનમાં અરબ સૂબાની હકૂમત પ્રવર્તતી. રાષ્ટ્રકૂટ રાજ્યમાં અરબોને હોદ્દા મળતા. હિંદમાં અરબ વેપારીઓ વધારે ને વધારે મોટી સંખ્યામાં આવવા લાગ્યા. એમાંના કેટલાકે એમણે જોયેલા હિંદની રસપ્રદ માહિતી નોંધી છે.

## ધર્મસંપ્રદાયો

શૈવધર્મ અને વૈષ્ણવધર્મ આ કાલ દરમ્યાન વધારે વ્યાપક બન્યા. એમાં શૈવધર્મને ઘણાં રાજકુલો તરફથી પ્રોત્સાહન મળ્યું. ઘણા બ્રાહ્મણો શૈવધર્મના

અનુયાયી હતા. આ સમયે શૈવધર્મમાં કેટલાક ભિન્ન ભિન્ન સંપ્રદાય પ્રવર્તતા હતા અને હવે કેટલાક નવા સંપ્રદાય ઉમેરાયા.

### શૈવધર્મ

શૈવધર્મના અનુયાયીઓ સામાન્યતઃ માહેશ્વર અથવા પાશુપત કહેવાતા. લકુલીશ પાશુપત સંપ્રદાયનો મૂળ 'પંચાધ્યાયી' ગ્રંથ હાલ ઉપલબ્ધ નથી. દસમી સદીમાં ભાસર્વજ્ઞે લખેલ 'ગણકારિકા' ગ્રંથ આ સંપ્રદાયના સિદ્ધાન્તો પર પ્રકાશ પાડે છે. એમાં કાર્ય (સૃષ્ટિ), કારણ (ઈશ્વર), યોગ, વિધિ અને દુઃખાન્ત (મોક્ષ) એ પાંચ અર્થોનો વિસ્તાર કરેલો છે. ગણકારિકામાં પંચવિધ બળ, શુદ્ધિ. અવસ્થા, દીક્ષા-સાધન, લાભ, દેશ, ઉપાય અને મળ એ આઠ પંચકોનું વિવરણ કર્યું છે તથા શુદ્ધ વૃત્તિના પ્રણ પ્રકારો(ભિક્ષા, આદાન અને સ્વયંપ્રાપ્ત)ની સમજૂતી આપી છે. આ મતમાં કારણની જેમ કાર્યને પણ નિત્ય માન્યું છે અને દુઃખાન્ત સાથે પરમ ઐશ્વર્યને પણ સાધ્ય માન્યું છે.

શૈવ સંપ્રદાય તરીકે ઓળખાતા સંપ્રદાયમાં શિવને 'પતિ' અને જીવને 'પશુ' કહે છે. પતિ સર્વજ્ઞ અને સ્વતંત્ર છે. એને શક્તિરૂપ શરીર છે. ઈશાન એનું મસ્તક છે, તત્પુરુષ મુખ છે, અઘોર હૃદય છે. વામદેવ ગુહ્યાંગ છે અને સદ્યોજાત ચરણ છે. આ પાંચ રૂપો વડે શિવ અનુગ્રહ, તિરોભાવ, આદાન, સ્થિતિ અને ઉદ્ભવ એ પાંચ કાર્યો કરે છે. પાશબદ્ધ જીવાત્મા એ પશુ છે. પાશ તૂટી જતાં એ નિત્ય શિવરૂપ બને છે, શિવની કૃપાથી મુક્ત થતો જીવ વિદ્યેશ્વરનું પરમ પદ પામે છે, પરંતુ પરમ શિવથી ભિન્ન રહે છે. આ સંપ્રદાયના અનુયાયીઓ કૌપીન પહેરતા, ધાબળો ઓઢતા, જટા રાખતા, ભસ્મ ચોળતા, દંડ અને જલપાત્ર ધારણ કરતા અને શિવની આરાધના કરતા. એમાંના ઘણા સકુટુંબ રહેતા; અવિવાહિત શૈવો ઉત્તમ ગણાતા.

કાપાલિક અથવા કાલમુખ સંપ્રદાય આ કાલમાં પણ પ્રચલિત રહ્યો હતો. શંકરાચાર્યે ઉજ્જયિનીમાં કાપાલિક આચાર્યનો પરાભવ કરેલો. કાપાલિકો ભૈરવને પરમ ઉપાસ્ય ગણતા અને મદ્યમાંસાદિના સેવનને આવશ્યક ગણતા.

આ કાલ દરમ્યાન કાશ્મીરમાં એક નવો શૈવ સંપ્રદાય ખીલ્યો. એના મતને ત્રિક, સ્પન્દ કે પ્રત્યભિજ્ઞા કહે છે. પ્રાચીન શૈવમત દ્વૈતવાદી છે, જ્યારે આ મત અદ્વૈતવાદી છે. ત્રિક મતનો મુખ્ય ગ્રંથ 'શિવસૂત્રો' છે, જેને 'શિવરહસ્યાગમ' પણ કહે છે. આ ગ્રંથ વસુગુપ્ત નામે સિદ્ધને ભગવાન શિવે આપ્યો મનાય છે. વસુગુપ્ત ઈ.સ. ૮૦૦ના અરસામાં થયા. શિવસૂત્રો ઉપર વૃત્તિ પણ છે. આ

મતમાં શિવ, શક્તિ અને અણુ એ ત્રણ તત્ત્વો અને તેઓની વચ્ચેના પરસ્પર સંબંધની સમજૂતી આપી છે. પરમ શિવ એ જ પરમ તત્ત્વ છે. એ સર્વજ્ઞ, સર્વવ્યાપી અને સંપૂર્ણ છે. એમાંથી શક્તિ-તત્ત્વ સ્ફુરે છે અને એમાંથી જગતનાં અણુરૂપ સર્જાય છે. માયાથી આત્મા જીવત્વ ધારણ કરે છે અને અંતે પરમ શિવનો અનુગ્રહ પ્રાપ્ત થતાં પોતાનું મૂળ સ્વરૂપ પામે છે.

વસુગુપ્તના પટ્ટશિષ્ય કલ્લટ, જે અવન્તિવર્માના રાજ્યકાલ (ઈ.સ. ૮૫૫-૮૮૩) દરમ્યાન થયા, તેમણે 'શિવસૂત્રો'ના વિવરણરૂપે 'સ્પન્દ-સર્વસ્વ' નામે ગ્રંથ લખ્યો. એ સૂત્ર (કારિકા) અને વૃત્તિરૂપે છે. આમાં ત્રિકમતની વિશેષ સમજૂતી આપવામાં આવી છે. પરમ શિવ સ્વયં સંપૂર્ણ છે. છતાં એ શક્તિ દ્વારા જગતરૂપે સ્ફુરે છે. શક્તિ એ પરમ ચૈતન્યનું આનંદરૂપ છે. એના દ્વારા પરમશિવનો શિવતત્ત્વરૂપે સ્પન્દ (સ્ફુરણ) શરૂ થાય છે અને એમાંથી ક્રમશઃ જગત પ્રગટે છે. સર્જન અને પ્રલય એ ચિતિશક્તિના પ્રસાર અને સંકોચ છે. સર્વ જડ-ચેતન પદાર્થો આભાસરૂપ છે. આથી આ મત હવે સ્પન્દમત તરીકે ઓળખાયો.

નવમી સદીના અંતભાગમાં સોમાનંદે 'શિવદૃષ્ટિ' નામે ગ્રંથ લખ્યો, જે હાલ ઉપલબ્ધ નથી. એના શિષ્ય ઉત્પલાચાર્યે પ્રત્યભિજ્ઞાકારિકા વગેરે ગ્રંથ લખ્યા. ઉત્પલાચાર્યના શિષ્ય રામકંઠે 'સ્પન્દ-વિવૃત્તિ' લખી, જ્યારે તેમના પ્રશિષ્ય અભિનવગુપ્તે ઈ.સ. ૯૯૧-૧૦૧૫ દરમ્યાન તન્ત્રાલોક, તન્ત્રસાર, પરમાર્થસાર, પ્રત્યભિજ્ઞાવિમર્શિની ઇત્યાદિ ગ્રંથ લખ્યા. સોમાનંદે પ્રવર્તાવેલ પ્રત્યભિજ્ઞા મતનું અભિનવગુપ્તે સહુથી વિશદ અને વિસ્તૃત વિવરણ કર્યું છે. એમાં માયાબદ્ધ જીવ પરમશિવના સ્પન્દનું રહસ્ય જાણી પોતાના મૂળ શિવસ્વરૂપને પિછાને, તે પ્રત્યભિજ્ઞા(પિછાન)ને મોક્ષનું પરમ સ્વરૂપ માનવામાં આવ્યું છે. આથી ત્રિક-મતને દર્શન તરીકે ઓળખવામાં આવે છે.

ત્રિક-મતમાં ૩૬ તત્ત્વ ગણાવ્યાં છે. એમાં પાંચ મહાભૂતો, પાંચ તન્માત્રાઓ, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ જ્ઞાનેન્દ્રિયો, મન, અહંકાર, બુદ્ધિ અને પ્રકૃતિ એ ૨૪ તત્ત્વો સાંખ્યનાં તત્ત્વો પ્રમાણે છે. એનાથી આગળ પુરુષ તત્ત્વ છે, તે જીવાત્મા છે. માયાના આવરણને લઈને તે કામ, નિયતિ, રાગ, વિદ્યા અને કલાથી બંધાય છે. એ પાંચ કંચુકો(વસ્ત્રો) આવરણકારક છે. પરમશિવ એ પરમતત્ત્વ છે, જે સચ્ચિદાનંદ-રૂપ, સર્વવ્યાપક, સર્વજ્ઞ, પરિપૂર્ણ છે. એ શિવતત્ત્વરૂપે પ્રથમ સ્પંદન પામે છે.

તે ચિન્માત્ર છે. પરમ તત્ત્વનું આનંદરૂપ શક્તિતત્ત્વરૂપે પ્રગટે છે. તેમાંથી અસ્તિત્વના અનુભવની જેની સ્થિતિ પ્રગટે છે, તેને સદાખ્ય (સદાશિવ) કહે છે. એ અંતર્-ઉન્મેષ છે. પરમ તત્ત્વની ઇચ્છાશક્તિ વડે હવે સૃષ્ટિનો આરંભ થાય છે. પછી જ્ઞાનશક્તિ વડે ઐશ્વર્યરૂપી બહિર્-ઉન્મેષ પ્રગટે છે. આ બંને ઉન્મેષોની સમાનતાનું યથાર્થ જ્ઞાન ક્રિયાશક્તિ વડે સદ્વિદ્યારૂપે આવિર્ભાવ પામે છે. અહીં સુધીની સૃષ્ટિ સર્વાત્મક છે. પછી માયાથી મર્યાદિત તત્ત્વો શરૂ થાય છે. માયાના છેલ્લા કલા-તત્ત્વમાંથી પ્રકૃતિ પ્રગટ થાય છે.

પરમશિવ અનાદિ અને અદ્વૈત છે. એ શક્તિસંપન્ન છે. શિવ એટલે ચિતિ (જ્ઞાન) અને શક્તિ એટલે ચૈતન્ય. પરમતત્ત્વ પોતે પોતાની શક્તિ વડે વિશ્વ-રૂપે ભાસે છે તેમ જ અણુરૂપ ધરી જીવરૂપે પ્રગટે છે. જીવને પોતાના મૂળ શુદ્ધ સ્વરૂપની પ્રત્યભિજ્ઞા પામવામાં શક્તિપાત(ઈશ્વર-અનુગ્રહ)ની અપેક્ષા રહે છે.

દક્ષિણ ભારતમાં આ અરસામાં જે શૈવ સંપ્રદાય વિકસ્યો તેને 'શૈવ સિદ્ધાંત' કહે છે. અગિયારમી સદીમાં નમ્બિ–આણ્ડાર–નમ્બિએ શૈવ સ્તવનોના ૧૧ તિરુમુરઈઓ (સંગ્રહો) તૈયાર કર્યા છે, તેમાંના પહેલા આઠની રચના સમ્બન્ધર, અપ્પર, સુન્દરર અને માણિક્કવાચકરે લગભગ ઈ.સ. ૬૫૦–૭૫૦ દરમ્યાન કરેલી, જ્યારે દસમા સંગ્રહનાં સ્તવન રચનાર તિરુમૂલર છઠ્ઠી સદીમાં થઈ ગયા. નવમો સંગ્રહ જેને 'તિરુ–ઇશઇપ્પ' કહે છે, તેમાં તિરુમલિકઈ તેવર શેન્થનર, કરૂર તેવર, કન્દર–આથિત્થન, પુરુષોથમ નમ્બિ ઇત્યાદિનાં કુલ ૨૯ સ્તવનોનો સમાવેશ થાય છે. આ ભક્તકવિઓ આ કાલ દરમ્યાન થયા. એમાંનો કન્દર–આથિત્થન તે ચોળ રાજા ગણ્ડરાદિત્ય છે, જેણે ઈ.સ. ૯૫૩થી ૯૫૭ સુધી રાજ્ય કરેલું. અગિયારમા સંગ્રહમાંનાં કેટલાંક સ્તવન પણ આ કાલનાં છે. આ સર્વ રચનાઓ તમિળમાં થયેલી છે. એમાં શૈવ આગમનો[1] મહિમા મનાયો છે, જેમાં દ્રાવિડ શૈવદર્શનનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે.[2]

કેરલ દેશના કાલડી ગામમાં જન્મેલા શંકરાચાર્યે નવમા શતકના આરંભમાં દેશભરમાં પર્યટન કરી તે કાલના અનેક નાસ્તિક તથા આસ્તિક મતોનું ખંડન કરી વેદાન્તના કેવલાદ્વૈત મતનું પ્રતિપાદન કર્યું. એમાં દ્રવિડાચાર્ય,

---

૧. દ્રવિડ લોકો ઉત્તરાપથના વેદને 'નિગમ' કહે છે ને પોતાના શૈવધર્મસાહિત્યને 'આગમ' કહે છે.

૨. આગળ જતાં સંસ્કૃતમાં શૈવાગમ ગ્રંથો લખાયા. એમાં પ્રતિપાદિત દર્શનને 'શૈવ સિદ્ધાન્ત' અથવા 'આગમાન્ત શૈવ મત' કહે છે.

માહેશ્વર, કાપાલિક ઇત્યાદિ શૈવ સંપ્રદાયોના મતોની પણ મીમાંસા કરી છે. શંકરાચાર્યે અદ્વૈતવાદી શંકર-ઉપાસનાનો પુરસ્કાર કર્યો અને ભારતમાં ચાર દિશામાં ચાર મઠ સ્થાપ્યા.

આ કાલના સાહિત્યમાં રાજાનક રત્નાકરનું 'હરવિજય' મહાકાવ્ય શિવે કરેલ અન્ધકાસુરવધનું કથાનક નિરૂપે છે.

આ કાલનાં ગણનાપાત્ર મંદિરોમાં એલોરાનું કૈલાસ મંદિર તથા એલીફન્ટા અને જોગેશ્વરનાં શૈવ મંદિરો શૈલ-ઉત્કીર્ણ દેવાલયોમાં સુપ્રસિદ્ધ છે. પલ્લવ રાજા નંદિવર્માના સમયનાં કાંચીપુરનાં મુક્તેશ્વર અને માતંગેશ્વર જેવાં શિવાલયો, ચોળ રાજ્યના સુંદરેશ્વર મંદિર અને તાંજોરના રાજરાજેશ્વર મહામંદિર જેવાં શિવાલયો, ઓરિસાનાં ઘણાં પ્રાચીન શિવાલયો, ખજુરાહોનું કન્દરિયા મહાદેવનું મંદિર. ઓસિયા(રાજસ્થાન)નું હરિહર મંદિર, ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છનાં પ્રાક્-સોલંકી શિવાલયો, કાશ્મીરનાં અવન્તીશ્વર, શંકરગૌરીશ્વર અને સુગન્ધેશ મંદિરો ઇત્યાદિ શિવાલયો નોંધપાત્ર છે. નાનાં સાદાં દેવાલયોમાં સહુથી વધુ સંખ્યા શિવાલયોની જણાય છે.

આ કાલની શિલ્પકૃતિઓમાં અનેકાનેક શૈવ પ્રતિમાઓ નજરે પડે છે. એલોરાનાં શિવાલયોમાં, ખાસ કરીને કૈલાસ મંદિરમાં, શિવનાં વિવિધ સ્વરૂપોની પ્રતિમાઓ કંડારેલી છે. શિવાલયોમાં પૂજન માટે શિવલિંગની પ્રતિષ્ઠા થતી અને તે ઉપરાંત દીવાલોમાં તથા સ્તંભો પર શિવનાં વિવિધ સ્વરૂપોની પ્રતિમાઓ ઘડાતી. કેટલીક ઊભા શિવની પ્રતિમાઓ ઘડાતી, તો કેટલીક બેઠેલા શિવની ઘડાતી. શિવનાં વિશિષ્ટ સ્વરૂપોમાં કલ્યાણસુંદરમૂર્તિ, રાવણાનુગ્રહમૂર્તિ અને ગંગાધરમૂર્તિ જેવાં સૌમ્ય અનુગ્રહ-સ્વરૂપો તેમ જ અન્ધકાસુરવધમૂર્તિ, ગજાસુરસંહારમૂર્તિ, ત્રિપુરાસુરવધમૂર્તિ અને ભૈરવ જેવાં રૌદ્ર સંહારસ્વરૂપો પ્રચલિત હતાં. દક્ષિણ ભારતમાં દક્ષિણામૂર્તિ તેમ જ નટરાજનાં સ્વરૂપ સવિશેષ વ્યાપક હતાં. નટરાજની કાંસ્ય પ્રતિમાઓ ત્યાં સંખ્યાબંધ ઘડાતી. સદાશિવ તથા મહાસદાશિવનાં સ્વરૂપોમાં શુદ્ધ શૈવસિદ્ધાન્તનું દર્શન થાય છે. એકપાદ ત્રિમૂર્તિમાં શિવનું પ્રાધાન્ય દર્શાવાય છે. શરભેશમૂર્તિમાં વિષ્ણુ કરતાં શિવનું પ્રાબલ્ય અધિક હોવાનું સૂચવાય છે. બીજી બાજુ અર્ધનારીશ્વરમાં શિવ અને શક્તિ વચ્ચે તેમ જ હરિહરની મૂર્તિમાં હરિ (વિષ્ણુ) અને હર (શિવ) વચ્ચે સંવાદી સંયોજન સ્થપાય છે. અલબત્ત, એમાંય દક્ષિણ અંગ તો શિવનું જ રાખવામાં આવે છે.

## વૈષ્ણવ ધર્મ

કેટલાંક રાજકુળોએ વૈષ્ણવ ધર્મને પ્રોત્સાહન આપ્યું. પ્રજાજનોમાં વૈષ્ણવ સંપ્રદાયના અનુયાયીઓની સંખ્યા વધતી રહી. એલોરાનાં શૈલ દેવાલયોમાં વિષ્ણુ ભગવાન અને એમના અવતારોની અનેક પ્રતિમાઓ કંડારાઈ છે. એમાં દશાવતાર નામે ઓળખાતું દેવાલય ખાસ નોંધપાત્ર છે. ત્યાંના કૈલાસ મંદિરમાં પણ કેટલીક વૈષ્ણવ પ્રતિમાઓ કંડારી છે. કનોજના પ્રતીહાર રાજા મહેન્દ્રપાલે વિષ્ણુનાં ત્રણ મંદિર બંધાવેલાં. ઉદેપુર પાસે સારણેશ્વરનું મંદિર બંધાયું હતું. ખજુરાહોમાં ચંદેલ્લ રાજા યશોવર્માએ વૈકુંઠ મંદિર બંધાવી તેમાં વિષ્ણુની પ્રાચીન પ્રતિમા પધરાવી હતી, જે મૂળ તિબેટમાંથી મળી હતી. ત્યાંનાં ચતુર્ભુજ ઇત્યાદિ મંદિર આ સંપ્રદાયનાં છે. રાજસ્થાનમાં આવેલ આમવનનું ત્રિપ્રાસાદ વિષ્ણુમંદિર દસમી સદીનું છે. ગુજરાતમાં આવેલ રોડાનાં કેટલાંક મંદિર આ સંપ્રદાયનાં છે. કાશ્મીરનું અવન્તિસ્વામી મંદિર એ આ કાલનું એક પ્રસિદ્ધ વિષ્ણુમંદિર છે.

આ કાલની શિલ્પકૃતિઓમાં ભગવાન વિષ્ણુની ઊભી, બેઠેલી તથા સૂતેલી પ્રતિમાઓ મળે છે. અવતારોમાં મુખ્ય દશાવતારો ઉપરાંત યજ્ઞપુરુષ, દત્તાત્રેય, વિશ્વરૂપ, હયગ્રીવ, કામદેવ ઇત્યાદિ અવતારોનાં સ્વરૂપ મૂર્ત થયાં છે. ઉત્તર તથા પૂર્વ ભારતમાં વિષ્ણુની સાથે શ્રી અને પુષ્ટિની અને દક્ષિણ ભારતમાં શ્રીદેવી અને ભૂદેવીની પ્રતિમા જોવા મળે છે. ગજલક્ષ્મી અને ગરુડની પ્રતિમાઓ પણ મળે છે.

પાંચરાત્ર (ભાગવત) સંપ્રદાયની કેટલીક પ્રાચીન સંહિતાઓ આ કાલ દરમ્યાન લખાઈ લાગે છે. એમાં ભગવાન વાસુદેવને પરમાત્મા માન્યા છે અને વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધનો ચતુર્વ્યૂહ પણ જણાવ્યો છે. વળી ૧૨ ઉપવ્યૂહો અને ૩૯ વિભવો (અવતારો) પણ ગણાવ્યા છે. શંકરાચાર્યે બ્રહ્મસૂત્રભાષ્યમાં પાંચરાત્ર સિદ્ધાન્તની ચર્ચા કરી છે. પાંચરાત્ર સંહિતા દ્રવિડ દેશમાં લખાઈ છે, જ્યાં આ કાલ દરમ્યાન ભગવદ્ભક્તિ ઘણી વ્યાપક હતી. આ હકીકતની નોંધ ભાગવત પુરાણના માહાત્મ્યમાં સ્પષ્ટતઃ લેવામાં આવી છે. આ પુરાણ જે વૈષ્ણવ સંપ્રદાયનો સહુથી લોકપ્રિય ધર્મગ્રંથ છે, તેની રચના ૮મા-૯મા શતકમાં થઈ હોવા સંભવે છે. એના બાર સ્કંધો પૈકીના દશમસ્કંધમાં શ્રીકૃષ્ણનું ચરિત વિગતે નિરૂપાયું છે. શ્રીકૃષ્ણની ભક્તિમાં ધીમે ધીમે રાધાનો નિર્દેશ આવતો જાય છે.

દ્રવિડ દેશમાં જે બાર પ્રાચીન આળવારો (વૈષ્ણવ મહાભક્તો) થયા તેમાંના છેલ્લા ત્રણે તોંડરડિપ્પોડિ (ભક્તાંઘ્રિરેણુ), તિરુપ્પાન (યોગિવાહ) અને તિરુમંગઈ (પરાન્તક) ઈ.સ. ૭૫૦–૮૫૦ દરમ્યાન થયા હોવા સંભવે છે. આળવારો જાતિ-ભેદ અને વર્ણભેદ રાખતા નહિ. તેઓની ભક્તિ ઊર્મિપ્રધાન હતી.

નવમી સદીમાં આળવારોની પરંપરા લુપ્ત થઈ ને પછી આચાર્યોની પરંપરા શરૂ થઈ. આચાર્યોની ભક્તિ બુદ્ધિપ્રધાન હતી. તેમણે ભક્તિને તર્કના પાયા પર પ્રતિપાદિત કરી.

સહુથી પહેલાં આચાર્ય નાથમુનિ (રંગનાથાચાર્ય) થયા. તેમણે પોતાના કુલાચાર પ્રમાણે વૈષ્ણવ તીર્થોની અનેક યાત્રાઓ કરી. તેમાં એક સ્થળે તેમણે નમ્માળવારે (ઉર્ફે શઠકોપે) તમિળમાં રચેલી સહસ્રગીતિની કેટલીક કડીઓ સાંભળી એ શ્રવણથી એમને એમનાં સર્વ સ્તવનોની જિજ્ઞાસા જાગી, તેમણે નમ્માળવાર તથા અન્ય સર્વ આળવારોનાં સ્તવન એકત્ર કર્યાં અને તેનો સંગ્રહ તૈયાર કર્યો, જેને 'નાલાયરિ પ્રબન્ધમ' કહે છે. એમાં એકંદરે ચાર હજાર સ્તવનો છે. એના ચાર ખંડ છે, જેમાંનો ચોથો ખંડ માત્ર નમ્માળવારનાં સ્તવનોને લગતો છે. નાથમુનિ આ સ્તવનમાં રહેલા ઊંડા ભક્તિભાવથી પ્રભાવિત થયા. એમણે સંગૃહીત કરેલાં સ્તવનો શ્રીરંગમ વગેરે મંદિરોમાં એમના સમયથી ગવાવા લાગ્યાં.

નાથમુનિ શ્રીરંગમાં રહ્યા. ત્યાં તેમણે 'ન્યાયતત્ત્વ' નામે ગ્રંથ લખ્યો. પોતે આળવારોનું ભક્તિતત્ત્વ ગ્રહણ કર્યું અને વૈષ્ણવ ભક્તિના મતનું પદ્ધતિસર પ્રતિપાદન કર્યું. શ્રીવૈષ્ણવ સંપ્રદાયના એ પ્રથમ આચાર્ય બન્યા. તેઓ પૂર્વ મીમાંસાના કર્મ-મહિમાને માનતા નહિ તેમ વેદાન્તના જ્ઞાન-મહિમાને માનતા નહિ, પરંતુ ઈશ્વરની પ્રપત્તિ(શરણાગતિ)નો મહિમા માનતા હતા. એમાં શ્રીમદ્-ભગવદ્ગીતા તથા પાંચરાત્ર સંહિતાઓની પણ અસર રહેલી છે. આગળ જતાં આ શ્રીવૈષ્ણવ સંપ્રદાયમાં રામાનુજાચાર્ય થયા. નાથમુનિ દસમી સદીમાં થયા.

**શક્તિ-મહિમા**

શૈવ તથા વૈષ્ણવ દર્શનમાં ઈશ્વરની સાથે શક્તિનો મહિમા વધતો ગયો. દેવ-ઉપાસનામાં પણ ઉમા-મહેશ્વર તથા લક્ષ્મી-નારાયણ જેવાં દેવયુગલોની ઉપાસના વ્યાપક બનવા લાગી. શિવના પ્રસંગોમાં પાર્વતી સાથેના વિવાહનો પ્રસંગ લોકપ્રિયતા પામ્યો. એને 'શિવકલ્યાણસુંદરમૂર્તિ' કહે છે. બૌદ્ધ ધર્મમાં તારા દેવીનો મહિમા વધ્યો અને એનાં અનેક વિવિધ સ્વરૂપ વિકસ્યાં. જૈન ધર્મમાં પણ સરસ્વતી, લક્ષ્મી, પદ્માવતી ઇત્યાદિ દેવી-સ્વરૂપોનો મહિમા મનાયો.

દેવીનાં માતૃ–સ્વરૂપોમાં સપ્તમાતૃકાઓ (અથવા અષ્ટમાતૃકાઓ)ની ઉપાસના વ્યાપક બની. એમાં બ્રાહ્મી, માહેશ્વરી, કૌમારી, વૈષ્ણવી, વારાહી, ઐન્દ્રી અને નારસિંહી જેવાં બ્રહ્મા આદિ દેવોની પત્નીઓનાં સ્વરૂપ રહેલાં છે. એમાં કેટલીક વાર એકાદ સ્વરૂપમાં ફેરફાર જોવા મળે છે. એમાં ખાસ કરીને ચામુંડાને સ્થાન આપવામાં આવ્યું છે. આ સપ્તમાતૃકાઓ મૂળમાં ચણ્ડીને મદદ કરવા દેવોએ આપેલ પોતપોતાની શક્તિઓ મનાતી, પરંતુ પછી ચંડીએ એ સ્વરૂપોને પોતાની વિભૂતિઓ તરીકે પોતાનામાં સમાવી દઈને સ્વતંત્ર રીતે શુંભ–નિશુંભનો વધ કર્યો એમ મનાયું. સપ્તમાતૃકાઓની સળંગ પ્રતિમાવલી કરાતી; તેમાં ડાબે છેડે વીરભદ્ર અને જમણે છેડે ગણેશની પ્રતિમા ઉમેરવામાં આવતી. મહિષાસુરમર્દિની એ દુર્ગાનું બહુ લોકપ્રિય સ્વરૂપ છે. એમાં અનેકાનેક દેવોની શક્તિઓનું સંયોજન રહેલું છે. એમાં અસુરનું મહિષસ્વરૂપ તથા દેવીનું વાહન સિંહ નોંધપાત્ર છે. દુર્ગાનાં અષ્ટભુજ, દશભુજ, દ્વાદશભુજ, ષોડશભુજ ઇત્યાદિ અનેકભુજ સ્વરૂપોમાં વિવિધ દેવોનાં આયુધો દેખા દે છે. માર્કંડેય પુરાણમાં આવતી 'સપ્તશતી'માં ચંડી દેવીનું માહાત્મ્ય નિરૂપાયું છે. નવદુર્ગા અને કાલીનાં વિવિધ સ્વરૂપ પણ વ્યાપક બન્યાં.

અંબા એ દેવીનું લોકપ્રિય માતૃસ્વરૂપ છે. જૈન ધર્મની અંબિકામાં એનું આ સ્વરૂપ વધારે સ્પષ્ટ થાય છે.

વળી યોગિનીઓની ઉપાસના પણ વ્યાપક બની. એમની સંખ્યા સામાન્યતઃ ૬૪ મનાતી, પરંતુ તેમનાં નામોની બાબતમાં વિગતભેદ રહેતો.

દેવીનાં ઉપર જણાવેલાં સૌમ્ય તથા ઉગ્ર સ્વરૂપોની પ્રતિમાઓ આ કાલની શિલ્પકૃતિઓમાં ઠેકઠેકાણે જોવા મળે છે, જ્યારે દેવીનાં સ્વતંત્ર મંદિર જૂજ હતાં. એમાં ચિતોડગઢનું કાલિકા માતાનું મંદિર નોંધપાત્ર છે.

## તાંત્રિક સંપ્રદાય

યંત્ર (ગુહ્ય આકૃતિ) તથા મંત્ર (ગુહ્ય પદાવલી) દ્વારા ગૂઢ તત્ત્વોનું જ્ઞાન પ્રસારનાર સાહિત્યને 'તંત્ર' કહે છે. તંત્રગ્રંથો પુરાણો જેવા છે અને તે પોતાને પંચમવેદ ગણાવે છે. એ એવું ધર્મસાહિત્ય છે, જેમાં સહુ જાતિના લોકો—પુરુષો તેમ જ સ્ત્રીઓ પણ—સહુ કોઈ ભાગ લઈ શકતા. વેદની જેમ એમાં અધિકારની મર્યાદાઓ નહોતી. આમાં શિવપાર્વતીની પ્રશ્નોત્તરીરૂપે તત્ત્વોનું નિરૂપણ કરવામાં આવે છે. કેટલાકમાં પાર્વતીના પ્રશ્નના ઉત્તરરૂપે શિવ નિરૂપણ કરે છે, તો કેટલાકમાં

શિવના પ્રશ્નના ઉત્તરરૂપે પાર્વતી નિરૂપણુ કરે છે. પહેલા પ્રકારના તંત્રને 'આગમ' અને બીજા પ્રકારના તંત્રને 'નિગમ' કહે છે.

તંત્રગ્રંથોની રચના છઠ્ઠી સદીમાં શરૂ થઈ લાગે છે.[૧] આ કાલ દરમ્યાન એનો સવિશેષ વિકાસ તથા પ્રસાર થયો. આ ગ્રંથોની સંખ્યા ૬૪ ગણાય છે. એમાં જગતનું સર્જન તથા વિસર્જન, મંત્રો તથા યંત્રો, દેવો, તીર્થો, વર્ણાશ્રમ-ધર્મો, પુરાણકથાઓ, પર્વો ઇત્યાદિ અનેક વિવિધ વિષયોનું નિરૂપણ કરવામાં આવે છે.

તાંત્રિકોના મુખ્ય બે ભેદ છે: કૌલ અને સામયિક. કૌલ મતમાં અવૈદિક વામાચાર છે; સામયિક મત વૈદિક આચારવાળો છે.

અદ્વૈત મતના પ્રવર્તક ગૌડપાદ તંત્રમાં માનતા હતા. તેમના શિષ્ય ગોવિંદાચાર્ય તથા શંકરાચાર્ય પણ સગુણ બ્રહ્મની વ્યાવહારિક ભૂમિકામાં સામયિક મતનું પ્રતિપાદન કરતા. ત્રિકદર્શનના પ્રતિપાદક અભિગુપ્તે 'તંત્રાલોક' ગ્રંથમાં તંત્ર-મતનું વિગતવાર નિરૂપણ કર્યું છે.

આમાં માનવપ્રકૃતિનાં સ્થૂલ સ્પન્દનોથી માંડીને તેના સૂક્ષ્મ તાત્પર્ય સુધીની ક્ષુદ્ર તથા ઉચ્ચ ભૂમિકાઓનું સંયોજન રહેલું છે. એમાં સાધકના ત્રણ ભાવ જણાવ્યા છે—પશુ (પ્રચલિત રહેણીકરણી અનુસરતો સાધક), વીર (તંત્રની દીક્ષા લઈ તેના આચારવિચાર ધરાવતો સાધક) અને દિવ્ય (પાશમુક્ત થઈ દિવ્યભાવ પામેલ સાધક). વેદાચાર, વૈષ્ણવાચાર, શૈવાચાર અને દક્ષિણાચારમાં સામાજિક નીતિનિયમો અનુસાર સર્વ વિહિત ક્રિયાઓ અને વિધિઓ કરવામાં આવે છે અને તે પશુભાવની ભૂમિકા ધરાવે છે. વામાચાર અને સિદ્ધાંતાચારમાં ગુરુ પાસે દીક્ષા લઈ પ્રચલિત આચારવિચારથી વિરુદ્ધ એવી ક્રિયાઓ તથા વિધિઓ વડે ઇષ્ટ દેવની ઉપાસના કરવામાં આવે છે. દીક્ષામંડલમાં દરેક સાધક ભૈરવરૂપ તથા દરેક સાધિકા ભૈરવીરૂપ ગણાય છે. એ બે દૈવી સ્વરૂપોનો સંયોગ સાધવા મદ્ય, મત્સ્ય, માંસ, મુદ્રા,[૨] અને મૈથુન—એ પંચ 'મ'કાર સેવવામાં આવે છે. વામાચાર સાધક આ ક્રિયાઓ રાત્રે ગુપ્ત રીતે કરે છે, જ્યારે સિદ્ધાંતાચાર સાધક સમાજનો ભય રાખ્યા વિના એ યોગ્ય સ્થળે અને સમયે જાહેર રીતે કરે છે. સાધક સર્વવિધ જુગુપ્સાઓ અને સંકુચિતતાઓથી પર બને એ ઇષ્ટ ગણાતું. સર્વોત્કૃષ્ટ ભૂમિકા કૌલાચારની ગણાતી. કૌલાચાર સર્વવિધ દ્વન્દ્વોથી તથા સંપ્રદાયભેદોથી પર રહે છે અને ઇચ્છાનુસાર ગમે તે પ્રકારના આચારમાં વિહરે છે. અંતે એ દિવ્યભાવ પામે છે. ૧૧ મી

૧. બૌદ્ધ તંત્રોમાંનાં કેટલાંક એનાથીય પ્રાચીન છે.

૨. અમુક પ્રકારનું નિષિદ્ધ અન્ન.

સદીમાં લખાયેલ 'કૌલજ્ઞાન નિર્ણય'માં કૌલસાધનના વિવિધ આચારોનું નિરૂપણ કરેલું છે તે પરથી આ કાલના કૌલાચારનો ઠીક ઠીક ખ્યાલ આવે છે.

વૈષ્ણવ, સૌર[1] અને ગાણપત્ય[2] ગુરુઓ, પોતપોતાના સંપ્રદાયના સાધકોને દીક્ષા આપી શકતા, જ્યારે શાક્ત અને શૈવ ગુરુઓ સર્વ સંપ્રદાયોના સાધકોને દીક્ષા દેવાનો અધિકાર ધરાવતા. વામાચાર, સિદ્ધાંતાચાર અને કૌલાચાર કેરલ, ગૌડ, નેપાલ અને કામરૂપમાં સવિશેષ પ્રચલિત હતા.

તાંત્રિક ધર્મમાં મંત્ર, બીજ,[3] યંત્ર, મુદ્રા[4] અને ન્યાસ[5]ને ઇષ્ટ દેવતાની આરાધનાના સાધન તરીકે ઘણું મહત્ત્વ આપવામાં આવે છે. શૈવ આગમો, વૈષ્ણવ સંહિતાઓ તથા શાક્ત તંત્રો પુરુષ(પરમાત્મા)માં રહેલ શક્તિમાંથી સૃષ્ટિનું સર્જન તથા તેની ભેદમય સ્થિતિ થતી હોવાનું માને છે. પ્રલયકાલમાં શક્તિ પરમાત્મામાં તાત્કાલિક લય પામે છે અને અંતે સિદ્ધોના પુરુષાર્થ વડે શાશ્વત લય પામે છે.

પરા વાક્ જે પંચધા શક્તિવાળા શબ્દબ્રહ્મને વ્યક્ત કરે તેને મૂલ મંત્રબીજ કહે છે. એના પ્રથમ અંકુરને 'પશ્યંતી વાક્' કહે છે. પછી તે 'મધ્યમા વાક્'માં પરિણમે છે અને છેવટે 'વૈખરી વાક્' રૂપે વ્યક્ત થાય છે. પરાશક્તિના અપરબિંદુ અને બીજના સમવાયમાંથી નાદ ઉત્પન્ન થાય છે. બીજોની અને મંત્રોની ઉપાસના દ્વારા ઇષ્ટ દેવતાની આકૃતિનો સાક્ષાત્કાર થાય છે. પછી એનો દેહનાં અંગોમાં ન્યાસ કરવામાં આવે છે અને એને મંત્રોમાં રાખી આરાધવામાં આવે છે. જૈન ધર્મ તથા બૌદ્ધ ધર્મમાં પણ આ તાંત્રિક ક્રિયાઓ અપનાવવામાં આવી. યંત્ર ધાતુનાં બનાવાય છે. એમાં શ્રીયંત્ર સહુથી વધુ લોકપ્રિય છે. પૂજા, જપ, ધ્યાન વગેરે વડે ઇષ્ટ દેવની આંતરિક તથા બાહ્ય આરાધના કરવાથી સાધક પરાશક્તિનો સાક્ષાત્કાર પામે છે અને અંતે દિવ્ય સ્વરૂપ પ્રાપ્ત કરે છે.

---

૧. સૂર(સૂર્ય)ના ઉપાસકો.

૨. ગણપતિના ઉપાસકો.

૩. ગૂઢાર્થ અક્ષરો (દા.ત., ઐમ્, હ્રીંમ્, ક્લીમ્ ).

૪. આંગળીઓ અને હાથની વિશિષ્ટ અવસ્થા.

૫. આંગળીઓનાં ટેરવાં અને હથેળી વડે દેહનાં જુદાં જુદાં અંગોમાં દેવતાઓને મૂકવાની ક્રિયા.

## સૌર સંપ્રદાય

આદિત્ય-ભક્ત રાજાઓનો ઉલ્લેખ હવે ભાગ્યે જ આવે છે, પરંતુ પ્રજાજનોમાં સૌર (આદિત્યભક્ત) સંપ્રદાય હજી પ્રચલિત હતો એવું શંકરાચાર્યના ચરિતમાંથી જાણવા મળે છે. એમાં અનન્તશયન(ત્રિવેન્દ્રમ)થી થોડે દૂર આવેલા સુબ્રહ્મણ્ય નામે સ્થળે શંકરાચાર્યે સૌર મતના પ્રતિપાદક દિવાકર સાથે વાદવિવાદ કર્યાનો ઉલ્લેખ આવે છે. આદિત્યભક્તો રક્ત ચંદનનું પૂર્ણવર્તુલાકાર તિલક કરતા અને રક્ત કુસુમોની માલા ધારણ કરતા. તેઓ બ્રહ્મા, વિષ્ણુ ને રુદ્રને સૃષ્ટિના આદિકારણ સૂર્યમાંથી ઉત્પન્ન થયેલા માનતા. આદિત્યભક્તોના છ પ્રકાર હતા: ૧. બ્રહ્માત્મક સૃષ્ટિકારણરૂપ ઉદયમંડલના ઉપાસકો, ૨. ઈશ્વરાત્મક લયકરણરૂપ ગગનમધ્યવર્તી સૂર્યના ઉપાસકો, ૩. વિષ્ણ્વાત્મક પરિપાલનકારણરૂપ અસ્તકાલીન બિંબના ઉપાસકો, ૪. ત્રિમૂર્ત્યાત્મક ત્રિકાલમંડલના ઉપાસકો, ૫. મંડલનું દર્શન તથા પૂજન કરવાનું વ્રત પાળનાર બિંબમધ્યવર્તી સૂર્યસ્વરૂપના ઉપાસકો, અને ૬. દેહ પર તપ્ત લોહ વડે મંડલનાં ચિહ્ન કરી આદિત્યનું પ્રતિક્ષણ ધ્યાન ધરનાર ઉપાસકો.

આ કાલમાં કેટલાંય સૂર્યમંદિર બંધાયાં અને અનેક સૂર્યપ્રતિમાઓ કંડારાઈ. એલોરાનાં શૈલગૃહોમાં સૂર્યની પ્રતિમાઓ જોવા મળે છે. ગુજરાતમાં ભરૂચ જિલ્લામાં જયાદિત્યનું મંદિર હતું. સૌરાષ્ટ્રમાં તરુણાદિત્યનું મંદિર હતું. સૌરાષ્ટ્રમાં વિસાવાડા, સુત્રાપાડા, થાન, કિંદરખેડા ઇત્યાદિ સ્થળોએ પ્રાચીન સૂર્યમંદિરો છે, જે આ કાલમાં બંધાયાં લાગે છે. રાજસ્થાન, પંજાબ અને ઉત્તરપ્રદેશમાં પણ આ કાલનાં કેટલાંક સૂર્યમંદિર આવેલાં છે, એમાં ઓસિયા(રાજસ્થાન)નું સૂર્યમંદિર નોંધપાત્ર છે. મુલતાન(મૂલસ્થાન)ના સુપ્રસિદ્ધ સૂર્યમંદિરનો મહિમા ચાલુ હતો. કાશ્મીરમાં માર્તંડ મંદિર બંધાયું. ખજુરાહોમાં પણ એક સૂર્યમંદિર બંધાયું હતું. સૂર્યપૂજાનો પ્રસાર બંગાળ અને ઓરિસામાં પણ થયો હતો. ઉત્તર ભારતમાં શકદ્વીપના મગ લોકોની વસ્તી હતી અને સૂર્યની પ્રતિમાના વિધાનમાં સૂર્યના ઈરાની સ્વરૂપની અસર પ્રવર્તતી.

સંયુક્ત દેવસ્વરૂપોમાં બ્રહ્મા, વિષ્ણુ અને મહેશની ત્રિમૂર્તિ ઉપરાંત સૂર્યને પણ સ્થાન આપવામાં આવતું. કેટલીક ત્રિમૂર્તિઓમાં વિષ્ણુને સ્થાને સૂર્યનારાયણનું સ્વરૂપ રખાતું. નવ ગ્રહોના શિલ્પપટ્ટમાં ગ્રહપતિ તરીકે સૂર્ય અગ્રિમ સ્થાન ધરાવે છે.

ઇતર દેવદેવીઓમાં ગણેશ, કાર્ત્તિકેય, ગંગા, યમુના, દિક્પાલો, નવ ગ્રહો ઇત્યાદિનો સમાવેશ થતો. તેમનાં સ્તવનો તેમ જ તેમની પ્રતિમાઓ મળે છે.

## સાંપ્રદાયિક ભેદ અને સમન્વય

પુરાણોક્ત ધર્મસંપ્રદાયોમાં એક બાજુ સાંપ્રદાયિક ભેદ વધતો ગયો. શૈવ અને વૈષ્ણવ તેમ જ શક્તિ અને સૌર સંપ્રદાયના અનુયાયીઓ પોતપોતાના ઇષ્ટ દેવતાને સર્વોત્કૃષ્ટ માનતા અને એમની પરમ ઉપાસનાનો મહિમા માનતા. બીજી બાજુ એ સંપ્રદાયોના અનુયાયીઓ સાથે વસતા અને પોતપોતાના ઇષ્ટ દેવતાનાં દેવાલય પાસે પાસે બંધાવતા. શિવ–શક્તિ, હરિ–હર,[1] સૂર્ય–નારાયણ, હરિ–હર–પિતામહ[2], હરિ-હર-પિતામહ-અર્કનાં[3] સંયુક્ત સ્વરૂપ યોજાયાં. જીર્ણ દેવાલયોમાં ક્યારેક ઉપાસ્ય દેવ બદલાતા. આથી કેટલાંક પ્રાચીન સૂર્યમંદિરોનું સમય જતાં શિવાલયો કે વિષ્ણુમંદિરોમાં પરિવર્તન થયેલું માલૂમ પડે છે. ઘણાં દેવાલયોમાં મુખ્ય દેવની આસપાસ બીજાં અનેક દેવદેવીઓ ગૌણ સ્વરૂપે સંયોજાતાં. આ કાલ દરમ્યાન શિવ, શક્તિ, વિષ્ણુ, સૂર્ય અને ગણેશ એ પંચાયતનની પૂજા પ્રચલિત બની. આમ સાંપ્રદાયિક ભેદભાવની સાથે સમન્વય પણ સધાયો.

## બૌદ્ધ ધર્મ

બૌદ્ધ ધર્મ ભારતના ઘણા પ્રદેશોમાં હવે લુપ્ત થતો ગયો. કુમારિલ ભટ્ટ અને શંકરાચાર્યે એના હ્રાસમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો જણાય છે. બૌદ્ધ ધર્મમાં વધી પડેલા તાંત્રિક તત્ત્વે પણ એનો આંતરિક લય આણ્યો લાગે છે.

પાલ વંશના રાજાઓ બૌદ્ધ ધર્મના અનુયાયી હતા અને એમના આશ્રયે તે ધર્મ બંગાળ–બિહારમાં લાંબો વખત ફાલ્યોફૂલ્યો. પાલ વંશના સ્થાપક રાજા ગોપાલે નાલંદા મહાવિહારનો જીર્ણોદ્ધાર કર્યો અને પોતાના રાજ્યમાં કેટલાક નવા વિહાર બંધાવ્યા. એના સમયમાં કાશ્મીરમાં બૌદ્ધ ધર્મ સારી હાલતમાં હતો. ગોપાલના રાજ્યકાલમાં એક ઉપાસકે ઉત્તુંગ ઓદન્તપુરી વિહાર બાંધ્યો, જે તિબેટમાં બંધાયેલ પ્રથમ વિહારનો નમૂનો બન્યો. બૌદ્ધ આચાર્ય શાન્તરક્ષિતે ધર્મકીર્તિના 'વાદન્યાય' પર વૃત્તિ લખી અને 'તત્ત્વસંગ્રહ' નામે દળદાર ગ્રંથ તૈયાર કર્યો, જેમાં અનેક અન્ય મતોનું ખંડન કર્યું છે. તિબેટના રાજાના આમંત્રણથી તે તિબેટ ગયા અને ત્યાં ઈ.સ. ૭૬૨ સુધી રહ્યા. એ નાલંદાના પ્રસિદ્ધ આચાર્ય હતા અને દાર્શનિક તથા વાદી (વાદવિશારદ) તરીકે વિખ્યાત છે.

---

૧. વિષ્ણુ–શિવ

૨. બ્રહ્મા.

૩. સૂર્ય

રાજા ધર્મપાલ 'પ્રજ્ઞાપારમિતાસૂત્ર'નો પ્રશંસક હતો. તેના ગુરુ હરિભદ્રે એ ગ્રંથ પર વૃત્તિ લખી અને યોગાચાર મતનું પ્રતિપાદન કર્યું. એના અભ્યાસ માટે ધર્મપાલે ૫૦ જેટલા વિહાર બંધાવ્યા અને વિક્રમશીલ વિહારમાં પણ એના અધ્યયનને પ્રોત્સાહન આપ્યું. હરિભદ્રના શિષ્ય બુદ્ધજ્ઞાનપાદના ઉપદેશથી ધર્મપાલે 'ગુહ્યસમાજ'ના અધ્યયનને પણ પ્રોત્સાહન આપ્યું. ધર્મપાલે મગધમાં ગંગા પાસે પર્વતના શિખર પર વિક્રમશીલ વિહાર સ્થાપ્યો અને એની આસપાસ અનેક કુટીઓ બંધાવી. ત્યાં ૧૦૮ પંડિતો રહેતા અને વ્યાકરણ, દર્શન, ન્યાય, તંત્ર ઇત્યાદિ વિષયોનું શિક્ષણ આપતા. આ મહાવિહારની સ્થાપના આચાર્ય બુદ્ધજ્ઞાનપાદને હસ્તે થઈ હતી. તેના વજ્રાચાર્યપદે તેઓ રહ્યા. તાંત્રિક ક્રિયાઓ માટે ત્યાં ૫૩ કુટીઓ કરી હતી. વિક્રમશીલ વિહાર નાલંદા મહાવિહારની જેમ ઉચ્ચ શિક્ષણ આપતા મહાન વિદ્યાપીઠમાં વિકસ્યો. ત્યાં ભિક્ષુ-છાત્રોને પદવી આપવામાં આવતી ને પાલવંશી રાજાઓ એ પદવીના અર્પણમાં સક્રિય રસ લેતા.

સિંધુ દેશના હીનયાનિક ભિક્ષુઓએ શરૂઆતમાં વિક્રમશીલ વિહારમાં ઉપદ્રવ કર્યો. આમ હીનયાનની પ્રવૃત્તિઓને સજીવન કરવાનો પ્રયત્ન આટલા મોડા સમય સુધી ચાલુ રહ્યો.

રાજા દેવપાલે ત્રૈકૂટક ચૈત્યનો જીર્ણોદ્ધાર કર્યો. સિંધુ દેશના જ્ઞાન-શ્રીમિત્ર તંત્રયાનિક થઈ વિક્રમશીલ વિહારના દ્વાર-પંડિત બન્યા. સુવર્ણદ્વીપના શૈલેન્દ્ર રાજા બાલપુત્રદેવે દેવપાલને વિનંતી કરી નાલંદા વિહારને પાંચ ગામોનું દાન દીધું.

પછીના રાજાઓના સમયમાં અહીંના કેટલાક બૌદ્ધ પંડિતો તિબેટ જતા અને ત્યાં બૌદ્ધ ગ્રંથોનો અનુવાદ કરતા. એમાં કેટલાક તાંત્રિક હતા, જેમાંના તિલોપા એક મહાસિદ્ધ ગણાય છે. એમના શિષ્યસંપ્રદાયે મગધમાં તાંત્રિક મતનો બહોળો પ્રચાર કર્યો.

દસમી સદીમાં વિક્રમશીલ વિહારનો વિદ્યાપીઠ તરીકે ભારે વિકાસ થયો. એનાં ચાર દ્વાર પાસે ચાર દ્વાર-પંડિત રહેતા અને બે મહાસ્તંભ દ્વાર-પંડિત રહેતા. તેઓ વિદ્યાપીઠના પ્રવેશાર્થીઓની પરીક્ષા લઈ અધિકારીને પ્રવેશ આપતા તેમ જ અન્ય મતોના પ્રતિપાદકો સાથે વાદવિવાદ કરતા.

મહાપાલ (મહીપાલ) સ્થવિરવાદની હિમાયત કરતો. આ મતના અનુયાયીઓ સિંધુદેશ (સિંધ) અને સિંહલદેશ(સિલોન-શ્રીલંકા)માં હતા. ઓદન્તપુરી વિહારમાં આ મતના અનુયાયીઓ મોટી સંખ્યામાં રહેતા. આ રાજાએ નાલંદા વિહાર અને ત્રૈકૂટક વિહારનો વિસ્તાર કર્યો. આચાર્ય જેતારિ એમાંના એક સિદ્ધ વિદ્વાન હતા. વિક્રમશીલ વિહારમાં તે પ્રવચન કરતા અને વૃત્તિઓ લખતા. વળી તેમણે તર્ક વિશે ત્રણ ગ્રંથ લખ્યા છે.

ધર્મકીર્તિ(૭મી સદી)ના સમયમાં બૌદ્ધ ધર્મમાં તાન્ત્રિક મત ઠીક ઠીક પ્રચલિત થયેલો હતો. આ મતનો સવિશેષ પ્રસાર નાલંદામાં તથા ઉદ્યાનમાં[1] હતો. બૌદ્ધ ધર્મના મૂળ ગ્રંથોમાં મંત્રોનો મહિમા નજીવો હતો. આગળ જતાં યોગાચાર મતમાં ગૂઢ ક્રિયાઓનો મહિમા સ્થપાયો. દરમ્યાન મહાયાન સૂત્રોમાં ધારણીનો સમાવેશ થયો હતો. ધારણીના મંત્રો અનિષ્ટહારક ગણાતા. સમય જતાં ધારણીના પઠનનો મહિમા વધતો ગયો અને સંખ્યાબંધ ધારણીઓ રચાતી ગઈ. ધારણીના જપ વડે ભૂતપ્રેતાદિના ઉપદ્રવનું નિવારણ તો થાય, પરંતુ સુખશાંતિ, ઇષ્ટ પુનર્જન્મ, બોધિ અને નિર્વાણનીય પ્રાપ્તિ થઈ શકે એવું મનાયું. આ જપ કરતાં પહેલાં અને કર્યા પછી બુદ્ધો બોધિસત્ત્વો ઇત્યાદિની વિધિસર પૂજા કરવામાં આવતી. ધારણીને ભૂર્જપત્ર પર લખી તાવીજ તરીકે ધારણ કરવામાં આવતી. ધારણીઓમાં શરૂઆતમાં બોધિસત્ત્વ અવલોકિતેશ્વરની સ્તુતિ કરવામાં આવતી. આગળ "ઓમ્ મણિપદ્મે હુમ્" મંત્રને તેમનું હૃદય માની તેનો મહિમા કરવામાં આવ્યો. પછી બોધિસત્ત્વ મંજુશ્રી અને દેવી તારાનીયે આરાધના થવા લાગી. તારાનાં અનેક વિવિધ સ્વરૂપ વર્ણવાયાં. મહાપ્રત્યંગિરા ધારણીમાં તારાની સર્વોચ્ચ દેવતા તરીકે સ્તુતિ કરી છે. સર્વજ્ઞ-મિત્ર(૮મી સદી)નું સ્રગ્ધરા સ્તોત્ર'[2] સર્વદુઃખહર્ત્રી તરીકે તારાની સ્તુતિ કરે છે. સાતમી સદીથી તારા(પ્રજ્ઞા કે પ્રજ્ઞા-પારમિતિ)નાં સંખ્યાબંધ સ્તોત્ર રચાયાં, જેમાં તેને મૈત્રી અને કરુણાસ્વરૂપ અવલોકિતેશ્વરની શાક્ત અને બુદ્ધોની જનની તરીકે સ્તુતિ કરી છે. આમ તારા તાંત્રિક શાક્ત સંપ્રદાયની શક્તિને સમાન સ્થાન ધરાવે છે. આગળ જતાં તારાને બુદ્ધની શક્તિ માનવામાં આવી અને એ બેને આદિબુદ્ધમાંથી ઉત્પન્ન થયેલ સર્જક તત્ત્વ ગણવામાં આવ્યું.

પાંચમી-છઠ્ઠી સદીમાં 'મંજુશ્રીમૂલકલ્પ' અને 'ગુહ્ય સમાજ' નામે તાંત્રિક ગ્રંથ લખાયા હતા. મંજુશ્રીમૂલકલ્પમાં અનેકાનેક મુદ્રાઓ, મંડલો, મંત્રો, ક્રિયાઓ અને ચર્યાઓનું નિરૂપણ કર્યું છે, જયારે ગુહ્યસમાજમાં યોગ, અનુત્તરયોગ, તથાગત-ગુહ્ય અર્થાત્ વજ્રનું નિરૂપણ આવે છે. વજ્ર એ પરમ સત્ય છે, ચિન્તામણિ છે, એ રાગદ્વેષના દ્વન્દ્વથી પર છે. રાગ દ્વેષ અને મોહ તેમ જ વજ્ર અને સમય (સિદ્ધાંત) એ બંને પરમ તત્ત્વનાં જ પાસાં છે. બોધિસત્ત્વ સંસાર સામે મન, વાણી અને કાયા વડે વજ્રરૂપ બને છે ત્યારે તે વજ્ર અને વિશ્વના અદ્વૈત દ્વારા એકતાનો સાક્ષાત્કાર થાય છે, જેને બોધિચિત્ત (અથવા ચિત્ત-વજ્ર) કહે છે.

૧. સિંધુ નદીની પશ્ચિમે આવેલ પ્રદેશ.
૨. સ્રગ્ધરા=વજ્રમાલા ધારણ કરતી તારા.

વજ્રાચાર્યોમાંના કેટલાક શૂન્યતાવાળા માધ્યમિક મતને માનતા, તો કેટલાક વિજ્ઞાનવાળા યોગાચાર મત સ્વીકારતા. તાન્ત્રિકો મુદ્રા, મંડલ અને મંત્રની મદદથી યોગસાધના અને હઠયોગનો પણ આશ્રય લેતા. 'ગુહ્યસમાજ' જેવા આરંભિક ગ્રંથોમાં માંસ, મૈથુન અને મુદ્રાનો ઉલ્લેખ આવે છે, પરંતુ મદ્ય અને મત્સ્યનો ઉલ્લેખ આવતો નથી. આગળ જતાં પાંચેય પ્રકાર અપનાવવામાં આવ્યા. આચાર્ય પદ્મવજ્રે 'ગુહ્યસિદ્ધિ'માં વજ્રયાનનું વિશેષ નિરૂપણ કર્યું. અનંગવજ્રે 'પ્રજ્ઞોપાય-વિનિશ્ચય-સિદ્ધિ'માં પ્રજ્ઞા અને ઉપાય (કરુણા)ના યોગ વડે તથા ગુરુ-ઉપદેશ દ્વારા મુદ્રાઓ અને મંત્રો વડે સિદ્ધિ મેળવવાનો માર્ગ દર્શાવ્યો. ઇન્દ્રભૂતિએ 'જ્ઞાનસિદ્ધિ'માં મુદ્રા, મંડલ, જપ અને મંત્ર કરતાં ગુરુનો વિશેષ મહિમા હોવાનું પ્રતિપાદિત કર્યું. લક્ષ્મીંકરાએ 'અદ્વયસિદ્ધિ'માં લગભગ એનું જ પ્રતિપાદન કર્યું છે. આચાર્ય લીલાવજ્ર રાજા દેવપાલના સમયમાં થયા; તેમણે કેટલાક તંત્રગ્રંથ લખ્યા છે. ઉદ્યાન અને નાલંદાના વજ્રયાનનો પ્રસાર વિક્રમશીલ વિહારમાં પણ થયો.

આ કાલના બૌદ્ધ વિહારો અને ચૈત્યગૃહોના કેટલાક અવશેષ મળે છે. બૌદ્ધ શિલ્પકૃતિઓના સંખ્યાબંધ નમૂના મળ્યા છે. એમાં ગૌતમબુદ્ધના મુખ્ય જીવન-પ્રસંગો (જન્મ, બોધિ, ધર્મચક્રપ્રવર્તન અને પરિનિર્વાણ) ઉપરાંત ચમત્કારિક પ્રસંગો લોકપ્રિય થયા છે.[1] પૂર્વ ભારતની ધર્મચક્રમુદ્રા કરતાં ભૂસ્પર્શમુદ્રા વિશેષ પ્રચલિત થઈ. ગૌતમબુદ્ધના ધ્યાનિ-બોધિસત્ત્વ તરીકે પદ્મપાણિ-અવલોકિતેશ્વર-ની ઉપાસના ઘણી વ્યાપક બની. એમનાં અનેકાનેક સામાન્ય તથા વિશિષ્ટ સ્વરૂપ વિકસ્યાં, જેમાં કેટલાંક સૌમ્ય અને કેટલાંક રૌદ્ર છે. બોધિસત્ત્વ મંજુશ્રીનાં પણ અનેક વિવિધ સ્વરૂપ જોવા મળે છે.

હયગ્રીવ એ વિષ્ણુના હયગ્રીવ સ્વરૂપ સાથે સામ્ય ધરાવે છે. નૃત્ય કરતા હેરુકનું ભીષણ સ્વરૂપ તથા યમારિનું સ્વરૂપ શિવનાં ઉગ્ર સ્વરૂપોનું સ્મરણ કરાવે છે. જમ્ભલ એ કુબેરનું બૌદ્ધ સ્વરૂપ છે. ગણપતિને અપરાજિતા અને પર્ણશવરી જેવી બૌદ્ધ દેવીઓ પોતાના પગ નીચે કચડે છે.

દેવી તારાનું તો વિપુલ સ્વરૂપ–વૈવિધ્ય વિકસ્યું છે. તેમાં શ્યામ તારાનું સ્વરૂપ સહુથી વધુ પ્રચલિત છે. એ ધ્યાનિબુદ્ધ અમોઘસિદ્ધનું સ્વરૂપ ગણાય છે. વજ્રતારા પાંચ ધ્યાનિબુદ્ધોનું સંયુક્ત સ્વરૂપ છે. વસુધારા જમ્ભલની પત્ની છે.

---

૧. ભગવાન બુદ્ધની સ્થાનક તથા આસન પ્રતિમામાં પ્રભાવલીમાં આ પ્રસંગ રજૂ કરવામાં આવતા.

નૈરાત્મા કાલી સાથે સામ્ય ધરાવે છે. પર્ણશવરીને ત્રણ મુખ અને છ ભુજ હોય છે. પ્રજ્ઞાપારમિતા એ નાગાર્જુને તૈયાર કરેલ 'પ્રજ્ઞાપારમિતા' ગ્રંથનું દૈવી સ્વરૂપ છે. એના એક હાથમાં એ ગ્રંથ અને બીજા હાથમાં વ્યાખ્યાન મુદ્રા હોય છે. વૈરોચન બુદ્ધને લગતી મારીચીની પૂર્વ ભારત તથા ઉત્તર ભારતમાં અનેક પ્રતિમાઓ મળે છે. મહાયાન-વજ્રયાનમાં સાધકોની જરૂરિયાત પ્રમાણે અનેક નવાં-નવાં સ્વરૂપોની પ્રતિમાઓ ઘડાઈ. એમાં કેટલાંક સ્વરૂપ શૈવ, વૈષ્ણવ ઇત્યાદિ સંપ્રદાયોમાંથી અપનાવેલાં છે, તો કેટલાંક સ્વરૂપોમાં શિવ, વિષ્ણુ, શક્તિ, ગણપતિ ઇત્યાદિ દેવદેવીઓના પરાભવ કરતાં બૌદ્ધ દેવદેવીઓ દર્શાવવામાં આવ્યાં છે. સાંપ્રદાયિક સ્પર્ધા તેમ જ તાંત્રિક માન્યતાઓ આ રીતે આ કાલનાં બૌદ્ધ દેવ-દેવીઓનાં સ્વરૂપોમાં ઠીક ઠીક પ્રતિબિંબિત થાય છે.

### જૈન ધર્મ

બિહારની જેમ બંગાળમાં પણ હવે જૈન ધર્મનો હ્રાસ થયો. ઉત્તર ભારતમાં હવે ખાસ કરીને રાજસ્થાનમાં અને ગુજરાતમાં જૈન ધર્મનો અભ્યુદય થયો. રાજસ્થાનમાં હરિભદ્રસૂરિએ પ્રાકૃત આગમગ્રંથો પર સંસ્કૃત વૃત્તિ લખવાની પહેલ કરી, ન્યાય તથા યોગને વિશે કેટલાક મહત્ત્વના ગ્રંથ લખ્યા, જૈન દર્શનનો મહિમા દર્શાવ્યો, જૈન ધર્મની મહત્તા દર્શાવતી કથાઓ રચી તેમ જ અનેક પ્રકરણગ્રંથ લખ્યા. તેઓ લગભગ ઈ.સ. ૭૦૦-૭૭૦માં થયા.

શક ૭૦૦(ઈ.સ. ૭૭૯)માં જાબાલિપુર (જાલોર)માં ઉદ્દ્યોતનસૂરિએ 'કુવલયમાલા' રચી. તે સમયે ત્યાં પ્રતીહાર રાજા વત્સરાજનું શાસન પ્રવર્તતું. શક ૭૦૫(ઈ.સ. ૭૮૩)માં દિગંબર જિનસેનસૂરિએ વઢવાણ(સૌરાષ્ટ્ર)માં 'હરિવંશપુરાણ' નામે મહાકાવ્ય રચ્યું, જેમાં તીર્થંકર અરિષ્ટનેમિ અને કૃષ્ણ વાસુદેવના પૂર્વજ હરિના વંશનું જૈન અનુશ્રુતિ અનુસાર નિરૂપણ કર્યું છે. વલભીનો નાશ થવાની તૈયારી હતી ત્યારે ત્યાંથી મહત્ત્વની જૈન પ્રતિમાઓને સલામત સ્થળોએ ખસેડવામાં આવી અને ત્યાંના સંખ્યાબંધ શ્રાવકોએ મોઢેરામાં સ્થળાંતર કર્યું (ઈ.સ. ૭૮૮).

ગુજરાતમાં અણહિલવાડના ચાવડા વંશના રાજ્યમાં જૈન સાધુઓ તથા શ્રાવકોને પ્રોત્સાહન મળ્યું. વનરાજે શીલગુણસૂરિનું બહુમાન કર્યું અને અણહિલવાડમાં પંચાસરા પાર્શ્વનાથની પ્રતિમા પધરાવી, શ્રીમાળથી આવેલ એક પોરવાડ શ્રાવકને અણહિલવાડમાં તેડાવી તેના પુત્રને દંડનાયક નીમ્યો. આ રાજ્યના મહામાત્યો પ્રાયઃ જૈન હતા. રાજાઓ અને અધિકારીઓનો આશ્રય

મળતાં જૈન ધર્મના અભ્યુદયને વેગ મળતો. વણિકો અનુયાયી બનતાં એ પણ આ ધર્મને પ્રોત્સાહન આપતા.

બપ્પભટ્ટિસૂરિ જેમણે વિ.સં. ૮૦૭(ઈ.સ. ૭૫૦)માં મોઢેરામાં સિદ્ધસેનસૂરિ પાસે દીક્ષા લીધેલી, તેમણે કનોજના પ્રતીહાર રાજા આમ ઉર્ફે નાગાવલોક(નાગભટ બીજા)ને જૈન ધર્મનો ઉપદેશ આપ્યો. એ રાજાએ કનોજમાં ઉત્તુંગ જિનાલય બંધાવ્યું, અને ગોપગિરિ (ગ્વાલિયર) પર ઊંચી જિનપ્રતિમા સ્થાપી. બપ્પભટ્ટિસૂરિએ ગૌડદેશ જઈ ત્યાંના રાજા અને કનોજના રાજા આમ વચ્ચે મૈત્રી કરાવી અને ત્યાંના બૌદ્ધવાદીને જીતી 'વાદિકુંજરકેસરી' તરીકે ખ્યાતિ મેળવી. રાજા આમે મથુરા, અણહિલવાડ, મોઢેરા આદિ અન્ય નગરોમાં જિનાલય કરાવ્યાં અને શત્રુંજય તથા ગિરનારની તીર્થયાત્રા કરી. ઉજ્જયંત (ગિરનાર) તીર્થના અધિકાર માટે શ્વેતાંબરો અને દિગંબરો વચ્ચે ઝઘડો ચાલતો હતો. બપ્પભટ્ટિસૂરિના પ્રભાવથી તે તીર્થ શ્વેતાંબરોનું જાહેર થયું. રાજા આમના પૌત્ર ભોજદેવે પણ ગોવિંદસૂરિ તથા નન્નસૂરિના ઉપદેશથી જૈન ધર્મની પ્રભાવના કરી.

શીલાચાર્ય વિમલમતિએ જૈન અનુશ્રુતિના ચોપન મહાપુરુષોનું ચરિત રચ્યું (ઈ.સ. ૮૬૯). શીલાંક કોટાચચાર્યે 'વિશેષાવશ્યકભાષ્ય' પર વૃત્તિ લખી. શીલાંક શીલાચાર્યે આચારાંગ નથા સૂત્રકૃતાંગ પર સંસ્કૃત ટીકા લખી. સં. ૯૬૨(ઈ.સ ૯૦૫)માં સિદ્ધર્ષિએ ભિલ્લમાલ(શ્રીમાલ)માં સંસ્કૃતમાં 'ઉપમિતિભવપ્રપંચકથા' રચી. પ્રતીહાર રાજા વિનાયકપાલના સમયમાં દિગંબર આચાર્ય હરિષેણે વઢવાણમાં 'બૃહત્કથાકોશ' તૈયાર કર્યો (ઈ.સ ૯૩૧).

દક્ષિણ ગુજરાતના રાષ્ટ્રકૂટ રાજા સુવર્ણવર્ષ કર્કરાજે નવસારીમાં આવેલ જિનાલયને ભૂમિદાન દીધું (ઈ.સ. ૮૨૧).

દસમી સદીના આરંભમાં ઉદ્દ્યોતનસૂરિના ૮૪ શિષ્યોમાં ૮૪ ગચ્છ થયા. તર્કપંચાનન પ્રદ્યુમ્નસૂરિએ દિગંબરો પર વાદમાં વિજય મેળવ્યો અને સપાદલક્ષ વગેરે દેશોના રાજાઓને જૈન ધર્મનો ઉપદેશ દીધો. તેમના શિષ્ય અભયદેવસૂરિએ 'સન્મતિતર્ક' પર વિદ્વત્તાપૂર્ણ ટીકા લખી. અભયદેવસૂરિના શિષ્ય ધનેશ્વરસૂરિ માલવરાજ મુંજના ગુરુ હતા.

દખ્ખણમાં જૈન ધર્મનો સર્વોત્કૃષ્ટ અભ્યુદય થયો. ત્યાંની લગભગ ત્રીજા ભાગની વસ્તી જૈન ધર્મને અનુસરતી. ત્યાંના ઘણા રાજવંશ પણ આ ધર્મને પ્રોત્સાહન આપતા. રાષ્ટ્રકૂટ વંશમાં અમોઘવર્ષ ૧લો જૈન ધર્મ તરફ વિશેષ વલણ ધરાવતો. એના સમયમાં જિનસેનસૂરિએ 'પાર્શ્વાભ્યુદય કાવ્ય' તથા 'આદિપુરાણ'ની

રચના કરી. તેમના શિષ્ય ગુણભદ્રે 'ઉત્તરપુરાણ' રચ્યું. અમોઘવર્ષે ગુણભદ્રને પોતાના પુત્ર કૃષ્ણના ગુરુ નીમ્યા અને પોતે જૈન ધર્મની દીક્ષા લીધી. સોમદેવે 'યશસ્તિલકચમ્પૂ' રચી.

પમ્પ, પોન્ન અને રન્ન નામે જૈન કવિઓએ કન્નડ ભાષામાં તીર્થંકરોના ચરિતને લગતાં પુરાણ રચ્યાં. એમાંના રન્નને ચાલુક્ય રાજા તૈલપ બીજાએ 'કવિ-ચક્રવર્તી'નું બિરુદ આપ્યું.

કદમ્બ વંશના કેટલાક રાજા જૈન ધર્મને પ્રોત્સાહન આપતા. વેંગીના ચાલુક્યો પરમ માહેશ્વર હતા. છતાં તેમાંના કેટલાક જૈન ધર્મને ઉત્તેજન આપતા અને તેમના કેટલાક સંબંધીઓ, અધિકારીઓ તથા સામંતો પણ એ ધર્મને પ્રોત્સાહન આપતા. વિજયાનગરમ પાસેના રામતીર્થમ ગિરિ પર જૈન ધર્મનું તીર્થધામ હતું.

ગંગ વંશના રાજાઓ જૈન ધર્મના પ્રભાવક હતા. મારસિંહ અજિતસેનને ગુરુ માનતો, જૈન વિદ્વાનોને આદર આપતો, અનેક સ્થળોએ જૈન બસદિ(વસતિ)ઓ અને માનસ્તંભો કરાવતો અને રાજ્યાસન તજ્યા બાદ સંલેખણા કરી કાલધર્મ પામ્યો. તેનો મંત્રી ચામુંડરાય પરમ આર્હત હતો. એણે કન્નડ સંતકવિ રન્નને પ્રોત્સાહન આપ્યું, શ્રવણ બેલગોળામાં એક બસદિ અને ગોમ્મટેશ્વરની ઉત્તુંગ પ્રતિમા કરાવી અને જૈન ધર્મને લગતાં અનેક દાન દીધાં.

તમિળનાડમાં શૈવ નાયનમનારોના પ્રભાવને લઈને જૈન ધર્મનો હ્રાસ થયો. વૈષ્ણવ આળવારો તથા આચાર્યોના પ્રભાવે પણ તેમાં વધારો કર્યો. આથી જૈનો પલ્લવ અને પાંડય રાજ્ય તજી ગંગ રાજ્ય જેવાં રાજ્યોમાં ગયા. જૈનોએ હવે બ્રાહ્મણ ધર્મની રીતરસમો અપનાવી હતી, જ્યારે શૈવો અને વૈષ્ણવો પોતાના ધર્મના વ્યાપક પ્રસાર માટે જૈનોની રીતરસમો અપનાવતા.

આ કાલ દરમ્યાન જૈન કવિઓએ વિદ્યા અને સાહિત્યનાં વિવિધ ક્ષેત્રોમાં નોંધપાત્ર ફાળો આપ્યો. એમાંની કેટલીક કૃતિઓ જૈન ધર્મને લગતી છે. હરિભદ્ર-સૂરિ, જિનસેન, ઉદ્દ્યોતનસૂરિ, હરિષેણ, જિનસેન–ગુણભદ્ર, ધનપાલ, સોમદેવ ઇત્યાદિ કવિઓએ પ્રાકૃત અને/અથવા સંસ્કૃતમાં સુંદર રચનાઓ કરી. અપભ્રંશ ભાષામાં કેટલાક જૈન કવિઓએ તીર્થંકરો આદિ મહાપુરુષોને લગતાં પુરાણો તથા ચરિતો રચ્યાં. દા.ત., સ્વયંભૂએ 'પઉમચરિઉ'[1] અને 'હરિવંશ પુરાણ'ની

૧. પદ્મ(રામ)નું ચરિત.

તથા કવિ પુષ્પદંતે 'મહાપુરાણ'[1], 'જસહરચરિઉ' અને 'ણાયકુમારચરિઉ'ની રચના કરી.[2] પુષ્પદંતે રાષ્ટ્રકૂટ રાજા કૃષ્ણ ૩જાના સમયમાં માન્યખેટમાં નિવાસ કર્યો હતો. અમોઘવર્ષ નૃપતુંગના સમકાલીન કવિ ગુણવર્માએ નવમી સદીમાં કન્નડ ભાષામાં 'નેમિનાથ પુરાણ' ('હરિવંશ') રચ્યું. દસમી સદીમાં કવિ પમ્પે 'આદિપુરાણ'[3] અને 'પમ્પ-ભારત', પોન્ને 'શાન્તિપુરાણ', રન્ને 'અજિત-પુરાણ' અને મંત્રી ચામુંડરાયે 'ચામુંડરાયપુરાણ'[4] ની રચના કરી.

જૈન ધર્મમાં હવે તીર્થંકર-ઉપાસના, મૂર્તિપૂજા, ચૈત્ય-રચના ઇત્યાદિ રૂપે ભક્તિતત્ત્વ વ્યાપક થયું હતું, પરંતુ સમકાલીન તાંત્રિક તત્ત્વથી આ ધર્મ ઘણે અંશે અલિપ્ત રહ્યો. જૈન ધર્મે અહિંસાદિ વ્રતો પર ઘણો ભાર મૂકેલો છે, છતાં સાધુઓ અને શ્રાવકો (ગૃહસ્થો) માટે તે વ્રતોના પાલન અંગે વિવેક રાખવામાં આવતો. અમાત્યો અને સેનાપતિઓ તરીકે રાજ્યતંત્ર સંભાળતા જૈન અધિકારીઓ જરૂર પડતાં હિંસક સંગ્રામ ખેલવામાં પૂરી વીરતા દાખવતા.

શિલ્પકલામાં તીર્થંકરોની ઊભી તથા બેઠેલી પ્રતિમાઓ ઉપરાંત તેઓના યક્ષો તથા યક્ષિણીઓ ઇત્યાદિની પ્રતિમાઓ દ્વારા કલાનું કૌશલ્ય તથા વૈવિધ્ય અભિવૃદ્ધિ પામે છે. શ્રવણ બેલગોલામાં ચામુંડરાયે દસમી સદીમાં ઇન્દ્રગિરિના શિખરમાંથી કંડારાવેલી ગોમ્મટેશ્વર (બાહુબલી)ની ઉત્તુંગ પ્રતિમા એ આ કાલની જૈન શિલ્પકૃતિઓમાં સર્વોત્કૃષ્ટ અને સુપ્રસિદ્ધ છે. એમાં કાયોત્સર્ગ અવસ્થામાં ઊભા રહી વર્ષોથી તપશ્ચર્યા કરતા ગોમ્મટેશ્વરનાં ચરણ પાસે ફરતા સાપ, તેમની જંઘા સુધી જામેલા રાફડા અને તેમના સ્કંધ સુધી વીંટળાયેલી વેલો તપશ્ચર્યાની દીર્ઘકાલતા તેમ જ તપસ્વીની અવિચળતા દર્શાવે છે.

## ઇતર ધર્મો

ઇસ્લામ ધર્મ મુખ્યતઃ સિંધ અને મુલતાનમાં પ્રચલિત રહ્યો.

---

૧. 'મહાપુરાણ'માં ૬૩ મહાપુરુષોનું ચરિત આલેખ્યું છે.

૨. આ ઉપરાંત 'કરકંડ-ચરિઉ', 'ણેમિણાહચરિઉ', 'પઉમસિરિચરિઉ', 'પાસનાહ-ચરિઉ' ઇત્યાદિ ચરિતકૃતિઓ છે.

૩. આદિનાથ (ઋષભદેવ)ને લગતું પુરાણ.

૪. આ વસ્તુતઃ ચોવીસ તીર્થંકરોને લગતું પુરાણ છે.

દસમી સદીમાં ઈરાનના જરથોસ્તીઓ પશ્ચિમ ભારતમાં આવી વસ્યા અને જાદિ (જાદવ) રાણાની અનુમતિ લઈ સંજાણમાં સ્થિર થયા (ઈ.સ. ૯૩૬).[1] તેઓ ભાષા, વેશ વગેરેમાં અહીંની અમુક રહેણીકરણી અપનાવી પોતાની ધાર્મિક ક્રિયાઓ અબાધિત રીતે આચરી શક્યા. પારસ(ઈરાન) દેશમાંથી આવી વસેલા આ જરથોસ્તીઓ અહીં 'પારસી' તરીકે ઓળખાયા.

## સાંપ્રદાયિક વાદવિવાદો

આ ભિન્નભિન્ન ધર્મસંપ્રદાયો વચ્ચે સ્વાભાવિક સ્પર્ધા ચાલ્યા કરતી. આ સ્પર્ધા જુદા જુદા સંપ્રદાયોના અનુયાયીઓ વચ્ચે બૌદ્ધિક સંઘર્ષમાં વ્યક્ત થતી, પરંતુ શારીરિક વિગ્રહમાં ભાગ્યે જ પરિણમતી. બૌદ્ધિક સંઘર્ષ પણ દાર્શનિક સિદ્ધાંતોના વ્યવસ્થિત વાદવિવાદ દ્વારા વ્યક્ત થતો. કેટલાક ગ્રંથકારો ખાસ કરીને ભાષ્યકારો પોતાના દર્શનના સિદ્ધાંતો ઉપરાંત અન્ય દર્શનના સિદ્ધાંતોનો અભ્યાસ કરી પરમતનું ખંડન અને સ્વમતનું મંડન કરતા. આમાં બૌદ્ધ તથા જૈન નૈયાયિકોએ ખંડન-મંડન કરવામાં ઘણો સક્રિય ફાળો આપેલો છે.

આ કાલના આરંભમાં જૈન હરિભદ્રસૂરિએ ષડ્દર્શન સમુચ્ચય, અનેકાંતજય-પતાકા ઇત્યાદિ ગ્રંથોમાં પ્રચલિત દર્શનોના મતની અનેક રીતે આલોચના-પ્રત્યાલોચના કરી. નવમી સદીમાં વાચસ્પતિમિશ્રે સર્વ આસ્તિક દર્શનોમાં કુશળતા દર્શાવી 'સર્વતન્ત્ર-સ્વતંત્ર' ને સર્વદર્શનવલ્લભ'નું બિરુદ મેળવ્યું.

આસ્તિક દર્શનોમાં સાંખ્યયોગ અને ન્યાયવૈશેષિકની સરખામણીએ મીમાંસા-દર્શનનો મહિમા વધતો ગયો, કેમ કે તેમાં પોતપોતાના મત માટે વેદનો જરૂરી આધાર ટાંકવાને બદલે વેદવચનોના તાત્પર્યની જ મીમાંસા (છણાવટ) કરવામાં આવી હતી. કર્મમીમાંસા (પૂર્વમીમાંસા) કર્મને સર્વોપરી ગણતી હતી, જ્યારે બ્રહ્મમીમાંસા (ઉત્તરમીમાંસા) બ્રહ્મજ્ઞાનનો મહિમા માનતી હતી. પૂર્વમીમાંસામાં જૈમિનિકૃત સૂત્રો પર શાબરભાષ્ય હતું, તેના પર હવે કુમારિલ ભટ્ટે વાર્ત્તિક લખ્યાં. તેમાંના શ્લોકવાર્ત્તિકમાં મીમાંસાનું તત્ત્વજ્ઞાન સમજાવ્યું છે. તેમણે બૌદ્ધ આચાર્ય ધર્મકીર્તિ તથા જૈન આચાર્ય સમન્તભદ્ર અને અકલંકના મતનું ખંડન કર્યું છે. તેઓ ઈ.સ. ૭૦૦થી ૭૮૮માં થયા મનાય છે. તેમણે

૧. આ બનાવ વિ.સં. ૭૭૨માં નહિ, પણ વિ.સં. ૯૯૨(ઈ.સ. ૯૩૬)માં બન્યો. જાદિ રાણાને સામાન્યત: શિલાહાર વંશનો રાજા વજ્જડ માનવામાં આવે છે, પરંતુ સંજાણના એક મઠને અપાયેલાં તામ્રશાસનો પરથી તાજેતરમાં માલૂમ પડયું છે કે કૃષ્ણ ૩ જાના સમય સુધી ત્યાં રાષ્ટ્રકૂટોનું આધિપત્ય પ્રવર્તતું હતું. ઈ.સ. ૯૩૬ માં ત્યાં યાદવવંશી માંડલિકનું શાસન હતું.

દેશભરમાં પ્રવાસ કરીને અન્ય મતોના પ્રતિપાદકો સાથે વાદવિવાદ કરી એ મતોનું ખંડન અને પોતાના મતનું મંડન કરવામાં ભારે સફળતા મેળવી. કુમારિલ ભટ્ટના વાદવિજયે વેદધર્મનો મહિમા ઘણે અંશે પુનઃસ્થાપિત કર્યો અને સર્વત્ર યજ્ઞકર્મપરાયણ ધર્મનું માહાત્મ્ય સ્થપાયું.

આ પછી થોડા વખતમાં શંકરાચાર્ય થયા (ઈ.સ. ૭૮૮-૮૨૦). તેઓ કેરલ દેશના કાલડી ગામમાં જન્મ્યા હતા. તેમણે સોળમે વર્ષે ગૌડપાદના શિષ્ય ગોવિન્દાચાર્ય પાસે સંન્યાસની દીક્ષા લીધી અને વેદાન્તના અદ્વૈતમતનું અધ્યયન કરી બદરિકાશ્રમમાં બ્રહ્મસૂત્રાદિ પર ભાષ્ય લખ્યાં. તેમણે પ્રયાગમાં કુમારિલ ભટ્ટની આખરી અવસ્થામાં એમની મુલાકાત લીધી હોવાનું મનાય છે. કુમારિલ ભટ્ટના શિષ્ય મંડનમિશ્ર (વિશ્વરૂપ) સાથે વાદવિવાદ કરી તેમનો પરાજય કર્યો અને તેમને સુરેશ્વર નામે પોતાના પટ્ટશિષ્ય તરીકે દીક્ષા આપી. ત્યાંથી શંકરાચાર્ય દક્ષિણમાં ગયા અને બદરિકાશ્રમથી રામેશ્વર તથા દ્વારકાથી જગન્નાથપુરી સુધી દેશભરમાં વાદવિજય કરી સર્વત્ર વેદધર્મનો અને વેદાન્તમતનો મહિમા પ્રવર્તાવ્યો. કાંચીપુરીમાં તેમને 'જગદ્ગુરુ' પદ પ્રાપ્ત થયું. કુમારિલ ભટ્ટ અને શંકરાચાર્યના વાદવિજયે બૌદ્ધ ધર્મનો ઘણો હ્રાસ કર્યો ગણાય છે. તત્ત્વદર્શનમાં શંકરાચાર્યે પ્રતિપાદિત કરેલ કેવલાદ્વૈત મત અને માયાવાદે મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કર્યું. એમણે દેશના ચાર ભાગમાં ચાર પીઠ સ્થાપ્યાં.

## સાહિત્ય

સંસ્કૃતમાં લલિત સાહિત્યમાં અગાઉની અપેક્ષાએ કક્ષા ઊતરતી ગઈ, પરંતુ ચમ્પૂ નામે નવા સાહિત્યપ્રકારનો વિકાસ થયો. વૈજ્ઞાનિક સાહિત્યમાં કાવ્યશાસ્ત્ર અને આયુર્વેદનું સવિશેષ ખેડાણ થયું. પુરાણો તથા ધર્મશાસ્ત્રમાં ઉમેરા થતા રહ્યા. દર્શનોમાં ભાષ્યો, વાર્તિકો તથા વૃત્તિઓની પ્રવૃત્તિ ચાલુ રહી અને એમાં કેટલુંક ગણનાપાત્ર પ્રદાન થયું. જૈન સાહિત્યમાં પ્રાકૃતને સ્થાને સંસ્કૃતનું મહત્ત્વ વધતું ગયું. અપભ્રંશમાં સાહિત્યિક કૃતિઓ રચાતી રહી. દક્ષિણ ભારતમાં તમિળ ઉપરાંત કન્નડ ભાષામાં સાહિત્ય રચાવા લાગ્યું.

### સંસ્કૃત સાહિત્ય

સંસ્કૃત કવિઓમાં ભાસ, કાલિદાસ અને ભવભૂતિની પ્રતિભા ક્યારનીય લુપ્ત થઈ હતી અને ભારવિ તથા માઘ જેવા કવિઓની અસર પ્રવર્તતી હતી. આ અસરવાળી સાહિત્યિક રચનાઓમાં કાવ્યતત્ત્વ કરતાં ચિત્રકાવ્યની ચમત્કૃતિનું પ્રાધાન્ય પ્રવર્તતું. આ કાળના સંસ્કૃત કવિઓમાં રાજશેખર સુપ્રસિદ્ધ છે.

**નાટકો**

સંસ્કૃત નાટકોમાં 'મુદ્રારાક્ષસ' નાટક અનોખી ભાત પાડે છે. એનો કર્તા વિશાખદત્ત છે. એના સમયાંકન માટે ઘણો મતભેદ પ્રવર્તે છે. કોઈ એને પાંચમી સદીમાં, કોઈ સાતમી સદીમાં તો કોઈ નવમી સદીમાં મૂકે છે. એ દસમી સદી પહેલાં થયો હોવાનું નિશ્ચિત છે. 'મુદ્રારાક્ષસ' એ સપ્તાંકી નાટક છે. એમાં રાજકુલ કેન્દ્રસ્થાને રહેલું છે, પરંતુ શૃંગારરસનો લેશમાત્ર મહિમા નથી. એમાં નાયિકાનું નામનિશાન નથી. એનું કથાવસ્તુ રાજનૈતિક મુત્સદ્દીગીરીને લગતું છે. એને લઈને આ નાટક સંસ્કૃત સાહિત્યમાં અનોખી ભાત પાડે છે. નષ્ટ નંદ રાજાના વફાદાર અમાત્ય રાક્ષસને મુદ્રાની યુક્તિ વડે અમિત્ર ચંદ્રગુપ્ત મૌર્યનો મુત્સદ્દી મહામાત્ય ચાણક્ય પોતાના પક્ષમાં લઈ લે છે એ એના કથાનકનો સાર છે. નાટકમાં બંને પક્ષોના અમાત્યોની મુત્સદ્દીગીરી તથા ગુપ્તચરો દ્વારા મેળવાતી માહિતી તથા બિછાવાતી કપટજાળનું આબેહૂબ વાતાવરણ જમાવવામાં આવ્યું છે.

'દેવીચન્દ્રગુપ્ત' નામે એક બીજું નાટક વિશાખદત્તે રચેલું. તે મૂળ સ્વરૂપે હાલ ઉપલબ્ધ નથી, પરંતુ એના કેટલાક અંશ 'નાટ્યદર્પણ' જેવા પછીના ગ્રંથોમાં ઉદાહૃત થયેલા છે. એમાં પોતાની પત્ની ધ્રુવદેવી વિજેતા શકાધિપને સોંપી દેવા તૈયાર થયેલ નિર્માલ્ય રાજા રામગુપ્ત અને શકાધિપતિનો યુક્તિથી વધ કરી ધ્રુવદેવીની ઇજ્જત બચાવનાર વીર દિયેર ચંદ્રગુપ્તને લગતા પ્રસંગો નિરૂપાયા છે. અંતે રામગુપ્તનું મૃત્યુ થાય છે અને ચંદ્રગુપ્ત તેની પત્ની તથા ગાદીનો સ્વામી બને છે. આમ આ નાટક પણ રાજકીય કથાવસ્તુ ધરાવે છે. વત્સરાજને લગતું 'અભિસારિકાવંચિતક' નામે નાટક પણ વિશાખદત્તે રચ્યું જણાય છે. એ નાટક પણ ઉદાહૃત અંશો રૂપે જ ઉપલબ્ધ છે.

ભીમ નામે કવિએ પાંચ નાટક રચેલાં, જેમાંના 'સ્વપ્ન-દશાનન' નામે નાટકે તેને સવિશેષ ખ્યાતિ અપાવેલી. તેનું 'પ્રતિભા-ચાણક્ય' વિશાખદત્તના 'મુદ્રા-રાક્ષસ'ના નમૂના પરથી રચાયું છે. આ કવિ ઈ.સ. ૯૦૦ના અરસામાં થયો.

પોતાને બાલ-વાલ્મિકિ તરીકે ઓળખાવતા કવિ મુરારિએ રચેલું 'અનર્ઘ-રાઘવ' નાટક એ રામના ચરિતને લગતાં સંસ્કૃત નાટકોમાં સુપ્રસિદ્ધ છે. એ કવિ ઈ.સ. ૮૦૦ની આસપાસમાં થયો જણાય છે. આ નાટક સાત અંકનું છે. રામને યજ્ઞના રક્ષણ માટે લઈ જવા વિશ્વામિત્ર દશરથ પાસે આવે છે તે પ્રસંગથી આ નાટકનો આરંભ થાય છે અને રાવણને મારી રામ અયોધ્યા પાછા ફરે છે તે પ્રસંગથી તે સમાપ્ત થાય છે. મુરારિ પોતાની કૃતિના ગુણો વિશે ઘણો દાવો કરે છે, પરંતુ તેમાં નાટ્યકારની પ્રતિભા કરતાં કૃત્રિમ રચનાની ચમત્કૃતિ વધારે રહેલી છે.

શક્તિભદ્ર પણ આ અરસામાં થયો. એનું 'આશ્ચર્યચૂડામણિ' નામે નાટક છે. જૈન કવિ હસ્તિમલ્લે આઠેક નાટક લખ્યાં છે, જેમાં 'વિક્રાન્ત-કૌરવ', સુભદ્રાહરણ' અને 'મૈથિલીકલ્યાણ'[૧] નોંધપાત્ર છે. આ કવિ નવમી સદીમાં થયો.

કવિ રાજશેખર એ આ કાલનો એક મોટા સાહિત્યકાર છે. એ કનોજના પ્રતીહાર રાજા મહેન્દ્રપાલ (લગભગ ઈ.સ. ૮૮૫ થા ૯૧૦) અને મહીપાલ (લગભગ ઈ.સ. ૯૧૨–૯૪૦)નો માનીતો રાજગુરુ તથા રાજકવિ હતો. એ મહારાષ્ટ્રના યાયાવર કુલનો આમાત્યપુત્ર હતો અને ચાહમાન કુલની અવન્તિસુંદરી નામે વિદુષીને પરણ્યો હતો. એની કૃતિઓમાં ચાર નાટકોનો સમાવેશ થાય છે.

'કર્પૂરમંજરી' નાટિકા રાજશેખરે પોતાની પત્નીની પ્રેરણાથી રચેલી. તે આખી કેવળ પ્રાકૃતમાં રચેલી હોઈ, સટ્ટક નામે રૂપક પ્રકારની છે. કુન્તલ રાજની કુંવરી કર્પૂરમંજરી આ સટ્ટકની નાયિકા છે. નાટિકા ચાર અંકની છે અને એમાં રાજા પટરાણીની સગી એવી નવી નાયિકા સાથે પ્રેમમાં પડી છેવટે તેને પરણે એવું પ્રચલિત કથાવસ્તુ કેટલાક રસિક પ્રસંગો દ્વારા નિરૂપાયું છે.

'બાલરામાયણ' એ રાજશેખર-કૃત દશાંકી નાટક છે, જે તેણે રાજા મહેન્દ્રપાલની પ્રેરણાથી રચેલું. નાટકનો આરંભ સીતાસ્વયંવરથી થાય છે અને તેની સમાપ્તિ રામના અયોધ્યા-પ્રત્યાગમનથી થાય છે. એમાં સીતાના મોહમાં પડેલા રાવણ સમક્ષ સીતાવિરહનો પ્રયોગ ભજવવામાં આવે છે. એવો ગર્ભાંક એના ત્રીજા અંકમાં પ્રયોજાયો છે.

ત્રિપુરીના કલચુરિ રાજા યુવરાજ કેયૂરવર્ષ માટે રાજશેખરે 'વિદ્ધશાલ-ભંજિકા' નામે ચતુરંકી નાટિકા રચી. એમાં રાજા વિદ્યાધરમલ્લ અને લાટની કુંવરી મૃગાંકાવલી વચ્ચેના પ્રણયના પ્રસંગો નિરૂપાયા છે. નાયકે નાયિકાને ચિત્ર-વીથિમાં થાંભલામાં વીંધેલી શાલભંજિકા(પૂતળી)ના રૂપે જેયેલી તે પ્રસંગ પરથી નાટિકાનું શીર્ષક પ્રયોજાયું છે. આ નાટિકામાં નાયિકાને તેના પિતાએ પુરુષવેશે રાખેલી હોઈ, રાણી તેને પુરુષ સમજે છે અને મજાક ખાતર તેને સ્ત્રીવેશ ધારણ કરાવી જાતે રાજા વેરે પરણાવી બેસે છે એવી ગંમત મૂકવામાં આવી છે.

રાજશેખર-કૃત 'બાલભારત' પ્રતીહાર રાજા મહીપાલ માટે રચાયું. આ નાટક અપૂર્ણ છે. એમાં દ્રૌપદીસ્વયંવર, દ્યૂત અને દ્રૌપદી-અવમાનના પ્રસંગોનો સમાવેશ થાય છે. રાજશેખરનાં નાટકોમાં અવનવા પ્રયોગો, મનોહર કલ્પનાઓ અને લલિત પદ્યરચનાઓ નોંધપાત્ર છે, જ્યારે નાટ્યકારની પ્રતિભા ઊંચી છાપ પાડતી નથી.

૧. મૈથિલી-કલ્યાણ એટલે સીતા-વિવાહ.

રાજા મહીપાલના સમયમાં ક્ષેમીશ્વર નામે કવિ પણ થયો, જેનાં બે નાટક મળ્યાં છે. 'ચણ્ડકૌશિક' એ પંચાંકી નાટક છે. એમાં કૌશિક(વિશ્વામિત્ર)ને ચણ્ડ (કુપિત) કરવા મટે હરિશ્ચન્દ્રને ભોગવવાં પડેલાં કષ્ટોનું નિરૂપણ કરેલું છે. સપ્તાંકી 'નૈષધાનંદ' નાટકમાં નૈષધ રાજા નલની જાણીતી કથા આલેખાઈ છે. સાગરનન્દીનું 'જાનકીહરણ' હાલ ઉપલબ્ધ નથી.

સંસ્કૃત નાટકોમાં અનોખી ભાત પાડતું એક નાટક ઘણું ચર્ચાસ્પદ બન્યું છે. એ બે વાચનાઓમાં મળે છે, જેની અંદર ઘણો ફેર રહેલો છે. બંગાળી વાચનામાં ચૌદ અંક છે અને એનું નામ 'મહાનાટક' છે, જ્યારે દેવનાગરી વાચનામાં દસ અંક છે અને એનું નામ 'હનુમન્નાટક' છે. નાટકનું વસ્તુ રામ-ચરિતને લગતું છે. નાટક હનુમાને રચ્યું કહેવાય છે. એમાં કેટલાક પ્રાચીન અંશ રહેલા છે. આનંદવર્ધન, રાજશેખર અને ધનિક તેમાંથી અવતરણ આપે છે, અને એમાં ભવભૂતિ, મુરારિ અને રાજશેખરનાં નાટકોમાંથી અવતરણ આપેલાં છે. દશાંકી વાચના મધુસૂદન નામે કવિએ અને ચતુર્દશાંકી વાચના દામોદર મિશ્રે તૈયાર કરેલી છે. નાટકમાં ગદ્યનો અંશ જૂજ છે; એનો મુખ્ય ભાગ પદ્યબદ્ધ છે. એમાં પ્રાકૃતનો ઉપયોગ કરવામાં આવ્યો નથી. પાત્રોની સંખ્યા ઘણી મોટી છે. વિદૂષકનું પાત્ર આવતું નથી અને રામચરિતને લગતાં અગાઉનાં નાટકોમાંથી કેટલાક અંશો લેવામાં આવ્યા છે. આ લક્ષણો પરથી આ નાટક એ ભજવવાની દૃષ્ટિએ એક કલમે લખાયેલું નાટક નહિ, પણ 'રામાયણ' અને અગાઉનાં રામ-ચરિત નાટકો પરથી સંકલિત કરેલું ગેયનાટક હોવાનું સ્પષ્ટ થાય છે.

સંસ્કૃત રૂપકના પ્રકારોમાં 'ભાણ' નામે એક પ્રકાર જાણીતો છે. એમાં એક અંક હોય છે અને રંગભૂમિ પર એક જ પાત્ર જોવા મળે છે, જે આકાશ-ભાષિત ઉક્તિઓ રૂપે અનુપસ્થિત પાત્રોની ઉક્તિઓ પણ રજૂ કરે છે. એમાં મોટે ભાગે શૃંગારરસના પ્રસંગ નિરૂપાય છે. પ્રાચીન નમૂનાઓમાં ચાર ભાણ ઉપલબ્ધ છે, જે 'ચતુર્ભાણી' તરીકે સંગૃહીત થયાં છે. એમાંનું 'ઉભયાભિસારિકા' વરરુચિએ, 'પદ્મપ્રાભૃતક' શૂદ્રકે, 'ધૂર્તવિટસંવાદ' ઈશ્વરદત્તે અને 'પાદતાડિતક' શ્યામલિકે રચેલું ગણાય છે. આ ચાર ભાણોને કેટલાક ૬ ઠ્ઠી–૭ મી સદીનાં તો કેટલાક ૧૦ મી સદીનાં ગણે છે. આ પ્રકારનાં રૂપકોમાં સમાજના વિલાસી વર્ગનું જીવન ઘણું પ્રતિબિંબિત થાય છે.

**કાવ્યો**

આ કાલમાં કેટલાંક મહાકાવ્ય રચાયાં. દિગંબર જૈન સૂરિ જિનસેને વઢવાણ(સૌરાષ્ટ્ર)માં શક વર્ષ ૭૦૫(ઈ.સ. ૭૮૩)માં 'હરિવંશપુરાણ' રચ્યું. આ

સૂરિ પુન્નાટ (કર્ણાટક) સંઘના હતા. આ મહાકાવ્ય ૬૬ સર્ગોમાં રચાયું છે. એમાં ઋષભદેવના પુત્ર બાહુબલીના વંશમાં જન્મેલ હરિ નામે રાજાના વંશનું નિરૂપણ કરેલું છે. મુનિસુવ્રત, યદુ અને અંધકવૃષ્ણિ આ વંશમાં થયા. વસુદેવનું તથા શ્રીકૃષ્ણ વાસુદેવનું ચરિત વિગતે આલેખાયું છે ને અંતે વસુદેવના મોટા ભાઈ સમુદ્રવિજયના પુત્ર અરિષ્ટનેમિ(નેમિનાથ)નું ચરિત નિરૂપવામાં આવ્યું છે. આમ આ જૈન અનુશ્રુતિ અનુસારનું એક પુરાણ-કાવ્ય છે.

જિનસેન નામે એક અન્ય દિગંબર જૈન કવિએ 'પાર્શ્વાભ્યુદય' નામે કાવ્ય ઈ.સ. ૭૮૩ પહેલાં રચેલું અને એમાં કાલિદાસ-કૃત 'મેઘદૂત'ના સર્વ શ્લોકોનો સમાવેશ કરેલો. આ કવિએ પછી તીર્થંકરોના ચરિતને લગતું પુરાણ લખવું શરૂ કરેલું, પરંતુ આદિનાથ(ઋષભદેવ)ના વિસ્તૃત ચરિત પછી એ અપૂર્ણ રહી ગયું. એને 'આદિપુરાણ' કહે છે; એના ૪૨ સર્ગ છે. એનો બાકીનો ભાગ જિનસેનસૂરિના શિષ્ય ગુણભદ્રે પૂરો કર્યો. તેને 'ઉત્તરપુરાણ' કહે છે.

ઉદ્ભટે ઈ. સ. ૮૨૫ના અરસામાં 'કુમારસંભવ' રચ્યું. તે હાલ ઉપલબ્ધ નથી.

અસગ નામે જૈન કવિએ ૧૮ સર્ગનું 'વર્ધમાનચરિત' કે 'મહાવીર-ચરિત' ચોળદેશમાં સં. ૯૧૦(ઈ.સ. ૮૫૩)માં રચ્યું. કનકસેન વાદિરાજે ઈસવી દસમી સદીના પૂર્વાર્ધમાં 'યશોધરચરિત'ની રચના કરી.

બૌદ્ધ કવિ શિવસ્વામીએ ૨૦ સર્ગનું 'કપ્ફણાભ્યુદય' નામે મહાકાવ્ય રચ્યું, જેમાં રાજા કપ્ફણ યુદ્ધ તજી દીક્ષા અંગીકાર કરે છે તેવું કથાનક નિરૂપાયું છે. આ કવિ કાશ્મીરના રાજા અવન્તિવર્મા(ઈ.સ. ૮૫૫–૮૮૩)ની સભામાં વિરાજતો. એની કૃતિમાં કવિ ભારવિ તથા માઘની કૃતિઓની અસર વરતાય છે.

કાશ્મીરના રાજા જયાપીડ (લગભગ ઈ.સ.૭૭૦–૮૦૦) તથા અવન્તિવર્માના સમયમાં રાજાનક રત્નાકર નામે કવિ થયો. એણે 'હરિવિજય' નામે મહાકાવ્યની રચના કરી. પચાસ સર્ગના આ મહાકાવ્યમાં તેણે શિવે કરેલા અન્ધકાસુરવધનું કથાનક નિરૂપ્યું છે. આ કૃતિમાં માઘના સમયની શબ્દાલંકાર અને ચિત્રકાવ્યની કૃત્રિમતા સવિશેષ વૃદ્ધિ પામેલી છે. કવિએ 'વક્રોક્તિ-પંચાશિકા' નામે શ્લોકાવલી ય રચી છે.

નવમી સદીના અંતભાગમાં કાશ્મીરમાં અભિનન્દ નામે કવિ થયો. એણે બાણકૃત 'કાદમ્બરી'ની કથાનો મહાકાવ્ય રૂપે સાર કર્યો છે, જે 'કાદમ્બરીકથાસાર' તરીકે જાણીતો છે. તેના પૂર્વજો ગૌડદેશના હતા. અભિનન્દિ નામે બીજા કવિએ

૩૬ સર્ગનું 'રામચરિત' રચ્યું છે, એ પ્રાયઃ ધર્મપાલ(ઈ.સ. ૭૭૦–૮૧૦)ના સમયમાં થયો. યોગવાસિષ્ઠશાસને ૪૮ સર્ગમાં કાવ્યરૂપે ઉતારનાર ગૌડ કવિ અભિનન્દ 'કાદમ્બરીકથાસાર' રચનાર અભિનન્દથી અભિન્ન હોવા સંભવે છે.

વાસુદેવ નામે કવિએ 'યુધિષ્ઠિરવિજય', 'શૌરિકથોદય' અને 'ત્રિપુરદહન' નામે ત્રણ મહાકાવ્ય રચ્યાં છે. એ પ્રાયઃ નવમી સદીમાં થયો.

ધનંજય નામે જૈન કવિએ 'રાઘવપાંડવીય' નામે દ્વિસંધાન મહાકાવ્ય રચ્યું છે, જેમાં શ્લેષ દ્વારા એક બાજુ રાઘવરામનું અને બીજી બાજુ પાંડવ અર્જુનનું ચરિત નિરૂપ્યું છે. આઠમી સદીના કવિ રામચંદ્રે ૧૪ શ્લોકના કાવ્યમાં શિવ અને પાર્વતી બંનેને લાગુ પડે તેવા શ્લેષ પ્રયોજ્યા છે.

આચાર્ય હરિષેણે વિ.સં. ૯૮૭(ઈ.સ. ૯૩૧)માં જૈન ધર્મની પ્રભાવના દર્શાવતો 'બૃહત્કથાકોશ' લખ્યો.

ઐતિહાસિક મહાકાવ્ય તરીકે 'નવસાહસાંકચરિત' નોંધપાત્ર છે. કવિ પદ્મગુપ્ત ઉર્ફે પરિમલે એમાં રાજા નવસાહસાંકનું ચરિત રચ્યું છે. આ રાજા તે માળવાના પરમાર રાજા મુંજનો ઉત્તરાધિકારી સિન્ધુરાજ છે, જે 'નવસાહસાંક' બિરુદ ધરાવતો. એમાં સિન્ધુરાજે ગોદાવરી ઓળંગી રાક્ષસરાજને માર્યો અને તેના બદલામાં નાગરાજે શશિપ્રભા નામે પોતાની કુંવરી પરણાવી તેવું અર્ધકલ્પિત–અર્ધઐતિહાસિક કથાનક નિરૂપ્યું છે.

સ્તોત્ર-સાહિત્યમાં આ કાલમાં કેટલોક નોંધપાત્ર ઉમેરો થયો. કેટલાંક સુંદર સ્તોત્રોની રચના શંકરાચાર્યે કરી ગણાય છે. આનંદવર્ધને 'દેવીશતક'માં ભવાનીની સુંદર સ્તુતિ કરી છે. એમાં ૩૦૦ શ્લોક છે. ઉત્પલદેવે 'સ્તોત્રાવલી'માં શિવનાં ૨૦ સ્તોત્ર આપ્યાં છે. કુલશેખર–કૃત 'મુકુન્દમાલા'માં વિષ્ણુનું સ્તવન છે. શ્યામલા દણ્ડક' મહાકાલીના ઉપાસક પુરાન્તકે રચેલું છે. ધારાપતિ ભોજે આ કૃતિ માટે પ્રસન્ન થઈ કવિને સો અગ્રહારોનું દાન કરેલું (ઈ.સ ૧૦૦૧). એની રચના દણ્ડક નામે લયાત્મક ગદ્ય–પ્રકારમાં કરેલી છે. ધારાના જૈન કવિ શોભન શિરોમણિએ 'ચતુઃર્વિંશતિજિનસ્તુતિ' રચી. તેના ભાઈ ધનપાલે 'ઋષભપંચાશિકા' રચી. જૈન કવિ માનતુંગે રચેલું 'ભક્તામરસ્તોત્ર' એ સ્તોત્ર સાહિત્યમાં ભક્તિભાવથી સભર સ્તોત્ર તરીકે સુપ્રસિદ્ધ છે.

કાશ્મીરના રાજા જયાપીડના મંત્રી દામોદરગુપ્તે રચેલું 'કુટ્ટનીમત' એ કુટ્ટની-(ગણિકા)ના માર્ગદર્શન માટેનું કાવ્ય છે. એમાં ગણિકાની જીવનચર્યા તથા કલાસિદ્ધિ વિશે ઘણું જાણવા મળે છે. કાશ્મીરના રાજા શંકરવર્માના સમયમાં

ભલ્લટ નામે કવિએ જુદા જુદા છંદોમાં 'ભલ્લટશતક' રચ્યું. જૈન કવિ સોમદેવે 'નીતિવાક્યામૃત'માં રાજનીતિનું નિરૂપણ કર્યું છે. એમાં રાજાને કુટિલનીતિ તજી સુનીતિથી વર્તવાની સલાહ આપી છે.

કવિ નીતિવર્માએ રચેલું 'કીચકવધ' નામે પાંચ સર્ગનું કાવ્ય શ્લેષ, યમક આદિ ચિત્રકાવ્યનાં લક્ષણોના વિવિધ નમૂના પૂરા પાડે છે. કવિ રવિદેવ-કૃત 'રાક્ષસકાવ્ય' પણ આ પ્રકારનું છે. 'નલોદય' નામે કાવ્યમાં ત્રણ સર્ગમાં નળ રાજાનું આખ્યાન આપ્યું છે. એ કાલિદાસે રચ્યું કહેવાય છે, પરંતુ વસ્તુતઃ વાસુદેવ કે રવિદેવ જેવા કોઈ અનુકાલીન કવિએ રચેલું જણાય છે.

'કવીન્દ્રવચન-સમુચ્ચય' એ જુદા જુદા કવિઓની રચનાઓનો સંગ્રહ છે. સંસ્કૃત સુભાષિતોના સંગ્રહોમાં એ સહુથી પ્રાચીન ઉપલબ્ધ સંગ્રહ છે. આ સંગ્રહ દસમી સદીમાં થયો લાગે છે.

ગુણાઢ્ય કૃત 'બૃહત્કથા'ના સંક્ષેપ રૂપે બુધસ્વામીએ પદ્યમાં રચેલ 'શ્લોક-સંગ્રહ' એ તે લુપ્ત પ્રાચીન કથાગ્રંથનું સૌથી પ્રાચીન ઉપલબ્ધ રૂપાંતર છે.

## કથા-સાહિત્ય

આ કાલના કથા-સાહિત્યમાં બે કૃતિઓ નોંધપાત્ર છે :

કવિ આનન્દે રચેલી 'માધવાનલ-કામકન્દલા કથા'માં માધવાનલ નામે બ્રાહ્મણ અને કામકન્દલા નામે નર્તકી વચ્ચેના ગાઢ પ્રણય તથા લાંબા વિરહના પ્રસંગ નિરૂપાયા છે. અંતે રાજા વિક્રમાદિત્ય દ્વારા તેઓનો વિવાહ થાય છે. કથા સરળ સુબોધ ગદ્યમાં લખાઈ છે; વચ્ચે વચ્ચે અનેક સંસ્કૃત તથા પ્રાકૃત શ્લોકો આવ્યા કરે છે. એમાંના ઘણા શ્લોક 'વેતાલપંચવિંશતિકા' અને સુભાષિત-સંગ્રહોમાં જોવા મળે છે. કવિના સમય વિશે કંઈ નિશ્ચિત જાણવા મળતું નથી.

જૈન કવિ શોભનની પ્રેરણાથી તેના ભાઈ ધનપાલે જૈન ધર્મનો અંગીકાર કરેલો. શોભન પદ્યરચના તરફ અભિરુચિ ધરાવતો, જ્યારે ધનપાલ ગદ્યરચનામાં નિપુણ હતો. કવિ ધનપાલે બાણ-કૃત 'કાદમ્બરી'ના અનુકરણમાં 'તિલકમંજરી' નામે કથા રચી. આ કૃતિનું નામ પણ નાયિકાના નામ પરથી પાડવામાં આવ્યું છે અને એમાં ઉચ્ચ ગદ્યશૈલીનાં ઉત્તમ લક્ષણ પ્રયોજાયાં છે.

## ચમ્પૂ

અત્યાર સુધી કથાનકનું નિરૂપણ કાં તો કેવળ પદ્યમાં થતું અથવા તો ગદ્યમાં થતું. ગદ્યમાં ક્યારેક કે અવારનવાર શ્લોક મૂકવામાં આવતા તો તે પણ ગૌણ

સ્થાન ધરાવતા અને અમુક પ્રયોજન માટે જ પ્રયોજાતા. કાલિદાસ, ભારવિ અને માઘ જેવા કવિઓ પદ્યબદ્ધ કાવ્યકૃતિઓ રચતા, તો બાણ, દંડી અને સુબંધુ જેવા કવિઓ ગદ્યકૃતિઓ રચવામાં નિપુણતા ધરાવતા, પરંતુ પદ્ય તથા ગદ્ય એ બંને પ્રકારની રચનામાં કુશળતા ધરાવનાર કવિ એક જ કૃતિમાં એ બંને પ્રકારોનું સપ્રમાણ સંયોજન કરે તો તેમાં એ તે બંને સાહિત્યપ્રકારોનો પ્રસંગોચિત પ્રયોગ કરી શકે. ગદ્યપદ્યના સંયોજનવાળો નવો સાહિત્યપ્રકાર 'ચમ્પૂ' કહેવાય છે; એમાંય આખ્યાનો તથા કથાઓની જેમ કોઈ ને કોઈ કથાનકનું નિરૂપણ કરવામાં આવે છે.

સંસ્કૃત સાહિત્યમાં ચમ્પૂનો સહુથી પ્રાચીન ઉપલબ્ધ નમૂનો દસમી સદીનો મળે છે. આથી આ નવા સાહિત્ય-પ્રકારનાં પગરણ આ કાલ દરમ્યાન થયાં ગણાય. કવિ ત્રિવિક્રમભટ્ટે 'નલચમ્પૂ' રચેલ છે. એને 'દમયન્તીકથા' પણ કહે છે. એમાં નલ-દમયન્તીની કથાના પ્રસંગ નિરૂપાયા છે. ગદ્યમાં તથા પદ્યમાં કવિ ભાષા તથા શૈલીની ચમત્કૃતિ દર્શાવે છે, છતાં કાવ્યતત્ત્વની દૃષ્ટિએ તેની પ્રતિભા ઊંચી છાપ પાડતી નથી. આ કવિએ 'મદાલસા-ચમ્પૂ' નામે બીજી ચમ્પૂ રચી છે, જેમાં સતી મદાલસાનું કથાનક નિરૂપાયું છે. કવિ ત્રિવિક્રમ શાણ્ડિલ્ય ગોત્રનો બ્રાહ્મણ હતો. તે રાષ્ટ્રકૂટ રાજા ઇન્દ્ર ત્રીજા(ઈ.સ. ૯૧૪-૨૨)ના સમયમાં થયો.

દિગંબર જૈન કવિ સોમદેવે રાષ્ટ્રકૂટ રાજા કૃષ્ણ ત્રીજાના સમયમાં શક વર્ષ ૮૮૧(ઈ.સ. ૯૫૯)માં 'યશસ્તિલક-ચમ્પૂ' નામે ચમ્પૂની રચના કરી. એનો નાયક ઉજ્જનનો કલ્પિત રાજા યશોધર છે. ચમ્પૂના છેલ્લા ત્રણ ખંડ મુખ્યતઃ જૈન ધર્મનાં તત્ત્વોનું નિરૂપણ કરવામાં રોકાયા છે. જૈન ધર્મતત્ત્વની દૃષ્ટિએ આ ખંડ લોકપ્રિય થયા છે, પરંતુ કાવ્યતત્ત્વની દૃષ્ટિએ એ ઘણે અંશે બાધક બન્યા છે. એકંદરે આ ચમ્પૂમાં કવિ ભાષા તથા શૈલીની ચમત્કૃતિ દર્શાવવામાં ઠીક સફળ થયો છે.

કવિ સોડ્ઢલ-કૃત 'ઉદયસુન્દરીકથા' ચમ્પૂનું સ્વરૂપ ધરાવે છે. એમાં આરંભમાં કવિ પોતાનો પરિચય આપે છે. એ વાલભ કાયસ્થ હતો. એ કુલની ઉત્પત્તિ અંગે એ વલભીના રાજા શીલાદિત્ય અને એના ભાઈ કલાદિત્યને લગતા પ્રસંગ નિરૂપે છે. વાલભ કાયસ્થોની ઉત્પત્તિ વલભીના આ અમાત્ય કલાદિત્યમાંથી થઈ જણાય છે. કવિ સોડ્ઢલ કોંકણના રાજા મુમ્મુણિરાજના સમયમાં (લગભગ ઈ.સ.૧૦૦૦ માં) થયો.

## શાસ્ત્રીય સાહિત્ય

શાસ્ત્રીય સાહિત્યમાં કોશ, વ્યાકરણ, છંદ, કાવ્યશાસ્ત્ર તેમ જ આયુર્વેદ, ગણિત, જ્યોતિષ વગેરે શાસ્ત્રો તથા વિદ્યાઓનું ખેડાણ વત્તેઓછે અંશે ચાલુ રહ્યું.

### કોશ

આયુર્વેદને લગતો 'ધન્વન્તરિનિઘણ્ટુ' નામે કોશ એ પ્રાચીન સામગ્રી પરથી આ કાલ દરમ્યાન રચાયેલો એ પ્રકારનો પહેલો ઉપલબ્ધ કોશ છે.

શબ્દકોશોમાં હલાયુધ-કૃત 'અભિધાનરત્નમાલા' આ કાલમાં લખાયેલ છે. એની રચના અમરકોશના જેવી છે. એમાં સ્વર્ગકાંડ, ભૂમિકાંડ, પાતાલકાંડ અને સામાન્ય-કાંડ નામે ચાર કાંડોમાં વર્ગીકૃત કરેલા પદાર્થોનાં એકાર્થ નામ આપવામાં આવ્યાં છે, જ્યારે પાંચમા કાંડમાં શબ્દોના અનેકાર્થ આપેલા છે. આ કોશની રચના દસમી સદીના અંતમાં કે તે પછીની સદીમાં થઈ જણાય છે.

### વ્યાકરણ

પાણિનિ-વ્યાકરણને લગતા ન્યાસ પર મૈત્રેયરક્ષિત નામે બૌદ્ધે 'તન્ત્રપ્રદીપ' નામે વૃત્તિ લખી. પાણિનિના ધાતુપાઠના આધારે તેણે 'ધાતુપ્રદીપ' પણ તૈયાર કર્યો. ન્યાસ પર ઇન્દુમિત્રે 'અનુન્યાસ' નામે વૃત્તિ લખી. વિમલમતિએ 'ભાગવૃત્તિ' લખી.

રાષ્ટ્રકૂટ રાજા અમોઘવર્ષ પહેલાના સમય (ઈ.સ. ૮૧૪–૮૭૮) દરમ્યાન શાકટાયને સંસ્કૃત વ્યાકરણમાં પાણિનીય તંત્રથી ભિન્ન એવું એક નવું તંત્ર પ્રયોજ્યું. આ ખાસ કરીને શ્વેતાંબર જૈનો માટે પ્રયોજાયું છે. આગળ જતાં એ જૈનેતરોમાં પણ વ્યાપક થયું. આ ગ્રંથનું નામ અમોઘવર્ષની યાદગીરીમાં 'અમોઘવૃત્તિ' રાખ્યું છે.

કાતન્ત્ર કે કાલાપ તંત્રના વ્યાકરણ પર દુર્ગસિંહે ઈ.સ. ૮૦૦ના અરસામાં વૃત્તિ લખી. ઈ.સ. ૧૦૦૦ના અરસામાં ઉગ્રભૂતિએ કાતન્ત્ર પર 'શિષ્યહિતન્યાસ' નામે ન્યાસ લખ્યો. એ અરસામાં કાશ્મીરમાં ભટ્ટ જગદ્ધરે એના પર 'બાલબોધિની' તથા છિચ્છુભટ્ટે 'લઘુવૃત્તિ' નામે વૃત્તિ લખી. કાતન્ત્રનો પ્રસાર વિશેષતઃ બંગાળ અને કાશ્મીરમાં થયો.

### છંદ

વરાહમિહિર-કૃત 'બૃહત્સંહિતા'ના અધ્યાય ૧૦૩ પરની ટીકામાં ઉત્પલે સંસ્કૃત અક્ષરગણ વૃત્તોની સાઠેક વ્યાખ્યાઓ આપી છે. એમાંની ચાળીસેક તો

જયદેવના ગ્રંથમાંથી બેઠી ઉતારવામાં આવી છે. બે વ્યાખ્યાઓ પ્રાકૃતમાં છે. છંદના નામ સાથેનાં ઉદાહરણ હવે પ્રાકૃતમાંય પ્રયોજાતાં. જૈન કવિ સ્વયંભુ-(૧૦મી સદી)એ પ્રાકૃત છંદો વિશે પુસ્તક લખ્યું; તેને 'સ્વયંભૂ-છન્દસ' કહે છે.

## કાવ્યશાસ્ત્ર

આ વિષયમાં આ કાલ દરમ્યાન ગણનાપાત્ર વિકાસ સધાયો. કોઈ કાવ્યના તત્ત્વ તરીકે અલંકારને મહત્ત્વ આપતા, કોઈ રીતિ (શૈલી)ને, કોઈ ધ્વનિને, તો કોઈ વક્રોક્તિને. આ વિવિધ સંપ્રદાયોનો ઉદય કે અભ્યુદય આ કાલ દરમ્યાન થયો.

અલંકાર સંપ્રદાયનાં પગરણ અગાઉના કાલ દરમ્યાન ભામહના 'કાવ્યાલંકાર'થી થયેલાં, પરંતુ ઉદ્ભટે આ મતનો ભારે વિકાસ કર્યો અને કેટલાંક મંતવ્ય સુધાર્યાં. ઉદ્ભટ ઈ.સ. ૮૨૫ના અરસામાં થયો. એના ગ્રંથનું નામ 'અલંકારસારસંગ્રહ' છે. એના છ વર્ગ (ખંડ) પાડવામાં આવ્યા છે. એમાં ૪૧ અલંકારોનાં લક્ષણ તથા ઉદાહરણ આપ્યાં છે. એમાંનાં ઘણાં ઉદાહરણ તેણે પોતાના 'કુમારસંભવ' કાવ્યમાંથી આપેલાં છે. અલંકાર સંપ્રદાયનો તે સૌથી મોટો પ્રતિપાદક છે.

એ પછી થોડા વખતમાં (ઈ.સ. ૮૫૦ના અરસામાં) રુદ્રટે 'કાવ્યાલંકાર' લખ્યો. એમાં તેણે સાહિત્યશાસ્ત્રનાં સર્વ મહત્ત્વની બાબતોનું નિરૂપણ કર્યું છે. રીતિને તે ગૌણ ગણતો. એ રસને માન્ય કરે છે, પરંતુ ગૌણ ગણે છે. એ ભામહ, દણ્ડી અને ઉદ્ભટ કરતાં વધારે અલંકારોનું નિરૂપણ કરે છે અને એનાં વધારે સચોટ લક્ષણો જણાવે છે. દસમી સદીમાં રુદ્રભટે પોતાના 'શૃંગારતિલક'માં રસ, ભાવ, નાયક, નાયિકા ઇત્યાદિનું નિરૂપણ કર્યું છે. તેમાં એકંદરે તેણે રુદ્રટના મત તથા શબ્દપ્રયોગો ઠીક ઠીક અપનાવ્યા છે.

કાવ્યનું તત્ત્વ અલંકારમાં નહિ, પણ રીતિ(રજૂ કરવાની રીત)માં રહેલું છે. એવું પ્રતિપાદન કરીને વામને કાવ્યનું તત્ત્વ સમજવામાં એક સોપાન આગળ ભર્યું. રીતિનો આધાર ગુણો પર રહેલો છે અને ગુણોની અપેક્ષાએ અલંકારો ગૌણ ગણાય. વામન કાશ્મીરના રાજા જયાપીડના સમય(લગભગ ઈ.સ. ૭૭૦-૮૦૦)માં થયો. એણે પોતાના મતનું પ્રતિપાદન 'કાવ્યાલંકારસૂત્રવૃત્તિ' નામે ગ્રંથમાં કર્યું છે. એ ગ્રંથના પાંચ પરિચ્છેદ છે. એમાં એણે ૩૧૯ સૂત્ર આપ્યાં છે અને એના પર વૃત્તિ પણ લખી છે. વક્રોક્તિનો એ અલંકારોમાં સમાવેશ કરે છે.

કાવ્યનો આત્મા અલંકાર કે ગુણ નહિ, પણ રસ ગણાય એ મત ઘણે અંશે યથાર્થ છે. ભરત–કૃત 'નાટ્યશાસ્ત્ર'માં રસનું મહત્ત્વ દર્શાવાયેલું, પરંતુ કાવ્યશાસ્ત્રમાં તેનું મહત્ત્વ પદ્ધતિસર હવે પ્રતિપાદિત થયું. એમાંય વળી હવે ધ્વનિનો મહિમા મનાયો. ધ્વનિ વિના અલંકાર કે ગુણનો કંઈ અર્થ નથી; રસ પણ ધ્વનિ દ્વારા કાવ્યતત્ત્વ નિષ્પન્ન કરે છે. ખરા કાવ્યનો આધાર ધ્વનિ (વ્યંજના) પર રહેલો છે. આવો મત 'ધ્વન્યાલોક' નામે ગ્રંથમાં નિરૂપાયો છે. એમાં કારિકા, વૃત્તિ અને ઉદાહરણ એવા ત્રણ અંશ છે. વૃત્તિ સ્પષ્ટતઃ આનંદવર્ધને લખેલી છે અને ઉદાહરણ સંસ્કૃત સાહિત્યની વિવિધ કૃતિઓમાંથી લીધેલાં છે. કારિકાઓ આનંદવર્ધનના કોઈ પુરોગામીએ રચી હોવાનું કેટલાક માને છે, તો કેટલાક કારિકાઓ તથા તેના પરની વૃત્તિ એ બંને આનંદવર્ધને લખેલી માને છે. આનંદવર્ધન કાશ્મીરના રાજા અવન્તિવર્માના સમય(ઈ.સ. ૮૫૫–૮૮૩)માં થયો. 'ધ્વન્યાલોક'ના ચાર ઉદ્યોત (ખંડ) છે અને એમાં કુલ ૧૨૯ કારિકાઓ છે. વૃત્તિમાં આનંદવર્ધને ધ્વનિ (વ્યંજના), વ્યંગ્ય તથા વ્યંજકનું પહેલવહેલું વિશદ અને નિશ્ચિત નિરૂપણ કર્યું છે.

'ધ્વન્યાલોક' પર અભિનવગુપ્તે 'લોચન' નામે ટીકા લખી તેના તત્ત્વાર્થ પર સારો પ્રકાશ પાડ્યો છે. અભિનવગુપ્ત ઈ.સ. ૯૬૦–૧૦૨૦ના અરસામાં થયા.

રસ અને ધ્વનિના મહિમા દ્વારા કાવ્યનું હાર્દ સ્ફુટ થયું, પરંતુ કાવ્યશાસ્ત્રમાં આ મત સામે ઘણો ઊહાપોહ થયો. ઉદ્ભટના 'અલંકારશાસ્ત્ર' પર ટીકા લખનાર પ્રતીહારેન્દુરાજે દસમી સદીના મધ્યમાં 'ધ્વન્યાલોક'માંનાં તમામ ઉદાહરણ વસ્તુતઃ અલંકારોનાં ઉદાહરણ હોવાનું દર્શાવી ધ્વનિ સંપ્રદાયના મતનું ખંડન કર્યું.

અભિનવગુપ્ત પછી થોડા સમયમાં કુન્તક થયો (૧૦મી સદીના ઉત્તરાર્ધમાં). એણે ધ્વનિ સંપ્રદાયના મતનું પ્રબળ ખંડન કર્યું અને વક્રોક્તિ સંપ્રદાયનાં પગરણ કર્યાં. આ મત મુજબ કાવ્યનો આત્મા ધ્વનિ નહિ, પણ વક્રોક્તિ છે. વક્રોક્તિ એટલે ચમત્કૃતિભરી ઉક્તિ, જેમાં અલંકારો મહત્ત્વનું સ્થાન ધરાવે છે. આ મત મુજબ અલંકારો એ વક્રોક્તિનાં વિવિધ સ્વરૂપ છે અને રસ, ગુણ, ધ્વનિ ઇત્યાદિ વક્રોક્તિને સહાયક બને છે. કુન્તકે પોતાના 'વક્રોક્તિજીવિત'માં ધ્વનિસંપ્રદાયનું જોરદાર ખંડન કર્યું, પરંતુ ધ્વનિસંપ્રદાય સુપ્રતિપાદિત હોઈ વક્રોક્તિ સંપ્રદાય વ્યાપક થઈ શક્યો નહિ. છતાં એટલું ખરું કે આ સંપ્રદાયે અલંકારને નરી ઉપેક્ષામાંથી બચાવી તેનું મહત્ત્વ પુનઃપ્રતિપાદિત કર્યું.

ભટ્ટનાયક (૧૦મી સદી)ના 'હૃદયદર્પણ'માં પણ ધ્વનિસંપ્રદાયના મતનું ખંડન કરેલું છે. આગળ જતાં મહિમભટ્ટે 'વ્યક્તિવિવેક'માં પણ તેમ કર્યું, છતાં ધ્વનિસંપ્રદાયનું પ્રાબલ્ય ઘટયું નહિ. કાવ્યનો આત્મા રસ છે એવું નાટયકૃતિ માટે ભરતે દર્શાવેલું, પરંતુ આ મુદ્દો છૂટક કાવ્યોનેય લાગુ પડે છે એ ધ્વનિ સંપ્રદાયે પ્રતિપાદિત કરી આપ્યું. આ સંપ્રદાયના અનુયાયીઓ રસને માત્ર વ્યંગ્ય માને છે અને વ્યંગ્ય અર્થ અર્થાત્ ધ્વનિને કાવ્યનો આત્મા ગણે છે. વ્યંગ્ય અર્થનું પ્રાધાન્ય ધરાવતા ધ્વનિકાવ્યને તેઓ ઉત્તમ કાવ્ય ગણે છે અને વાચ્ય અર્થનું પ્રાધાન્ય ધરાવતા ચિત્રકાવ્યને કાવ્યનો આભાસ ગણે છે. કુન્તકે અલંકારોનું મહત્ત્વ સ્થાપી ચિત્રકાવ્યનેય કાવ્યના એક પ્રકાર તરીકે સ્થાન અપાવ્યું અને સંસ્કૃત સાહિત્યમાં પાછો ચિત્રકાવ્યનો પ્રસાર ચાલુ રહ્યો. અલબત્ત, ઉત્તમ કાવ્ય-પ્રકાર તો ધ્વનિકાવ્યનો જ મનાયો, પરંતુ ચિત્રકાવ્યનોય સ્વીકાર થતો રહ્યો અને સામાન્ય કોટીના કવિઓ એનો સવિશેષ પ્રયોગ કરતા રહ્યા.

કવિ રાજશેખરે 'કાવ્યમીમાંસા'માં કાવ્યશાસ્ત્રને લગતા અનેક વિવિધ મુદ્દાઓની મીમાંસા કરી છે. એના સમકાલીન મુકુલ ભટ્ટે 'અભિધાવૃત્તિમાતૃકા'માં અભિધા અને લક્ષણાનું નિરૂપણ કર્યું છે. અભિનવગુપ્તના ગુરુ ભટ્ટ તૌતે 'કાવ્યકૌતુક' લખેલું, તે હાલ અવતરણો રૂપે જ ઉપલબ્ધ છે. તેમાં પ્રતિભાની વ્યાખ્યા[1] સુપ્રસિદ્ધ છે. એ શાન્તરસને સહુથી મહત્ત્વનો ગણે છે અને રસની અનુભૂતિ કવિ, નાયક અને શ્રોતાને સરખી રીતે થાય એ જરૂરી માને છે,

રાજા મુંજ(ઈ.સ. ૯૭૪–૯૯૪)ના સમયમાં ધનંજયે 'દશરૂપક' લખ્યો, તેમાં સંસ્કૃત રૂપક(નાટક)ના દસ પ્રકારોનું નિરૂપણ કર્યું છે. ધનિકે આ ગ્રંથ પર વૃત્તિ લખી છે. સાગરનંદીએ 'નાટકરત્નકોશ'માં સંસ્કૃત નાટયશાસ્ત્રના વિષય નિરૂપ્યા છે. સાગરનંદી ધનંજય પહેલાં થોડો વહેલો, પ્રાયઃ દસમી સદીના મધ્યમાં, થયો. સંસ્કૃતમાં ભરત-કૃત 'નાટયશાસ્ત્ર' પછી આ સમય સુધીમાં આ વિષયને લગતા આ બે ગ્રંથ જ ઉપલબ્ધ છે. આમ કાવ્યશાસ્ત્રની જેમ નાટયશાસ્ત્રનું પણ આ કાલ દરમ્યાન ખાસ ખેડાણ થયું એ નોંધપાત્ર ગણાય.

**આયુર્વેદ**

આયુર્વેદના ક્ષેત્રમાં માધવ-કૃત 'રુગ્વિનિશ્ચય' (કે 'માધવ-નિદાન') એ આ કાલનું એક મહત્ત્વનું પ્રદાન છે. આઠમી–નવમી સદીમાં લખાયેલા આ ગ્રંથમાં સર્વ રોગોના નિદાનનું નિરૂપણ કરવામાં આવ્યું છે, જે ભારતીય આયુર્વેદના ઇતિહાસમાં પહેલ વહેલું છે. એના પર અનેક ટીકાઓ લખાઈ છે. અને પછીના

૧. प्रज्ञा नवनवोन्मेषशालिनी प्रतिभा मता ।

લેખકોએ આ વિષયમાં એ ગ્રંથમાંથી ઘણું લીધું છે. વૃન્દ–કૃત 'સિદ્ધિયોગ' (કે 'વૃન્દ-માધવ')માં 'માધવ-નિદાન'માંથી ઘણું લીધેલું છે. આ ગ્રંથ દસમી સદીમાં લખાયો લાગે છે.

ધન્વન્તરિ-કૃત 'નિઘંટુ'ની બે વાચનાઓ છે. એકમાં સાત અધ્યાય છે, તો બીજીમાં નવ અધ્યાય છે. વર્તમાન ગ્રંથ તેની કોઈ પ્રાચીન આવૃત્તિને આધારે લખાયો લાગે છે, પરંતુ હાલ તો તે આ સ્વરૂપે જ ઉપલબ્ધ છે. ધન્વન્તરિના ગ્રંથનું સંસ્કરણ કાશ્યપે કર્યું કહેવાય છે. વર્તમાન ગ્રંથ આઠમી સદી કરતાં પ્રાચીન નથી. આ ગ્રંથમાં ઔષધોપયોગી વનસ્પતિને લગતી માહિતી નિઘંટુ-(કોશ)રૂપે આપવામાં આવી છે. આ વિષયના ઉપલબ્ધ સાહિત્યમાં આ ગ્રંથ સૌથી પ્રાચીન છે.

આયુર્વેદની એક ત્રીજી મહત્ત્વની શાખા રસવિદ્યા (પારાની વિદ્યા) છે. પારામાંથી ચિરયૌવન, દીર્ઘ આયુષ્ય, અદશ્યતા, અજેયતા ઇત્યાદિ અનેક શારીરિક શક્તિઓ અર્પનાર ઔષધો બનાવી શકાય તેવી શોધ થતાં એના પ્રયોગ વધતા ગયા ને એની વિદ્યા ખીલતી ગઈ. આ વિષયનું સૌથી પહેલું પુસ્તક તે નાગાર્જુન-કૃત 'રસરત્નાકર' છે. કોઈ એને ૭ મી–૮ મી સદીનું ગણે છે તો કોઈ ૧૦ મી સદીમાં મૂકે છે.

## ગણિત

ગણિતવિદ્યામાં પ્રાચીન કાલમાં ઠીકઠીક ખેડાણ થયેલું, એના પ્રમાણમાં એ વિષયના ગ્રંથ જૂજ મળે છે. શ્રીધર-કૃત 'ગણિતસાર' (કે 'ત્રિશતી') એ ઈ.સ. ૮૦૦ ના અરસામાં લખાયું લાગે છે. 'ગણિતસારસંગ્રહ'નો કર્તા મહાવીર રાષ્ટ્રકૂટ રાજા અમોઘવર્ષ પહેલાના સમય(ઈ.સ. ૮૧૪–૮૭૮)માં થયો. મનુ-કૃત 'બૃહન્માનસ' (ઈ.સ. ૮૭૫–૯૦૦) પરથી મુંજાલે ઈ.સ. ૯૩૨ ના અરસામાં 'લઘુમાનસ' લખ્યું.

## જ્યોતિષ

જ્યોતિષવિદ્યા જેમાં ગ્રહગણિત, મુહૂર્તવિદ્યા તથા ફલાદેશનો સમાવેશ થતો તેનું ખેડાણ ઠીક ઠીક ચાલુ રહ્યું. કનોજના બલભદ્રે જ્યોતિષશાસ્ત્રની સર્વ શાખાઓ પર પુસ્તક લખ્યાં હોવાનું જાણવા મળે છે. કાશ્મીરના વટેશ્વરે પણ આ વિદ્યાનું ખેડાણ કર્યું. આર્યભટ બીજો જે ઈ.સ. ૯૫૦ ના અરસામાં થયો તે બ્રહ્મગુપ્ત અને ભાસ્કરાચાર્યની વચ્ચે થયેલો આ વિષયનો સહુથી વિદ્વાન લેખક છે. એણે પ્રથમ આર્યભટના સિદ્ધાંતમાં સુધારાવધારા કરી 'આર્યસિદ્ધાંત' તૈયાર કરેલ છે.

દસમી સદીમાં પૃથુસ્વામી, ભટ્ટોત્પલ અને વિજયનંદીએ આ વિષયમાં ફાળો આપ્યો. એમાં ભટ્ટોત્પલે અગાઉના લેખકોના ગ્રંથોનો ઊંડો અભ્યાસ કરી તેમાંના ઘણા ગ્રંથો પર ટીકા લખી. એ ટીકાઓમાં એની વિદ્વત્તા તથા ચોકસાઈ તરી આવે છે. તેમાં વરાહમિહિર–કૃત 'બૃહત્સંહિતા' પરની તેની ટીકા સહુથી મહત્ત્વની છે. તે શક ૮૮૮(ઈ.સ. ૯૬૬)માં લખાઈ છે. ભટ્ટોત્પલે કલ્યાણવર્માની 'સારાવલી'નું સંસ્કરણ કર્યું. વિજયનંદીએ 'કરણતિલક' નામે ગ્રંથ લખ્યો છે.

## ધાર્મિક સાહિત્ય

### પુરાણો

પુરાણોમાં હવે થોડા નવા ગ્રંથોનો ઉમેરો થયો છે. પ્રાચીન પુરાણો હાલ જે સ્વરૂપમાં ઉપલબ્ધ છે તેમાં કેટલાક પ્રાચીન અંશ રહેલા છે, જ્યારે કેટલાક અંશ સ્પષ્ટતઃ આગળ જતાં ઉમેરાયા છે. મત્સ્યપુરાણમાં વ્રતો, દાનો, વાસ્તુવિદ્યા વગેરેને લગતા ભાગ ૮ મા–૯ મા શતકમાં ઉમેરાયા લાગે છે. વામનપુરાણમાં કર્મવિપાક, વર્ણાશ્રમ ધર્મ, વ્રતો, વિષ્ણુપૂજા ઇત્યાદિને લગતા ખંડ ૯ મા–૧૦ મા સૈકામાં ઉમેરાયા જણાય છે. વરાહપુરાણને શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી ૮ મા શતકની આસપાસમાં રચાયું માને છે. યુગધર્મ, વ્રતો, પૂજા, તિથિઓ અને અંત્યેષ્ટિ ક્રિયાઓને લગતા ખંડ ઈ.સ. ૮૦૦ જેટલા પ્રાચીન લાગે છે; જ્યારે તીર્થો, દીક્ષા, પ્રાયશ્ચિત્તો, નરકો, કર્મવિપાક, દાનો અને સ્ત્રીધર્મ વિશેના ભાગ ઈ.સ. ૮૦૦ અને ૧૦૦૦ની વચ્ચે ઉમેરાયા જણાય છે. કૂર્મપુરાણનો ઉત્તર ભાગ સ્પષ્ટતઃ શંકરાચાર્ય પછીનો છે. આ પુરાણમાં નિરૂપાયેલા વર્ણાશ્રમ ધર્મ, વ્રતો, વિષ્ણુપૂજા, કર્મવિપાક વગેરે વિષયો આ કાલના દ્યોતક છે.

ભાગવતપુરાણ, જે વૈષ્ણવોનું સહુથી લોકપ્રિય પુરાણ છે, તેની રચના ૯ મા શતકમાં થઈ હોવાનું શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી માને છે. એ મુખ્યત્વે વિષ્ણુપુરાણને અનુસરે છે અને કેટલેક અંશે એમાં નવી બાબતો ઉમેરે પણ છે.

લિંગપુરાણ, જે શૈવપુરાણ છે, તે લગભગ એ સમયનું લાગે છે. લિંગપ્રતિષ્ઠા, પાશુપત વ્રત, પંચાક્ષરી મંત્ર, દીક્ષા, પુરશ્ચરણ, યતિધર્મ, મહાદાનો અને ગૂઢ વિધિઓને લગતા ખંડ તો સ્પષ્ટતઃ ૯ મી–૧૦ મી સદીના છે.

ગરુડપુરાણના ત્રણ કાંડો પૈકી પ્રેતકાંડ સહુથી પ્રાચીન છે. આ ચાર કાંડ ૯મા શતકમાં લખાયા લાગે છે. ત્રિકાલ સંધ્યા, જપ, પૂજા, વ્રતો, તીર્થો, પ્રતિષ્ઠા, મંત્ર, તંત્ર ઇત્યાદિ વિષય એમાં દસમી સદીમાં ઉમેરાયા જણાય છે. બ્રહ્મકાંડ ભાગવત પછીનો છે.

અગ્નિપુરાણ એ પુરાણ કરતાં વધારે સંગ્રહરૂપ છે. એમાં દસ અવતારો, પૂજા-વિધિ, દેવાલય-નિર્માણ, પ્રતિમાલક્ષણો, પ્રતિષ્ઠા, ભુવનકોશ, તીર્થો, વર્ણાશ્રમ ધર્મો, વ્રતો, રાજનીતિ, રત્નપરીક્ષા, ધનુર્વેદ, દાન, ગજચિકિત્સા, અશ્વચિકિત્સા, વિષચિકિત્સા, મંત્ર, છંદ, કાવ્ય, નાટક, રસ, અલંકાર, વ્યાકરણ, કોશ ઇત્યાદિ અનેકાનેક વિવિધ વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છે. કાવ્યશાસ્ત્રને લગતા અધ્યાયો ઈ.સ. ૯૦૦ની આસપાસના છે. વર્ણાશ્રમ, વ્રતો, રાજધર્મ ઇત્યાદિ વિષયો પણ તે અરસામાં નિરૂપાયા લાગે છે.

બ્રહ્મવૈવર્તપુરાણમાં બંગાળના વૈષ્ણવ ધર્મની સ્પષ્ટ અસર રહેલી છે. એમાં શ્રીકૃષ્ણની સાથે રાધાનો તથા ગોલોકનો મહિમા ગાયો છે. આ પુરાણના પ્રાચીન અંશ (દા.ત., જન્માષ્ટમી-વ્રત અને એકાદશી-વ્રતનું માહાત્મ્ય) ૮મી સદીના લાગે છે, જ્યારે પછીના અંશ દસમી સદી પછીના છે. નારદપુરાણમાં વ્રતો વગેરેનું નિરૂપણ ૯મી–૧૦મી સદીમાં થયું લાગે છે.

આમ આ કાલ દરમ્યાન વ્રતો, તીર્થો, પૂજા ઇત્યાદિનો મહિમા પ્રવર્ત્યો જણાય છે.

**સ્મૃતિઓ**

'ચતુર્વિંશતિમત' અને 'ષટ્ત્રિંશન્મત' નામે મતસંગ્રહ આ કાલ દરમ્યાન લખાયા. એમાં બૌદ્ધ, જૈન, લોકાયત ઇત્યાદિ મતોના અનુયાયીઓને વર્જ્ય ગણ્યા છે.

સ્મૃતિઓની રચનાનો સમય હવે ચાલ્યો ગયો હતો. હવે એને બદલે ટીકાઓ અને નિબંધો લખવાની પ્રથા પ્રચલિત થઈ. આ કાલ દરમ્યાન બે મહત્ત્વની ટીકાઓ લખાઈ. વિશ્વરૂપે 'યાજ્ઞવલ્ક્યસ્મૃતિ' પર 'બાલક્રીડા' નામે ટીકા લખી અને એ પછી મેધાતિથિએ 'મનુસ્મૃતિ' પર 'મનુભાષ્ય' નામની વૃત્તિ લખી. મેધાતિથિ ઉત્તરના હતા અને ઈ.સ. ૮૨૫–૯૦૦ દરમ્યાન થયા.

શૈવ ધર્મના સાંપ્રદાયિક સાહિત્યમાં કાશ્મીરમાં વસુગુપ્ત–કૃત 'શિવસૂત્રો', કલ્લટ–કૃત 'સ્પન્દ-સર્વસ્વ', સોમાનંદ–કૃત 'શિવદૃષ્ટિ' અને અભિનવગુપ્ત–કૃત 'પરમાર્થસાર' લોકપ્રિય છે. અભિનવગુપ્તનો 'તંત્રાલોક' તાંત્રિક મત પર પ્રકાશ પાડે છે. બૌદ્ધ સંપ્રદાયમાં 'મંજુશ્રીમૂલકલ્પ' અને 'ગુહ્યસમાજ' જેવા તાંત્રિક ગ્રંથ લખાયા. ધારણીઓની રચના લોકપ્રિય બની. વજ્રયાનમાં 'ગુહ્યસિદ્ધિ' અને 'જ્ઞાનસિદ્ધિ' જેવા ગ્રંથ લખાયા.

જૈન લેખકોમાં હરિભદ્રસૂરિએ જૈન ધર્મની પ્રભાવના કરતા કેટલાક ગ્રંથ લખ્યા. વળી 'કુવલયમાલા', 'હરિવંશપુરાણ', 'ઉપમિતિભવપ્રપંચકથા', 'આદિપુરાણ', 'ઉત્તરપુરાણ', 'બૃહત્કથાકોશ' જેવી સાંપ્રદાયિક કૃતિઓ રચાઈ. હરિભદ્રસૂરિ અને શીલાંક જેવા વિદ્વાનોએ પ્રાકૃત આગમો પર સંસ્કૃત ટીકા લખવા માંડી.

શંકરાચાર્ય, આનંદવર્ધન, ઉત્પલ, કુલશેખર, પુરાન્તક, શોભન અને માનતુંગ જેવા ભક્તકવિઓએ સુંદર સ્તોત્ર રચ્યાં.

## દાર્શનિક સાહિત્ય

દાર્શનિક સાહિત્ય ભાષ્યો અને વૃત્તિઓથી સમૃદ્ધ બન્યું. આસ્તિક દર્શનોની બાબતમાં વાચસ્પતિ મિશ્રે વિપુલ ફાળો આપ્યો. તેઓ નૃગ નામે રાજાના સમયમાં થયા; એ રાજાની ઉદારતા અપાર હતી. આ રાજાનું અભિજ્ઞાન થયું નથી. વાચસ્પતિ ઈસવી નવમી સદીના પૂર્વાર્ધમાં થયા. તેમની વિદ્વત્તા સર્વદેશીય હતી. તેમણે સર્વ આસ્તિક દર્શનોનું વિવરણ કર્યું છે. તેઓ સર્વ દર્શનો તરફ અનુરાગ ધરાવતા અને એમાંના કોઈ દર્શન તરફ પક્ષપાત ધરાવતા નહિ. આથી તેઓ 'સર્વદર્શનવલ્લભ' તથા 'સર્વતન્ત્રસ્વતંત્ર' ગણાય છે.

ન્યાયદર્શન વિશે તેમણે પહેલાં 'ન્યાયસૂચિનિબંધ' (ઈ.સ. ૮૪૧) તથા 'ન્યાયસૂત્રોદ્ધાર' તૈયાર કર્યો ને પછી ઉદ્દ્યોતકરના 'ન્યાયવાર્તિક' પર 'તાત્પર્ય' નામે ટીકા લખી. તેમાં બૌદ્ધ ખંડન સામે આસ્તિક નૈયાયિકોનો જ્વલંત બચાવ કરવામાં આવ્યો છે. ઈશ્વરકૃષ્ણની 'સાંખ્યકારિકા' પર 'સાંખ્યતત્ત્વકૌમુદી' નામે ટીકા લખી, જે સાંખ્યદર્શનના સાહિત્યમાં કૌમુદી સમાન છે. વળી પતંજલિ-કૃત 'યોગસૂત્ર' પરના વ્યાસભાષ્ય પર 'તત્ત્વવૈશારદી' નામે વૃત્તિ લખી. મંડનમિશ્ર-કૃત 'વિધિવિવેક' પર 'ન્યાયકણિકા' નામે ટીકા લખી તેમ જ ભાટ્ટ મીમાંસા પર 'તત્ત્વબિન્દુ' નામે સ્વતંત્ર ગ્રંથ લખ્યો. વેદાન્તમાં બ્રહ્મસૂત્ર પરના શાંકરભાષ્ય પર વાચસ્પતિએ 'ભામતી' નામે વિશદ વૃત્તિ લખી. આ વૃત્તિનું શીર્ષક તેનાં પત્નીના નામના સ્મારકરૂપે છે. વળી સુરેશ્વર[૧]-કૃત 'બ્રહ્મસિદ્ધિ' પર 'તત્ત્વસમીક્ષા' નામે ટીકા લખી. આમ વાચસ્પતિ મિશ્રે લગભગ સર્વ આસ્તિક દર્શનોને વિશે વિવરણ-વિવેચન કર્યું.

ન્યાયદર્શનના અન્ય લેખકોમાં જયંત ભટ્ટ કાશ્મીરના રાજા શંકરવર્મા-(ઈ.સ. ૮૮૩-૯૦૦)ના સમયમાં થયા. તેમણે ન્યાયસૂત્રો પર 'ન્યાયમંજરી' નામે

૧. મંડનમિશ્ર મીમાંસક મટી વેદાન્તી બન્યા ત્યારે સુરેશ્વર તરીકે ઓળખાયા.

ટીકા લખી. દસમા સૈકાના આરંભમાં ભાસર્વજ્ઞે 'ન્યાયસાર' લખી ન્યાયદર્શનની સમીક્ષા કરી. ઉદયનાચાર્યે ન્યાયવાર્ત્તિક-તાત્પર્ય-ટીકા પર 'પરિશુદ્ધિ' નામે ટીકા લખી (ઈ.સ. ૯૮૪). 'આત્મતત્ત્વવિવેક'માં તેમણે આત્માની શાશ્વતતાનું પ્રતિપાદન કર્યું અને 'બૌદ્ધધિક્કાર'માં બૌદ્ધ મતનું નિરસન કર્યું. 'ન્યાયપરિશિષ્ટ'માં તેમણે ન્યાયસૂત્રોનું વિવરણ કર્યું છે.

ઉદયનાચાર્યે વૈશેષિક દર્શન વિશે 'લક્ષણાવલી' લખી છે. વૈશેષિક સૂત્ર પરના પ્રશસ્તપાદ-ભાષ્ય પર 'કિરણાવલી' નામે વૃત્તિ લખી છે. પ્રશસ્તપાદ-કૃત ભાષ્ય પર શ્રીધરભટે 'ન્યાયકન્દલી' નામે ટીકા લખી છે (ઈ.સ. ૯૯૧). તેમાં તેમણે ન્યાય-વૈશેષિકનું પહેલવહેલું આધિદૈવિક અર્થઘટન રજૂ કર્યું છે. વ્યોમશેખરની વ્યોમવતી એ ભાષ્ય પરની એક બીજી ટીકા છે, જે ઉદયનાચાર્યની 'કિરણાવલી' પહેલાં લખાયેલી. 'ન્યાયકુસુમાંજલી'માં ઉદયનાચાર્યે કારિકાઓ તથા તેના પરની વૃત્તિ દ્વારા મીમાંસા, સાંખ્ય, વેદાન્ત અને બૌદ્ધ મતનું ખંડન કરી ન્યાયની દૃષ્ટિએ આત્માના અસ્તિત્વનું પ્રતિપાદન કર્યું છે.

યોગદર્શનમાં પતંજલિ-કૃત યોગસૂત્રો પર ભોજે લખેલ 'રાજમાર્તણ્ડ' ટીકા, વિજ્ઞાનભિક્ષુએ વ્યાસ-કૃત યોગભાષ્ય પર લખેલ 'યોગવાર્ત્તિક' ટીકા તથા યોગદર્શનને લગતો 'યોગસારસંગ્રહ' નામે સ્વતંત્ર ગ્રન્થ પ્રાયઃ દસમી સદીના છે.

મીમાંસા દર્શનમાં જૈમિનિસૂત્ર પરના શાબરભાષ્ય પર પ્રભાકરે 'બૃહતી' નામે ટીકા લખી છે. શાબરભાષ્ય પર કુમારિલ ભટ્ટના ત્રણ ખંડગ્રંથો છે: શ્લોકવાર્ત્તિક, તંત્રવાર્ત્તિક અને ટુપ્ ટીકા. તેમની કારકિર્દી શ્રીશંકરાચાર્યની કારકિર્દીના ઉદય સમયે અસ્ત પામવા પર હતી. આથી તેઓ ઈ.સ. ૭૫૦ના અરસામાં થયા ગણાય. કુમારિલ ભટ્ટના શિષ્ય મંડનમિશ્રે 'વિધિવિવેક' તથા 'મીમાંસાનુ-ક્રમણી' લખી છે. વાચસ્પતિ મિશ્રે 'વિધિવિવેક' પર વૃત્તિ લખી છે તેમ જ કુમારિલ ભટ્ટના મત વિશે 'તત્ત્વબિન્દુ' ગ્રંથ લખ્યો છે. કુમારિલ ભટ્ટે પ્રભાકરથી કેટલોક ભિન્ન મત પ્રતિપાદિત કર્યો છે. આ મતભેદે મીમાંસકોમાં પ્રાભાકર અને ભાટ્ટ એવી બે ભિન્ન વિચારશ્રેણી પ્રવર્તાવી.

ઉત્તરમીમાંસા કે બ્રહ્મમીમાંસા અર્થાત્ વેદાન્તદર્શનમાં ઉપનિષદો, ભગવદ્-ગીતા અને બ્રહ્મસૂત્રને પ્રસ્થાન-ત્રયી (ત્રણ આધારભૂત પ્રસ્થાન-ગ્રન્થ) ગણવામાં આવે છે. બ્રહ્મસૂત્ર એટલે બાદરાયણ વ્યાસે રચેલાં વેદાન્તસૂત્ર (કે શારીરકસૂત્ર). એના ચાર અધ્યાય છે. પહેલા અધ્યાયમાં જગતનું કારણ બ્રહ્મ છે અને તેનું સ્વરૂપ ઉપનિષદોના સમન્વયથી સમજાય છે તેવું પ્રતિપાદન છે. બીજા અધ્યાયમાં

એ વિશેના બીજાં દર્શનોના મતોનું ખંડન કર્યું છે. ત્રીજામાં બ્રહ્મપદને પ્રાપ્ત કરવાનાં સાધનોનું અને ચોથામાં બ્રહ્મપ્રાપ્તિ-રૂપ મોક્ષનું નિરૂપણ છે, પરંતુ આ સૂત્રગ્રન્થ સંક્ષિપ્ત હોઈ, તેના વિગતવાર અર્થતારણમાં મતભેદ પડવા લાગ્યો. સમય જતાં તેના પર જે જુદાંજુદાં ભાષ્ય લખાયાં, તેમાં શ્રીશંકરાચાર્યે લખેલું બ્રહ્મસૂત્રભાષ્ય વેદાન્તદર્શનમાં અનેક રીતે અગ્રિમ સ્થાન ધરાવે છે. તેમાં તેમણે બ્રહ્મ જ સત્ય છે, જગતનો આભાસ મિથ્યા છે અને જીવ તત્ત્વતઃ બ્રહ્મ જ છે એવું પ્રતિપાદિત કર્યું છે. કેવલ બ્રહ્મ એ એક જ સત્ય તત્ત્વ હોઈ, તેને તેઓ કેવલ-અદ્વૈત કહે છે, પારમાર્થિક સત્યમાં કેવલ બ્રહ્મ જ છે; વ્યાવહારિક સત્યમાં જીવ અને જગતનો ભિન્નરૂપે આભાસ થાય છે તે માયા અને અવિદ્યાને લઈને છે. આ માયાવાદ શંકરાચાર્યે ગૌડપાદાચાર્ય પાસેથી ગ્રહણ કર્યો હતો અને ગૌડપાદાચાર્યે એ મત બૌદ્ધોના શૂન્યવાદ અને વિજ્ઞાનવાદના મિશ્રણમાંથી વિકસાવ્યો હતો. આથી શંકરાચાર્યને પ્રચ્છન્ન બૌદ્ધ કહેવામાં આવ્યા છે. શંકરાચાર્યે બ્રહ્મસૂત્ર ઉપરાંત ભગવદ્ગીતા તથા દસ ઉપનિષદો પર પણ ભાષ્ય લખેલ છે. વળી વિવેકચૂડામણિ જેવા કેટલાક પ્રકરણ-ગ્રંથ પણ લખ્યા છે. શંકરાચાર્યે પ્રતિપાદિત કરેલા કેવલાદ્વૈત મતનું પછીના ઘણા આચાર્યોએ ખંડન કર્યું છે, છતાં એ મતનું પ્રાબલ્ય અદ્યપર્યંત ટકી રહ્યું છે. એમાં સગુણ-ઉપાસનાનો મહિમા ન હોવા છતાં સિદ્ધાન્તમાં અનેક તત્ત્વચિંતકો, ખાસ કરીને વેદાન્તીઓ, કેવલાદ્વૈત મતને માનતા આવ્યા છે. શંકરાચાર્ય પ્રાયઃ ઈ.સ. ૭૮૮–૮૨૦માં થયા.

શંકરાચાર્યના શિષ્ય સુરેશ્વરાચાર્યે શંકરાચાર્યનાં બે ઉપનિષદ્ભાષ્યો પર વાર્તિક લખ્યાં તેમ જ મીમાંસક મતનું ખંડન કરતો 'નૈષ્કર્મ્ય સિદ્ધિ' નામે ગ્રંથ પણ લખ્યો.[૧] શંકરાચાર્યના બીજા શિષ્ય પદ્મપાદાચાર્યે બ્રહ્મસૂત્ર પર 'પંચ-વાદિકા' નામે નિબંધ લખ્યો. તેનો ચતુઃસૂત્રી પર્યંતનો ભાગ જ ઉપલબ્ધ છે. બ્રહ્મસૂત્ર પરના શંકરભાષ્ય પર જૂનામાં જૂની વૃત્તિ વાચસ્પતિમિશ્ર-કૃત 'ભામતી' છે.

શંકરાચાર્યના શિષ્યના શિષ્ય સર્વજ્ઞમુનિએ બ્રહ્મસૂત્ર પરના શાંકરભાષ્યનો પદ્યસંક્ષેપ 'સંક્ષેપ-શારીરક' નામે કર્યો છે.

શંકરાચાર્યના શિષ્ય તોટકાચાર્યે તોટકવૃત્તમાં 'શ્રુતિસાર-સમુત્સરણ' નામનું પ્રકરણ લખ્યું છે.

---

૧. તેઓ શંકરાચાર્યના શિષ્ય થતા પહેલાં મંડનમિશ્ર નામે પ્રખર મીમાંસક હતા. પરંતુ હવે તેમનામાં ભારે વિચાર-પરિવર્તન થયું હતું.

સુરેશ્વરાચાર્યે 'બ્રહ્મસિદ્ધિ'માં અદ્વૈત વેદાન્તનું નિરૂપણ કર્યું છે અને વાચસ્પતિ મિશ્રે તેના પર 'તત્ત્વસમીક્ષા' નામે વૃત્તિ લખી છે.

વેદાન્તમાં શંકરાચાર્યના કેવલાદ્વૈતવાદથી ભિન્ન એવો વિશિષ્ટાદ્વૈતવાદ પ્રવર્ત્યો. એમાં આળવારોની જેમ આચાર્યોની પરંપરા પ્રચલિત થઈ. આ આચાર્યોમાં આદ્ય શ્રીનાથમુનિ (શ્રીરંગનાથ) છે, જે ઈ.સ. ૮૫૦–૯૨૦માં થયા. જેમ ગૌડ વેદાન્તનો પુનરુદ્ધાર ગૌડપાદ આચાર્યે કર્યો તેમ દ્રાવિડ વેદાન્તનો પુનરુદ્ધાર શ્રીનાથમુનિએ કર્યો છે. એમણે 'ન્યાયતત્ત્વ' અને 'યોગરહસ્ય' નામે બે ગ્રંથ લખ્યા હોવાનું જાણવા મળે છે. તેમના પૌત્ર યામુનાચાર્ય દસમી સદીના અંતમાં થયા. એમણે સિદ્ધિત્રય, આગમપ્રામાણ્ય, પુરુષનિર્ણય, ગીતાર્થસંગ્રહ, સ્તોત્ર-રત્ન ઇત્યાદિ ગ્રંથ લખ્યા છે. વિશિષ્ટાદ્વૈતના પ્રખર પ્રતિપાદક શ્રીરામાનુજાચાર્ય (૧૧મી સદી) તેમના શિષ્ય થાય. આ મત અનુસાર ચિત્ (જીવ) અને અચિત્ (જગત)થી વિશિષ્ટ એવું બ્રહ્મ અદ્વૈત છે, જગત પરમેશ્વર વડે ઉત્પત્તિ, સ્થિતિ અને લય પામે છે, જ્યારે જીવ પરમેશ્વરના અણુરૂપ છે અને તેની ભક્તિ વડે પોતાનું અક્ષયધામ પામે છે. આ મતમાં જગતને મિથ્યા નહિ, પણ સત્ય માન્યું છે અને એથી એ દ્વારા માયાવાદનું ખંડન થાય છે.

ગૌડ અભિનન્દે 'યોગવાસિષ્ઠસાર' લખ્યો.

કાશ્મીરમાં જે શૈવ સંપ્રદાય પ્રવર્ત્યો તેમાં વસુગુપ્તકૃત શિવસૂત્રો, કલ્લટકૃત 'સ્પન્દસર્વસ્વ', સોમાનંદકૃત 'શિવદૃષ્ટિ' તથા 'પ્રત્યભિજ્ઞા-સૂત્ર', ઉત્પલાચાર્યકૃત 'પ્રત્યભિજ્ઞા-કારિકા', અભિનવગુપ્તકૃત 'પ્રત્યભિજ્ઞા-વિમર્શિની', 'તંત્રલોક', 'પરમાર્થ-સાર' ઇત્યાદિ ગ્રંથો નોંધપાત્ર છે. આ શૈવદર્શનમાં વેદાન્તના અદ્વૈત મતની અસર રહેલી છે.

બૌદ્ધ સાહિત્યમાં સુંદર સ્તોત્રો અને સ્તવો રચાયા. એમાં કાશ્મીરના સર્વજ્ઞમિત્રે રચેલ 'સ્રગ્ધરા-સ્તોત્ર' (૮મી સદી) નોંધપાત્ર છે.

તન્ત્રયાનમાં 'મંજુશ્રીમૂલકલ્પ' અને 'ગુહ્યસમાજ' સુપ્રસિદ્ધ છે 'મંજુશ્રી-મૂલકલ્પ'માં અનેકાંનેક મુદ્રાઓ, મંડલો, મંત્રો, ક્રિયાઓ અને ચર્યાનું નિરૂપણ કર્યું છે અને બોધિસત્ત્વ મંજુશ્રી તથા તારાનો મહિમા ગાયો છે. 'ગુહ્યસમાજ' માં તથાગતગુહ્યનું તત્ત્વ સમજાવી તે ગુહ્ય(વજ્ર)નો સાક્ષાત્કાર કરવા મંત્રો, મંડલો વગેરે વિધિવિધાન દર્શાવ્યાં છે. વળી એમાં બુદ્ધ વૈરોચન અને એમાંથી ઉદ્ભવેલ તારા-સ્વરૂપોનો મહિમા બતાવ્યો છે. આ ગ્રંથમાં શૂન્યતાવાદી વજ્રયાનનું નિરૂપણ શરૂ થાય છે. આ મતનું વિશેષ નિરૂપણ આચાર્ય પદ્મવજ્રની 'ગુહ્યસિદ્ધિ' માં,

આચાર્ય અનંગવજ્રની 'પ્રજ્ઞોપાયવિનિશ્ચયસિદ્ધિ'માં અને આચાર્ય ઇન્દ્રભૂતિની 'જ્ઞાનસિદ્ધિ' તથા 'સહજસિદ્ધિ'માં જોવા મળે છે. લક્ષ્મીંકરાની 'અભયસિદ્ધિ' તથા આચાર્ય લીલાવજ્રના ગ્રંથોમાં સહજયાનનો ઉપદેશ રહેલો છે.

વિજ્ઞાનવાદી વજ્રયાનનું નિરૂપણ લુઈ-પાના દોહાઓમાં, આચાર્ય કમ્બલના 'પ્રજ્ઞાપારમિતા–નવશ્લોક–પિણ્ડાર્થ'માં તથા 'સ્વસંવેદન પ્રાકૃતશાસ્ત્ર' માં જોવા મળે છે.

પાલ રાજ્યમાં રાજા ગોપાલના સમકાલીન શાન્તરક્ષિત અથવા ધર્મશાન્તિઘોષે 'તત્ત્વસંગ્રહ'માં યોગાચાર મતનું પ્રતિપાદન કર્યું છે, પરંતુ એ સ્વાતન્ત્રિક માધ્યમિક મતના પ્રતિપાદક હતા. તેમણે ધર્મકીર્તિ–કૃત 'વાદન્યાય' પર ટીકા લખી. 'તત્ત્વસંગ્રહ'માં તેમણે અનેક આસ્તિક તથા બૌદ્ધ દાર્શનિકો અને નૈયાયિકોના મતોનું ખંડન કર્યું છે. રાજા ધર્મપાલના સમયમાં આચાર્ય હરિભદ્રે 'પ્રજ્ઞાપારમિતાસૂત્ર' પર વિદ્વત્તાપૂર્ણ વૃત્તિ લખી. 'અભિસમયાલંકાર' પરના 'આલોક'માં તેમણે પ્રજ્ઞાપારમિતા-સૂત્રોને યોગાચાર મતની દૃષ્ટિએ સમજાવ્યાં છે અને બૌદ્ધ સિદ્ધાંતોનું વિશાળ તથા અગાધ જ્ઞાન દર્શાવ્યું છે. ધર્મપાલે બંધાવેલ વિક્રમશીલ વિહારમાં અનેક બૌદ્ધ સંસ્કૃત ગ્રંથોનો તિબેટી અનુવાદ થયો.

જિનરક્ષિતે સર્વજ્ઞમિત્રના 'સ્રગ્ધરાસ્તોત્ર' પર વૃત્તિ લખી. આચાર્ય જેતારિએ શાન્તિદેવ-કૃત 'શિક્ષાસમુચ્ચય' તથા 'બોધિચર્યાવતાર' પર તથા કેટલાક અન્ય ગ્રંથો પર ટીકા લખી. વળી તેમણે ન્યાયને લગતા ત્રણ ગ્રંથ લખ્યા : હેતુતત્ત્વોપદેશ, ધર્મધર્મિવિનિશ્ચય અને બાલાવતારતર્ક.

જૈન સાહિત્યમાં પ્રાકૃત આગમ ગ્રંથો પર સંસ્કૃતમાં ટીકા લખવાની પહેલ આચાર્ય હરિભદ્રસૂરિએ કરી. અનુયોગદ્વારસૂત્ર, આવશ્યકસૂત્ર, દશવૈકાલિકસૂત્ર, નંદિસૂત્ર, પ્રજ્ઞાપનાસૂત્ર ઇત્યાદિ આગમગ્રંથો પરની ટીકામાં તેમણે મૂળ ગ્રંથોની સંસ્કૃતમાં સમજૂતી આપી. એમાં પ્રાકૃત ઉતારાઓને મૂળ ભાષામાં રહેવા દીધા. હરિભદ્રસૂરિએ એકાંતવાદોનું નિરસન કરી અનેકાન્તવાદનું પ્રતિપાદન કરતો 'અનેકાન્તજયપતાકા' નામે ગ્રંથ લખ્યો, તત્ત્વજિજ્ઞાસુવાદકથાનો આશ્રય લઈ 'શાસ્ત્રવાર્તાસમુચ્ચય' લખ્યો, જેમાં કપિલ, બુદ્ધ વગેરેના મતોનો અનેકાન્તવાદ સાથે સમન્વય સાધવા પ્રયત્ન કર્યો. 'ષડ્દર્શનસમુચ્ચય' એ એમની નાની પણ મહત્ત્વની કૃતિ છે, જેમાં તેમણે સાંખ્ય, ન્યાય, વૈશેષિક, જૈમિનીય, સૌગત(બૌદ્ધ) અને જૈન—એ છયે દર્શનોનાં મુખ્ય તત્ત્વોનું પ્રતિપાદનાત્મક સમભાવી નિરૂપણ કર્યું છે. તેમના 'લોકતત્ત્વનિર્ણય' જેવા બીજા કેટલાક ગ્રંથ પણ સંસ્કૃતમાં છે.

યોગ વિષેના તેમના ચાર ગ્રંથોમાં 'યોગબિંદુ' અને 'યોગદષ્ટિસમુચ્ચય' પણ સંસ્કૃતમાં છે. આ ગ્રંથોમાં એમણે જૈન સાહિત્યમાં યોગ-નિરૂપણનો યોગ સાધ્યો છે.

શીલાંકસૂરિએ આચારાંગસૂત્ર અને સૂત્રકૃતાંગસૂત્ર પર સંસ્કૃતમાં વૃત્તિ રચી. તેમાં તે પ્રાકૃત અવતરણોનોય સંસ્કૃત અનુવાદ આપે છે. તેમણે બાકીનાં નવ અંગો પર પણ વૃત્તિ લખી હતી, પણ તે થોડા વખતમાં નષ્ટ થઈ ગઈ.

સિદ્ધર્ષિસૂરિએ ભિલ્લમાલમાં સં. ૯૬૨(ઈ.સ. ૯૦૫)માં 'ઉપમિતિભવપ્રપંચ-કથા' નામે રૂપકગ્રંથ સંસ્કૃતમાં લખ્યો, જેથી સામાન્ય જનો ઉપરાંત વિદગ્ધ જનોનું ચિત્ત પ્રસન્ન થાય. એમાં ઉપમિતિ (રૂપક) દ્વારા ભવ(સંસાર)નો પ્રપંચ દર્શાવવા વિવિધ રૂપક-પાત્રો અને રસપ્રદ પ્રસંગો દ્વારા મનોહર રીતે ઉપદેશ દેવામાં આવ્યો છે. રૂપકગ્રંથ તરીકે આ ગ્રંથ સમસ્ત ભારતીય સાહિત્યમાં અગ્રિમ સ્થાન ધરાવે છે. આ સૂરિએ પ્રાકૃત 'ચંદ્રકેવલિચરિત્ર'નું સંસ્કૃત રૂપાંતર કર્યું તેમ જ ધર્મદાસગણિ-કૃત પ્રાકૃત 'ઉપદેશમાલા' પર સંસ્કૃત વૃત્તિ લખી.

તર્કપંચાનન અભયદેવસૂરિએ સિદ્ધસેન દિવાકરના 'સન્મતિતર્ક' પર સંસ્કૃત 'વાદમહાર્ણવ' નામે ટીકા લખી. તેમાં તેમણે તે સમયના સર્વ પ્રચલિત દાર્શનિક મતોની ચર્ચા કરી છેવટે એકાન્તવાદનું પ્રતિપાદન કર્યું છે.

રાષ્ટ્રકૂટ રાજા અમોઘવર્ષે જૈન આચાર વિશે 'પ્રશ્નોત્તરમાલિકા' લખી. દિગંબર વિદ્વાનોમાં અકલંક પછી વિદ્યાનંદ, માણિક્યનંદી અને પ્રભાચંદ્ર ઈ.સ. ૮૦૦ના અરસામાં જૈન ન્યાયનો વિસ્તાર કર્યો. 'યશસ્તિલકચમ્પૂ' રચનાર સોમદેવે 'નીતિવાક્યામૃત' લખ્યું. નવમી સદીમાં વીરસેન સ્વામીએ 'ધવલા' અને જિનસેન સ્વામીએ 'જયધવલા' લખી. અમૃતચંદ્રે કુન્દકુન્દાચાર્યની કૃતિઓ, પર વૃત્તિ લખી અને 'તત્ત્વાર્થસાર' તથા 'પુરુષાર્થસિદ્ધયુપાય' જેવા ગ્રંથ લખ્યા. દસમી સદીના અંતભાગમાં નેમિચન્દ્રે અનેક દાર્શનિક ગ્રંથ લખ્યા, જે જૈનદર્શનના નિરૂપણમાં ઘણું મહત્ત્વ ધરાવે છે.

આમ હવે બૌદ્ધ તથા જૈન લેખકો પણ સંસ્કૃત ભાષાનો ઠીકઠીક ઉપયોગ કરતા.

## પ્રાકૃત સાહિત્ય

ભારતમાં બૌદ્ધ લેખકો આ કાલમાં પોતાના સર્વ ગ્રંથ પ્રાયઃ સંસ્કૃતમાં લખતા. પાલિ ગ્રંથો લખવાનું શ્રીલંકામાં ચાલુ રહ્યું. એમાં મુખ્યતઃ વૃત્તિઓ અને પ્રકરણ-ગ્રંથોનો સમાવેશ થાય છે. ઉપતિસ્સકૃત 'બોધિવંશ'માં બોધિવૃક્ષનો ગદ્યમાં ઇતિહાસ આલેખવામાં આવ્યો છે.

જૈનોમાં આગમગ્રંથોની ભાષા તરીકે પ્રાકૃત ભાષા તરફ આદર ચાલુ રહેલો છે, પરંતુ પ્રાકૃત હવે લોકોની બોલાતી ભાષાની ભૂમિકા વટાવી સાહિત્યિક ભાષાની કક્ષાએ પહોંચી હતી, જ્યારે વિદ્વદ્દવર્ગમાં સંસ્કૃત ભાષાનો મહિમા પ્રવર્તતો હતો. આથી હરિભદ્રસૂરિ જેવા વિદ્વાનોએ હવે વૃત્તિઓ અને દાર્શનિક ગ્રંથો સંસ્કૃતમાં લખવા માંડયા હતા, છતાં જૈન લેખકોએ પ્રાકૃત ભાષાને વિસારે ન પાડતાં તે ભાષામાંય લેખનપ્રવૃત્તિ ચાલુ રાખી.

હરિભદ્રસૂરિએ છ કથાવૃત્તિઓ રચી ગણાય છે, પરંતુ તેમાં બે જ હાલ ઉપલબ્ધ છે. 'સમરાઇચ્ચકહા' ('સમરાદિત્યકથા') પ્રાકૃતમાં મુખ્યતઃ ગદ્યમાં રચાયેલી સુબોધ રસપ્રદ કથા છે. એમાં સરળશૈલી, ભાષાસૌષ્ઠવ અને સિદ્ધ વસ્તુસંકલ્પનાની ઊંચી છાપ પડે છે. એ લાંબાં કંટાળાજનક વર્ણનોથી મુક્ત છે. એમાં અવાન્તર કથાઓ મુખ્ય કથાનક સાથે કલાત્મક રીતે ગૂંથવામાં આવી છે. આ કથા વિદ્વાનોની ભારે પ્રશંસા પામી છે અને જૈન સાધુઓ તથા શ્રાવકોમાં ઘણી લોકપ્રિય રહી છે. રાજપુત્ર ગુણસેન અને પુરોહિતપુત્ર અગ્નિશર્મા એનાં બે મુખ્ય પાત્ર છે. સંયોગવશાત્ અગ્નિશર્મા જન્મોજન્મ ગુણસેનનું વેર લેવા સંકલ્પ કરે છે. એક પછી એક એમ નવ ભવમાં અગ્નિશર્માનો જીવ ગુણસેનના જીવનો ઘાત કરે છે અને અધોગતિ પામતો રહે છે, જ્યારે ગુણસેનનો જીવ તે ક્ષમાપૂર્વક સહ્યા કરે છે ને એ રીતે ઉત્કર્ષ પામી મુક્તિ મેળવે છે. એમાં છેલ્લા ભવમાં એ સમરાદિત્ય તરીકે જન્મેલ છે. આ કથામાં ક્વચિત્ ક્વચિત્ પદ્યબદ્ધ ગાથાઓ આવે છે.

હરિભદ્રસૂરિની બીજી કથાકૃતિ 'ધૂર્તાખ્યાન' છે. તે આખી પદ્યબદ્ધ છે. તેમાં પાંચ ધૂર્તોના મુખે પાંચ આખ્યાન નિરૂપાયાં છે. એમાં દરેક ધૂર્ત અસંભવિત અનુભવ-પ્રસંગ નિરૂપે છે ને એના સમર્થનમાં રામાયણ, મહાભારત અને પુરાણોમાંથી સમાન કથાપ્રસંગોનું ઉદાહરણ આપે છે. હરિભદ્રસૂરિ પૂર્વાશ્રમમાં વિદ્વાન બ્રાહ્મણ હોઈ, આ પુરાણકથાઓનો પૂરો પરિચય ધરાવતા. હવે તેમણે આ આખ્યાનમાં તે કથાઓની અસંભવિતતાને કટાક્ષ દ્વારા પ્રગટ કરી છે.

હરિભદ્રસૂરિએ અનેક પ્રકરણ-ગ્રંથ પ્રાકૃતમાં લખ્યા છે. એમાં 'સંબોધ-પ્રકરણ' ખાસ નોંધપાત્ર છે. તેમાં તત્કાલીન જૈન સંઘની વાસ્તવિક સારીનરસી સ્થિતિનું સુરેખ પ્રતિબિંબ પડેલું છે. યોગને લગતા ચાર ગ્રંથો પૈકી બે પ્રાકૃતમાં છે—યોગશતક અને યોગવિંશતિ. પહેલો ગ્રંથ એક સો ગાથાઓમાં અને બીજો વીસ ગાથાઓમાં રચાયો છે.

વિરહાંક ગણાતા આ હરિભદ્રસૂરિનો સમય ઈ.સ. ૭૦૦થી ૭૭૦નો આંકવામાં આવ્યો છે.

દાક્ષિણ્યાંક ઉદ્દ્યોતનસૂરિએ શક વર્ષ ૭૧૦(ઈ.સ. ૭૮૯)માં 'કુવલયમાલા' નામે પ્રાકૃત કથા રચી, જે ત્રિવિક્રમ-કૃત નલચમ્પૂની ઢબની છે. એની શૈલી ઉચ્ચ કોટીની છે. એમાં ક્વચિત્ અપભ્રંશ અને પૈશાચી ભાષા પણ પ્રયોજાઈ છે. એમાં વળી એ સમયની અઢાર પ્રાદેશિક ભાષાઓના નમૂના આપવામાં આવ્યા છે. આ એક ધર્મકથા છે ને એની મુખ્ય ભાષા મહારાષ્ટ્રી પ્રાકૃત છે.

શીલાંક વિમલમતિએ પ્રાકૃત ગદ્યપદ્યમાં 'ચઉપ્પન્નમહાપુરિસચરિય' (ચોપન મહાપુરુષોનાં ચરિત) રચ્યું. આ મહાપુરુષોમાં ૨૪ તીર્થંકરો. ૧૨ ચક્રવર્તીઓ, ૯ વાસુદેવો અને ૯ બલદેવોનો સમાવેશ થાય છે.

જયસિંહસૂરિએ સં. ૯૧૩-૧૫(ઈ.સ. ૮૫૬-૫૮)માં ધર્મદાસગણિ-કૃત 'ઉપદેશમાલા' પર પ્રાકૃત વૃત્તિ લખી. સં. ૯૭૫(ઈ.સ. ૯૧૯)માં વિજય-સિંહસૂરિએ ગાથાબદ્ધ 'ભુવનસુંદરી-કથા' રચી. એ અરસામાં નન્દિષેણે વિરલ વિવિધ છંદોમાં 'અજિત-શાન્તિ-સ્તવ'ની રચના કરી. દસમી સદીના ઉત્તરાર્ધમાં મહેશ્વરસૂરિએ 'જ્ઞાનપંચમી-કથા' નામે ધર્મકથા રચી, જેમાં જ્ઞાનપંચમીનું માહાત્મ્ય દર્શાવવામાં આવ્યું છે. સ્વયંભૂએ પોતાના છન્દોગ્રંથમા ઉદાહૃત કરેલાં કેટલાંક પ્રાકૃત મૌક્તિકો આ કાલમાં રચાયેલાં છે.

### અપભ્રંશ સાહિત્ય

અનુ-ગુપ્ત કાલથી સંસ્કૃત અને પ્રાકૃતની જેમ અપભ્રંશને સાહિત્યિક ભાષા તરીકે સ્થાન મળવા લાગ્યું હતું. છઠ્ઠી સદીથી એ ભાષામાં છૂટક દોહા રચાવા લાગ્યા હતા, જેમાં શૃંગાર, કરુણ કે વીર રસના ભાવ નિરૂપાતા. વળી સાથે સાથે દોહામાં કેટલીક સળંગ કાવ્યકૃતિઓ પણ રચાતી, જેમાં બૌદ્ધ તથા જૈન કવિઓ વર્ણભેદ તથા સંપ્રદાયભેદ છતાં વિશ્વમાં રહેલી આધ્યાત્મિક એકતાનું નિરૂપણ કરતા. હેમચંદ્રાચાર્યના પ્રાકૃત 'દ્વયાશ્રય'માં આપેલા ઘણા છૂટક દોહા આ કાલના છે. તિલોપાદ, સરહપાદ, કણ્હપાદ વગેરે બૌદ્ધ સંતોનાં દોહાબદ્ધ કાવ્ય દશમીથી ૧૨મી સદીનાં છે. રામસિંહ મુનિના પાહુડ-દોહા તથા દેવસેનના સાવયધમ્મ-દોહા એ દસમી સદીનાં જૈન કાવ્યોના નોંધપાત્ર નમૂના છે.

સંસ્કૃત તથા પ્રાકૃતની જેમ અપભ્રંશમાં પણ મહાકાવ્ય રચાયાં. એમાં સર્ગની જેમ સન્ધિ નામે એકમ હોય છે, જે કેટલાંક કડવાનું[1] બનેલું હોય છે. અપભ્રંશ

૧. એક કડવામાં આઠેક કડીઓ હોય છે.

મહાકાવ્ય મુખ્યતઃ જૈન કવિઓએ રચ્યાં છે ને એમાં મુખ્યત્વે મહાપુરુષોનાં ચરિત નિરૂપાયાં છે.

કવિ સ્વયંભૂદેવે પદ્મ( રામ )ના ચરિતને લગતું 'પઉમચરિઉ'[1] (પદ્મચરિત) રચ્યું. એમાં ૯૦ સન્ધિ છે, જેમાં એકંદરે ૧૩૦૦ જેટલાં કડવાંનો સમાવેશ થાય છે. આ કવિએ 'હરિવંશપુરાણ'[2] નામે બીજું અપભ્રંશ મહાકાવ્ય રચ્યું છે. એમાં અરિષ્ટનેમિ (નેમિનાથ), શ્રીકૃષ્ણ તથા પાંડવોનું ચરિત આવે છે. આ મહાકાવ્યમાં ૧૧૨ સન્ધિ છે, જેમાં લગભગ ૨,૦૦૦ કડવાંનો સમાવેશ થાય છે. પ્રાસ્તાવિક સન્ધિમાં સ્વયંભૂદેવ અગાઉના અનેક કવિઓનું ઋણ સ્વીકારે છે. આ કવિ દસમી સદીમાં થયા. એમનાં આ બંને મહાકાવ્ય અપૂર્ણ રહી ગયેલાં તે તેમના પુત્ર ત્રિભુવન-સ્વયંભૂએ સમાપ્ત કરેલાં છે.

રાષ્ટ્રકૂટ રાજા કૃષ્ણ ૩જા( ઈ.સ. ૯૩૯–૯૬૭ )ના સમયમાં માન્યખેટમાં પુષ્પદન્ત નામે મહાકવિ થયો. એનાં માતાપિતા બ્રાહ્મણ કુલનાં હતાં અને શૈવ હતાં.[3] જૈન ધર્મ અંગીકાર કર્યા પછી પુષ્પદન્તે અપભ્રંશમાં ત્રણ મહાકાવ્ય રચ્યાં : 'મહાપુરાણ', 'જસહરચરિઉ' અને 'ણાયકુમારચરિઉ'. પ્રાસાદિક શૈલી, અલંકારો તથા શ્લેષની ચમત્કૃતિ તેમ જ રોચક વર્ણનો દ્વારા કવિ પુષ્પદન્તે અપભ્રંશ ભાષાને કાવ્યનાં ઉત્તમ તત્ત્વોથી વિભૂષિત કરી છે. 'મહાપુરાણ' શક ૮૮૭ (ઈ.સ. ૯૬૫)માં સમાપ્ત થયું. તેમાં તેસઠ મહાપુરુષોનાં ચરિત નિરૂપ્યાં છે. આથી એને 'તિસટ્ઠિમહાપુરિસગુણાલંકાર' પણ કહે છે. અગાઉથી જણાવેલા ચોપન મહાપુરુષોમાં નવ પ્રતિવાસુદેવ ઉમેરાતાં મહાપુરુષોની સંખ્યા તેસઠ થાય છે. 'જસહરચરિઉ'માં યશોધર અને 'ણાયકુમારચરિઉ'મા નાગકુમાર નામે ધર્મવીરનું ચરિત આલેખાયું છે. પુષ્પદંતની કવન–પ્રવૃત્તિ વિ.સં. ૧૦૨૯( ઈ.સ. ૯૭૨ )માં અર્થાત્ રાષ્ટ્રકૂટ રાજા ખોટ્ટિગદેવના સમયમાં પણ ચાલુ હતી.

'કરકણ્ડચરિઉ' એ કનકામર નામે કવિનું મહાકાવ્ય છે, જે પુષ્પદન્તનાં મહાકાવ્યોની અસર ધરાવે છે. એમાં ૧૦ સન્ધિ છે. એ કરકણ્ડ નામે ધર્મવીરનું ચરિત નિરૂપે છે. આ કવિ પણ જન્મે બ્રાહ્મણ હતો ને આગળ જતાં દિગંબર

---

૧. અપભ્રંશમાં પ્રથમ વિભક્તિ એકવચનનો પ્રત્યય 'ઉ' હોય છે.

૨. એને 'હરિવંસ' અથવા 'રિટ્ઠણેમિચરિઉ' (અરિષ્ટનેમિ-ચરિત) પણ કહે છે.

૩. શૈવ સ્તોત્રોમાં સુપ્રસિદ્ધ 'શિવમહિમ્નઃ સ્તોત્ર' રચનાર કવિ પુષ્પદન્ત એ જૈનધર્મ અંગીકાર કરતા પહેલાંનો આ શૈવ પુષ્પદન્ત હોવાનું મનાય છે.

જૈન થયો હતો. એ દસમી સદીમાં થયો. કવિ ધનપાલ-રચિત 'ભવિસયત્તકહા'માં સાવકા ભાઈની ઈર્ષાને લઈને ભારે કષ્ટ પામતા એક વેપારીની કથા નિરૂપાઈ છે. આ કૃતિ પણ દસમી સદીની ગણાય છે. એમાં ૨૨ સન્ધિ છે. પદ્મકીર્તિ-કૃત 'પાસનાહચરિઉ' (કે 'પાસપુરાણુ') સોળ સન્ધિમાં પાર્શ્વનાથનું ચરિત આલેખે છે. આ મહાકાવ્ય વિ.સં. ૯૯૯ (ઈ.સ. ૯૪૨)માં સમાપ્ત થયું હતું.

સંસ્કૃત તથા પ્રાકૃતની જેમ અપભ્રંશમાં કથાનો સાહિત્યપ્રકાર પણ પ્રચલિત થયો. કવિ હરિષેણુ-કૃત 'ધમ્મ-પરિક્ખા' એ આ પ્રકારની ઉપલબ્ધ કૃતિઓમાં સહુથી પ્રાચીન છે. હરિષેણુ મૂળ ચિતોડ( મેવાડ )નો વતની હતો, પણ આગળ જતાં એ અચલપુરમાં રહેતો હતો. ત્યાં આ કૃતિ તેણે ઈ.સ. ૯૮૭માં રચી. એમાં એ કવિ સ્વયંભૂ તથા પુષ્પદન્તનો ઉલ્લેખ કરે છે. આ કૃતિ જયારામ-કૃત 'ધર્મ-પરીક્ષા' નામે પ્રાકૃત કૃતિ પરથી રચી હોવાનું હરિષેણુ જણાવે છે. તે પ્રાકૃત કૃતિ હાલ ઉપલબ્ધ ન હોઈ, તેની અસરનું પ્રમાણ નક્કી કરી શકાયું નથી.[૧] આ અપભ્રંશ કૃતિમાં ૧૧ સન્ધિ છે, જેમાં એકંદરે ૨૩૪ કડવાં છે. આ ધર્મકથા છે ને એમાં અનેક ઉપકથાઓને મુખ્ય કથાની અંદર વણી લેવામાં આવી છે. હરિભદ્રસૂરિના 'ધૂર્તાખ્યાન'ની જેમ આ કૃતિનો પ્રધાન સૂર કટાક્ષમય છે.

અણહિલ્લપુર(ગુજરાત)ના રાજા મૂલરાજ ૧લાના સમયમાં પ્રાગ્વાટ (પોરવાડ) કૃષ્ણની પ્રેરણાથી શ્રીચન્દ્રમુનિએ ૫૩ સંધિમાં 'કથાકોશ' રચ્યો. તેમાં અનેક રોચક બોધાત્મક કથાઓ સંગૃહીત કરવામાં આવી છે.

## કન્નડ સાહિત્ય

દ્રાવિડ કુલની ભાષાઓમાં તમિળની જેમ હવે કન્નડ ભાષામાં પણ ગણુના-પાત્ર સાહિત્ય રચાવા લાગ્યું. તમિળની સરખામણીએ આ ભાષાએ સંસ્કૃતની કંઈક વધુ અસર અપનાવી છે. 'કન્નડ' નામ 'કર્ણાટક' પરથી વ્યુત્પન્ન થયું છે.

કન્નડ સાહિત્યને પહેલેથી કર્ણાટકના રાજાઓનો આશ્રય મળ્યો. રાષ્ટ્રકૂટ રાજા અમોઘવર્ષ નૃપતુંગ (ઈ.સ. ૮૧૪-૮૭૮) કન્નડ સાહિત્ય તરફ ભારે અનુરાગ ધરાવતો. તેણે કન્નડમાં કાવ્યશાસ્ત્ર વિશે 'કવિરાજમાર્ગ' નામે ગ્રંથ લખ્યો છે. તેમાં તે કાવ્ય વર્ણનીય વિષયોનાં રોચક વર્ણનોથી સભર હોવું જોઈએ એમ

---

૧. સંસ્કૃતમાં અમિતગતિએ ઈ. સ. ૧૦૧૪માં રચેલ 'ધર્મ-પરીક્ષા'માં આ અપભ્રંશ કૃતિની કેટલીક અસર વરતાય છે, જ્યારે એમાં બીજી કેટલીક અસર પ્રાકૃત 'ધર્મપરીક્ષા'ની હોવાનું માલૂમ પડે છે.

જણાવી એનાં ઉદાહરણ આપે છે. એમાં એ સમન્તભદ્ર, પૂજ્યપાદ, ઉદય, વિમલ, જયબન્ધુ, દુર્વિનીત, શ્રીવિજય આદિ અગાઉના લેખકોનો ઉલ્લેખ કરે છે અને કન્નડ સાહિત્યની અનેક કૃતિઓમાંથી ઉદાહરણો આપે છે.

જૈન શિવકોટચાચાર્યનો 'વોદ્દ–આરાધને' નામે બોધાત્મક ગદ્યગ્રંથ 'કવિરાજમાર્ગ' પહેલાં રચાયો હોવા સંભવે છે. 'શૂદ્રક' તથા 'નેમિનાથપુરાણ' (કે 'હરિવંશ')નો કર્તા ગુણવર્મા રાજા નૃપતુંગનો ઉત્તર–સમકાલીન હતો.

દસમી સદીમાં કન્નડ સાહિત્યનો અજબ વિકાસ થયો. નાગવર્માએ છંદઃશાસ્ત્રને વિશે 'છન્દોમ્બુધિ' નામે ગ્રંથ લખ્યો, જે એ વિષયનો પહેલવહેલો કન્નડ ગ્રંથ છે. આ સદીમાં ત્રણ કવિરત્ન થયાં. તેમાં આદિ પમ્પ સર્વોત્તમ છે. એ અરિકેસરી નામે રાજાનો રાજકવિ હતો. ઈ.સ. ૯૪૧માં તેણે 'આદિપુરાણ' અને 'વિક્રમાર્જુન–વિજય' (અથવા 'પમ્પભારત') નામે બે મહાકાવ્ય રચ્યાં. આદિપુરાણમાં પહેલા તીર્થંકર આદિનાથ ઋષભદેવનું ચરિત આલેખ્યું છે. પમ્પ જૈન હતો.

પમ્પનો સમકાલીન કવિ પોન્ન પણ જૈન હતો. 'શાન્તિપુરાણ'માં તેણે સોળમા તીર્થંકર શાન્તિનાથનું ચરિત નિરૂપ્યું છે. રન્ન નામે ત્રીજા કન્નડ કવિએ 'અજિતપુરાણ' રચ્યું, જેમાં બીજા તીર્થંકર અજિતનાથનું ચરિત આલેખાયું છે. આ કાવ્ય ઈ.સ. ૯૯૩માં રચાયું હતું.

પમ્પકૃત 'વિક્રમાર્જુન–વિજય'માં પાંડવ અર્જુનના વિજયની યશોગાથા ગાવામાં આવી છે, તો રન્નકૃત 'સાહસ–ભીમ–વિજય' (કે 'ગદાયુદ્ધ')માં ભીમનાં પરાક્રમ વર્ણવવામાં આવ્યાં છે. આમ આ જૈન કવિઓએ મહાભારતના કથાપ્રસંગો વિશેય મહાકાવ્ય રચ્યાં છે. 'પમ્પ–ભારત'માં અર્જુન ઉપરાંત કર્ણ અને દુર્યોધનનાં પાત્રોનુંય સરસ આલેખન કર્યું છે. એમાં અર્જુન દ્રૌપદીનો એકમાત્ર પતિ છે, મહાકાવ્યનો ખરો નાયક એ જ છે અને ભારત યુદ્ધને અંતે એનો (અને સુભદ્રાનો) રાજ્યાભિષેક થાય છે. 'ગદાયુદ્ધ'માં દ્રૌપદી–અપમાન તથા દુર્યોધન–વધના પ્રસંગ સુંદર રીતે નિરૂપાયા છે. આ બંને મહાકાવ્ય કાવ્યતત્ત્વની દૃષ્ટિએ ઘણાં રોચક અને રસપ્રદ છે.

મહામાત્ય ચામુંડરાયે ઈ.સ. ૯૭૮માં 'ચામુંડરાય-પુરાણ' રચ્યું, જેમાં ચોવીસ તીર્થંકરોનાં ચરિત નિરૂપ્યાં છે. એ કન્નડ ગદ્યસાહિત્યની એક અતિપ્રાચીન કૃતિ છે. આ મહામાત્યે કવિ રન્નને પ્રોત્સાહન આપેલું.

## તમિળ સાહિત્ય

સમ્બન્ધર આદિ શૈવ નાયનારોનાં સ્તવનોની વ્યાપક અસર ચાલુ રહી આ કાલ દરમ્યાન તિરુમલિકઈ તેવર, શેન્થર, કરૂર તેવર, કન્દર–આથિત્થન, પુરુષોથમ નમ્બિ ઇત્યાદિ સંતોએ જે સ્તવનોની રચના કરી, તેને 'તિરુ–ઈશઇપ્પ' નામે નવમા તિરુમુરઈ (સંગ્રહ) તરીકે નામ્બ–આન્દાર–નમ્બિએ સંગૃહીત કર્યાં છે. આ સ્તવન ૨૯ છે ને દક્ષિણ ભારતનાં જુદાં જુદાં શિવાલયોને ઉદ્દેશીને છે. તિરુમલિકઈ તેવરે રચેલા એક સ્તવનમાં શિવના સ્વરૂપનું ચરણથી માંડીને જટા સુધી એક પછી એક અંગવાર નિરૂપણ કરવામાં આવ્યું છે. શેન્થર પણ જટા, શશિકલા, ત્રિશૂલ, નીલકંઠ, તૃતીયનેત્ર ઇત્યાદિ અંગોનું ભાવવાહી વર્ણન કરે છે. કન્દર–આથિત્થન તે ચોલ રાજા ગણ્ડરાદિત્ય (ઈ.સ. ૯૫૩-૯૫૭) છે. તમિળ સાહિત્યમાં શૈવ સ્તવન જાણીતાં છે.

પત્તિનથારે 'કોઈલ–નાનમનિમાલઈ'માં માતાના મૃત્યુ પ્રસંગે માતૃહૃદયના વાત્સલ્યનું હૃદયંગમ નિરૂપણ કર્યું છે અને 'તિરુવેકમ્પમાલઈ'માં સજ્જન-પ્રશંસા તથા દુર્જન-નિન્દાને સ્પષ્ટ વાચા આપી છે. આ કવિ પ્રાયઃ નવમી સદીના ઉત્તરાર્ધમાં થયા.

એવી રીતે વૈષ્ણવ આળવારોનાં ભક્તિપ્રધાન સ્તવન પણ તમિળ સાહિત્યમાં સુપ્રસિદ્ધ છે. આ આળવારોમાંના છેલ્લા ત્રણ—તોંડરડિપ્પોડિ, તિરુપ્પાન અને તિરુમંગઈ ઈ.સ. ૭૫૦–૮૫૦ દરમ્યાન થયા હોવા સંભવે છે. તેમનાં સ્તવનોમાં ભક્તહૃદયની ઉત્કટ ઊર્મિઓનું પ્રતિબિંબ પડે છે. નવમી સદીથી આળવારોની પરંપરા લુપ્ત થઈ ને પછી આચાર્યોની પરંપરા શરૂ થઈ. તેમાંના પ્રથમ આચાર્ય નાથમુનિએ આળવારોનાં સ્તવન એકત્ર કરી તેનો સંગ્રહ તૈયાર કર્યો. તમિળ-નાડમાં શૈવ તથા વૈષ્ણવ સ્તવનોની અસર શતકો સુધી વ્યાપક રહી ને ત્યાં બૌદ્ધ તથા જૈન ધર્મની અસર લગભગ લુપ્ત થઈ ગઈ.

તમિળ સાહિત્યનું ધર્મપરાયણ–ભક્તિપ્રધાન સ્વરૂપ આ કાલ દરમ્યાન ચાલુ રહ્યું.

# ૩. કલાનાં નવાં સ્વરૂપ : ઘડતર અને વિકાસ

વાસ્તુકલા, શિલ્પકલા, અને ચિત્રકલામાં આ કાલ દરમ્યાન કેટલાંક નવાં સ્વરૂપોનું ઘડતર થયું ને એનો વિકાસ તે પછીના કાલ દરમ્યાન ચાલુ રહ્યો. આ વિકાસનું પૂર્ણ સ્વરૂપ સમજવાને અહીં પછીના કાલને પણ સંક્ષેપમાં આવરી લેવામાં આવશે.

**વાસ્તુકલા**

શિલ્પશાસ્ત્રમાં જણાવેલી મંદિર-સ્થાપત્યની મુખ્ય શૈલીઓ આ કાલ દરમ્યાન સ્પષ્ટ ઘડાઈ. ભારતીય શિલ્પશાસ્ત્રમાં દેવાલયની ત્રણ મુખ્ય શૈલીઓ જણાવવામાં આવે છે : નાગર, વેસર અને દ્રાવિડ. નાગર શૈલી મુખ્યતઃ હિમાલય અને વિન્ધ્ય પર્વત વચ્ચે આવેલા ઉત્તર ભારતમાં, વેસર શૈલી મુખ્યતઃ વિન્ધ્ય પર્વત અને કૃષ્ણા નદી વચ્ચે આવેલા દખ્ખણમાં અને દ્રાવિડ શૈલી મુખ્યતઃ કૃષ્ણ અને કન્યાકુમારી વચ્ચે આવેલા દ્રાવિડ દેશમાં પ્રચલિત હતી.[1] આ પૈકી નાગર અને દ્રાવિડ એ બે શૈલી સ્પષ્ટતઃ ભિન્ન લક્ષણ ધરાવે છે, જ્યારે દખ્ખણની ચાલુક્ય શૈલીમાં એ બેનું મિશ્રણ રહેલું છે.

શિલ્પશાસ્ત્રમાં તો નાગર શૈલીનાં મંદિર ચતુરસ્ર (ચોરસ), વેસર શૈલીનાં વૃત્ત(ગોળ) અને દ્રાવિડ શૈલીનાં અષ્ટકોણ (કે ષટ્કોણ) હોવાનું જણાવવામાં આવ્યું છે, પરંતુ આ લક્ષણ આ કાલનાં અવશિષ્ટ મંદિરોને બરાબર લાગુ પડતાં નથી. આ મંદિરોમાં મુખ્યત્વે બે ભિન્ન શૈલીઓ નજરે પડે છે. એમાંની એક મુખ્યતઃ ઉત્તર ભારતમાં અને બીજી દક્ષિણ ભારતમાં માલૂમ પડે છે. આથી એને અનુક્રમે નાગર અને દ્રાવિડ શૈલી તરીકે ઓળખાવવામાં આવે છે. આ શૈલી-ભેદ મંદિરનાં તલમાન તથા ઊર્ધ્વમાન એ બંનેમાં રહેલો છે. નાગર શૈલીના મંદિરનું તલમાન મુખ્યતઃ ચોરસ હોય છે, પરંતુ એની દરેક બાજુમાં એક પછી એક નાના થતા જતા કેટલાક પ્રક્ષેપ કાઢવામાં આવે છે. આથી એ છેવટે

---

૧. આ શૈલીઓની થોડી અસર પોતપોતાના મુખ્ય પ્રદેશ પાર પણ પ્રસરતી. નાગર શૈલીનાં થોડાં મંદિર દક્ષિણમાં ધારવાડ જિલ્લા અને કૃષ્ણા જિલ્લા સુધી જોવા મળે છે, જ્યારે દ્રાવિડ શૈલીનાં થોડાં મંદિર ઔરંગાબાદ જિલ્લા સુધી અને અપવાદતઃ છેક ગ્વાલિયર અને વૃંદાવન સુધી નજરે પડે છે.

તારાકાર[1] દેખાય છે. તલમાનમાં આયોજેલો એનો આ આકાર એના ઊર્ધ્વ-માનમાં પણ પ્રસારવામાં આવે છે. ઊર્ધ્વમાનમાં ગર્ભગૃહના શિખરમાં આ તલમાન ઉપર જતાં ધીમે ધીમે સાંકડું થતું જાય છે, પરંતુ એની ઊભી રેખાઓ સળંગ અને અખંડિત રીતે અંદર વળતી હોય છે. તારાકાર તલમાન અને રેખાન્વિત શિખર એ મંદિર-સ્થાપત્યની નાગર શૈલીનાં વિશિષ્ટ લક્ષણ છે.

દ્રાવિડ શૈલીનાં મંદિરોમાં ચોરસ ગર્ભગૃહને ફરતો ઢાંકેલો પ્રદક્ષિણાપથ રાખીને તેને ફરતો મોટો ચોરસ રાખવામાં આવે છે અને એની દીવાલની બહારની બાજુમાં અર્ધસ્તંભો વડે ગોખલા કાઢવામાં આવે છે. દ્રાવિડ શૈલીનું એથીયે વિશિષ્ટ લક્ષણ એના શિખરના ભિન્ન આકારમાં રહેલું છે. આ શિખર, ઉપર જતાં સાંકડા થતા જતા અલગ અલગ મજલાઓનું બનેલું હોય છે; આ મજલાઓ વચ્ચે કાટખૂણાકાર ખાંચા પડે છે અને એમાંના સહુથી ઉપલા મજલા પર ઘૂમટાકાર સ્તૂપી (નાની ટોચ) હોય છે. નાગર શૈલીના શિખરનો ઝોક ઊભો હોય છે, જ્યારે દ્રાવિડ શૈલીના શિખરનો ઝોક આડો હોય છે. આથી આ બે શૈલીનાં મંદિર દૂરથીયે જુદાં તરી આવે છે.

નાગર તથા દ્રાવિડ શૈલીનાં કેટલાંક વિશિષ્ટ લક્ષણ અનુ-ગુપ્ત કાલમાં ખીલ્યાં હતાં, પરંતુ આ કાલ દરમ્યાન એ લક્ષણ વધારે સ્પષ્ટ બનતાં જાય છે એટલું જ નહિ, જુદા જુદા પ્રદેશોમાં એનાં અમુક પ્રાદેશિક સ્વરૂપ પણ ઘડાવા લાગે છે.

## નાગર શૈલીનાં મંદિર

નાગર શૈલીનાં મંદિરોના નમૂના ઓરિસા, મધ્ય પ્રદેશ, રાજસ્થાન, ગુજરાત, મહારાષ્ટ્ર, કર્ણાટક, પંજાબ, ઉત્તર પ્રદેશ અને પૂર્વ ભારતમાંય જોવા મળે છે. આ સર્વ પ્રદેશોનાં મંદિરોમાં તારાકાર તલમાન અને રેખાન્વિત શિખર–એ નાગર શૈલીનાં બે વિશિષ્ટ લક્ષણ સર્વત્ર રહેલાં છે, પરંતુ વિગતોમાં એ સ્પષ્ટતઃ પ્રાદેશિક સ્વરૂપ-ભેદ ધરાવે છે.

### ઓરિસા

આ શૈલીનાં પ્રાદેશિક સ્વરૂપોમાં ઓરિસાનું દેવાલય-સ્વરૂપ સહુથી વધુ સુરેખ અને સુવિકસિત છે. એનો વિકાસક્રમ ભુવનેશ્વરનાં પ્રાચીન દેવાલયોમાં

૧. તારાના જેવા આકારનું. ખરી રીતે ચારે બાજુએ લાંબા મધ્યભાગ અને ચારે ખૂણામાં નાના નાના ખાંચા ધરાવતા ચોરસ આકારનું.




૩૮. ઓરિસાના મંદિરની રૂપરેખા

સ્પષ્ટતઃ જોવા મળે છે. પ્રાચીન તોસલી અને શિશુપાલગઢની સમીપ આવેલું આ સ્થળ એકામ્રક્ષેત્રનું શૈવ તીર્થધામ હતું ને હવે ઓરિસાનું પાટનગર થયું છે. ત્યાં શૈલોદ્ભવ વંશના શાસન દરમ્યાન પાશુપત સંપ્રદાયનાં સુંદર દેવાલય બંધાવા લાગ્યાં અને તે પ્રવૃત્તિ ભૌમવંશ, સોમવંશ ઇત્યાદિ રાજવંશોના શાસન દરમ્યાન ચાલુ રહી. કલિંગમાં આ શૈલીનાં પરગણુ ગંગવંશના પાટનગર કલિંગનગર(હાલના મુખલિંગમ)માં થયેલાં, જ્યારે એનો ક્રમિક વિકાસ ભુવનેશ્વરમાં જોવા મળે છે. ત્યાંનાં પ્રાચીન દેવાલયોમાં કલિંગની જે સ્થાપત્ય-શૈલી નજરે પડે છે, તે વાસ્તુ-શિલ્પની દૃષ્ટિએ જ નહિ, શિલ્પશાસ્ત્રની દૃષ્ટિએ પણ પ્રાદેશિક વિશિષ્ટતાઓ ધરાવે છે. દેવાલયને ત્યાં 'દેઉલ'[1] કહે છે. શરૂઆતમાં એમાં એકલું ગર્ભગૃહ જ રખાતું ને પછી એની આગળ બીજા ખંડ ઉમેરાતા ગયા ત્યારે પણ દેવાલયનું મુખ્ય અંગ એ જ રહ્યું. આથી ગર્ભગૃહને પણ 'દેઉલ' કે 'બાડા દેઉલ' કહે છે. રેખાન્વિત શિખરને લઈને એને 'રેખા દેઉલ' પણ કહે છે. આ દેવાલયોમાં સામાન્યતઃ ગર્ભગૃહ અને મંડપ હોય છે. ગર્ભગૃહની આગળ રખાતા મંડપને અહીં 'મુખમંડપ' કે 'જગમોહન' કહે છે.[2] અંદરના ભાગમાં એ બંને ખંડ સાદા અને ચોરસ હોય છે. બહારના ભાગમાં દરેક બાજુની વચ્ચે એક કે વધારે પ્રક્ષેપ કાઢીને તેને ત્રિ-રથ, પંચ-રથ, સપ્ત-રથ ઇત્યાદિ આકાર આપવામાં આવે છે.[3] આ પ્રલંબોને લઈને દીવાલોના આકારમાં વૈવિધ્ય આવે છે અને એ પ્રક્ષેપોને છેક ટોચ સુધી પ્રસારવામાં આવે છે. ઊર્ધ્વમાનમાં દેવાલયના ત્રણ કે ચાર મુખ્ય ભાગ પડે છે. કેટલાંક દેવાલય પીઠ કે પીઠિકા પર બંધાતાં. આ પીઠને 'પિષ્ટ' કહે છે. દીવાલવાળા ભાગને 'બાડ' કહે છે; દેઉલ પરના શિખરના તથા જગમોહન પરના સામરણના મુખ્ય ભાગને 'ગણ્ડી' (થડ) કહે છે; અને ગણ્ડીના ટોચભાગને 'મસ્તક' કહે છે. મસ્તકમાં આમલક અને કલશ હોય છે (આકૃતિ ૩૮). જગમોહનની ગણ્ડી નીચી અને પિરામિડ ઘાટની હોય છે, જ્યારે દેઉલની ગણ્ડી ઊંચી અને લમ્બ ઘાટની હોય છે. આમલકવાળા ઊંચા શિખરને લઈને દેઉલ પાઘડી પહેરી ઊભેલા ઊંચા માણસ જેવું દેખાય છે. શિખરની દૃઢતા માટે એની અંદરના ભાગમાં સામાસામી દીવાલોને જોડતી એક કે વધુ છત ઉમેરવામાં આવતી. દેવાલયની અંદરની બાજુ સાવ સાદી હોય છે, જ્યારે એની બહારની બાજુને વિવિધ શિલ્પકૃતિઓથી વિભૂષિત કરવામાં આવે છે.

૧. દેવકુલ.

૨. આગળ જતાં મોટાં મંદિરોમાં જગમોહનની આગળ નાટ-મંદિર અને ભોગ-મંદિર નામે બીજા બે મંડપ ઉમેરાયા.

૩. પ્રલંબને લઈને દીવાલના આડા ત્રણ, પાંચ, સાત.... ખંડ પડે છે, તેને 'રથ' કે 'રથક' કહે છે.

ભુવનેશ્વરનાં પ્રાચીન મંદિરોમાં પરશુરામેશ્વરનું મંદિર ઘણું પ્રાચીન જણાય છે. આ મંદિર ૭મી કે ૮મી સદીમાં બંધાયું જણાય છે. એ નાનું પણ નમૂનેદાર છે. એના દેઉલને પિષ્ટ નથી, એનો બાડ ત્રિ–રથ છે અને એનું શિખર માત્ર ૧૩ મીટર ઊંચું છે. જગમોહન પછીથી ઉમેરાયું લાગે છે. એ લંબચોરસ છે અને એની બાજુએ પણ એકેક પ્રવેશદ્વાર કાઢેલું છે. ઓરિસાનાં દેવાલયોના જગમોહનમાં સ્તંભ ભાગ્યે જ સ્થાન ધરાવે છે. આ મંદિરનું મૂળ નામ પરાશરેશ્વર હોવા સંભવે છે. સ્વર્ણજાલેશ્વરનું મંદિર આ મંદિર સાથે ઘણું સામ્ય ધરાવે છે. ઉત્તરના ગોખલામાં પાર્વતીની પ્રતિમા છે અને એની ઉપરના પાટડા પર શિવપાર્વતી, લિંગપૂજા અને શિવપાર્વતી–વિવાહના પટ્ટ નજરે પડે છે.

લક્ષ્મણેશ્વર, ભરતેશ્વર અને શત્રુઘ્નેશ્વરને નામે ઓળખાતાં ત્રણ નાનાં જીર્ણશીર્ણ મંદિર પરશુરામેશ્વર મંદિર કરતાં વધારે પ્રાચીન જણાય છે. એમાં રાવણાનુગ્રહમૂર્તિ, નટરાજ, લકુલીશ, શિવપાર્વતી–વિવાહ, ઉમામહેશ્વર ઇત્યાદિની શિલ્પકૃતિઓ નોંધપાત્ર છે. મોહિની મંદિર પણ પરશુરામેશ્વર મંદિરને મળતું આવે છે. એના દેઉલમાં દશભુજ ચામુંડાની ભીષણ સ્વરૂપની પ્રતિમા રહેલી છે. ઉત્તરેશ્વર, ગૌરીશંકર, ગણેશ અને પશ્ચિમેશ્વરનાં ખંડિત મંદિર પણ લગભગ આ પ્રકારનાં છે.

વૈતાલ દેઉલનું સ્થાપત્ય–સ્વરૂપ અનોખું છે. એનો ઘાટ બૌદ્ધ ચૈત્યગૃહ જેવો લાગે છે અને અનુકાલીન દ્રાવિડ દેવાલયના ગોપુરની યાદ અપાવે છે. દેઉલનું તલમાન લંબચોરસ છે અને એના શિખરની ટોચ અર્ધનળાકાર છે. ઓરિસામાં આ પ્રકારના દેઉલને ખાખરા પ્રકારનું દેઉલ કહે છે. જગમોહનનું તલમાન પણ લંબચોરસ છે. એના ચાર ખૂણે એકેક નાનું દેઉલ ઉમેરીને આ મંદિરને પંચાયતન સ્વરૂપ આપવામાં આવ્યું છે. દેઉલમાં ચામુંડા વગેરે દેવીઓની પ્રતિમાઓ છે અને એમાં શક્તિધર્મના તાંત્રિક સ્વરૂપની સ્પષ્ટ અસર વરતાય છે. શિશિરેશ્વર અને માર્કણ્ડેયેશ્વરનાં મંદિર સ્થાપત્યમાં પરશુરામેશ્વરના મંદિરને મળતાં આવે છે, પરંતુ એની શિલ્પકૃતિઓ વૈતાલ દેઉલની શિલ્પશૈલીની છે.

મુક્તેશ્વર મંદિરમાં ઓરિસાની સ્થાપત્ય-શૈલીનો સ્પષ્ટ વિકાસ નજરે પડે છે. આ મંદિર (આકૃતિ ૩૯) ૯મી કે ૧૦મી સદીમાં બંધાયું જણાય છે. એનું તલમાન હવે પૂરું પંચ–રથ થયું છે. ઊર્ધ્વમાનમાં પણ બાડના ખંડો અને ઉપખંડોમાં વધારો થયો છે. ગણ્ડીમાં ય ભૂમિની સંખ્યા વધે છે. શિખરની રેખાઓ વધારે લમ્બકોણ ધરાવે છે અને એની ટોચ એકદમ અંદર વળાંક લે છે. જગમોહન પણ હવે પિઢા દેઉલનો[1] પૂરો ઘાટ ધારણ કરે છે. દેઉલ તથા જગમોહન

૧. જેનું સામરણ પિઢાઓ(આડાં છજાં)નું બનેલું હોય તેવું દેઉલ

હવે પિષ્ટ ઉપર ચણેલાં છે. મુક્તેશ્વર મંદિર નાનું પણ નમૂનેદાર હોઈ ઓરિસાનાં દેવાલયોમાં રત્ન સમાન ગણાય છે. એનું પ્રવેશદ્વાર તોરણ(કમાન) વાળું છે. ગૌરીનું મંદિર પણ આ પ્રકારનું છે.

દસમી સદીથી ઓરિસાનાં દેવાલયોમાં તલમાન તથા ઊર્ધ્વમાનમાં વૈવિધ્ય અને પ્રાચુર્યનું પ્રમાણ વધતું ગયું તેમ જ તેની ઊંચાઈના પ્રમાણમાં પણ વધારો થતો ગયો. સિદ્ધેશ્વર, કેદારેશ્વર અને બ્રહ્મેશ્વરનાં મંદિરોમાં આ વિકાસનાં સ્પષ્ટ પગરણ નજરે પડે છે. એમાં ગણ્ડીના નીચલા થરમાં ચારે બાજુએ ઝંપ-સિંહની[1] પ્રતિમા ઉમેરવામાં આવી છે. આગળ જતાં એ ગજ-સિંહ[2] રૂપે ઓરિસાનાં સર્વ મંદિરોમાં દેખા દે છે અને એની રમણીયતામાં ઉમેરો કરે છે. વળી શિખરની આમલક-શિલા પર કલશ અને એની પર તે તે દેવનું આયુધચિહ્ન પણ ઉમેરાયું. બ્રહ્મેશ્વર મંદિર પંચાયતન પ્રકારનું છે. એના જગમોહનની અંદર શિલ્પ-સુશોભન કરેલાં છે. ઓરિસાના મંદિર-સ્થાપત્યનો વધુ વિકાસ રાજારાણી[3] મંદિરમાં જોવા મળે છે. આ મંદિર હાલ મૂર્તિ વિનાનું છે, પરંતુ લકુલીશ, નટરાજ, પાર્વતી ઇત્યાદિ શિલ્પાકૃતિઓ પરથી એ સ્પષ્ટતઃ શૈવ મંદિર હોવાનું માલૂમ પડે છે. આ મંદિરમાં શિખરની આસપાસ એને અડીને એની નાનીનાની પ્રતિકૃતિઓ ઉમેરી છે. એને લઈને એ ભુવનેશ્વરનાં સર્વ મંદિરોમાં અલગ તરી આવે છે. આગળ જતાં આ નાનાં શૃંગોને શિખરની અંદર એવી રીતે સમાવવામાં આવ્યાં કે એની સળંગ ઊભી રેખાઓમાં ખાસ ભંગ પડે નહિ. દેઉલમાં અષ્ટ દિક્પાલોની તથા નર્તિકા-વાદિકાઓની શિલ્પાકૃતિઓ જળવાઈ છે. જગમોહન સાવ સાદું છે, ભુવનેશ્વરનાં દેવાલયોમાં દસમી સદી પછી બંધાયેલું લિંગરાજ મંદિર સર્વોત્તમ ગણાય છે. પુરીનું જગન્નાથ મંદિર અને કોનારકનું સૂર્ય–મંદિર પણ ઓરિસાના મંદિર-સ્થાપત્યના ઉત્તમ નમૂના છે. આ વિકસિત સ્થાપત્ય-શૈલી ૧૧મી થી ૧૩મી સદીમાં ઘડાઈ. લિંગરાજનું મંદિર ઓરિસાના મંદિર–સ્થાપત્યનું સર્વોત્તમ સર્જન છે. એમાં દેઉલ (શ્રી મંદિર) અને જગમોહન(મંડપ)ની આગળ નાટ–મંદિર (નાટ-મંડપ) અને ભોગ-મંદિર (ભોગમંડપ) ઉમેર્યાં છે. એનું ઉત્તુંગ શિખર[4] ઘણા કિ. મી.ના અંતરથી નજરે પડે છે ને એને લઈને આ મંદિર ભુવનેશ્વરનાં

---

૧. કૂદતા સિંહની

૨. ગજ પર કૂદતો સિંહ

૩. એનું આ નામ ખરી રીતે એ ત્યાં 'રાજરાણિયા' નામે ઓળખાતા પથ્થરનું બનેલું હોવાથી પડયું છે.

૪. આ મંદિર લગભગ ૪૮ કિ. મી. જેટલું ઊંચું છે.

સર્વ મંદિરોમાં અનોખું તરી આવે છે. અનંત-વાસુદેવનું મંદિર (આકૃતિ ૪૦) એ લિંગરાજના મંદિરનો નાનો નમૂનો છે. પુરીનું જગન્નાથ મંદિર લિંગરાજ-મંદિર કરતાંય મોટું છે. કોનારકનું સૂર્ય-મંદિર હાલ ખંડિત અને વેરાન છે. એમાં મોખરે અલગ નાટ-મંડપ છે. એની પાછળના ચોકમાં રહેલો અરુણસ્તંભ હાલ પુરીના જગન્નાથ મંદિરના આંગણામાં રાખ્યો છે. અહીંથી મુખ્ય મંદિર નજરે પડે છે. આ સૂર્ય-મંદિરને સૂર્યદેવના રથનું સ્વરૂપ આપવામાં આવ્યું છે. પિષ્ટની બંને બાજુએ ત્રણ-ત્રણ મીટર ઊંચાં મોટાં સુંદર ચક્ર કંડારેલાં છે ને અગ્રભાગમાં સાત અશ્વ ખડા કરેલા છે. ઊંચા પિષ્ટ પર વિશાળ જગમોહન અને ઉત્તુંગ શિખરવાળું દેઉલ છે. જગમોહન ૩૦ × ૩૦ મીટર વિશાળ અને ૩૦ મીટર ઊંચું છે; દેઉલ એકંદરે ૬૭.૫ મીટર જેટલું ઊંચું છે. આ ભવ્ય દેવાલય ગંગવંશના રાજા નરસિંહ ૧લાએ (ઈ.સ. ૧૨૩૮–૬૪) બંધાવેલું છે.

**મધ્ય પ્રદેશ**

મધ્ય પ્રદેશમાં આ કાલ દરમ્યાન નાગર શૈલીના મંદિર-સ્થાપત્યનું બીજું પ્રાદેશિક સ્વરૂપ વિકસ્યું. સિરપુરનું લક્ષ્મણ મંદિર મોટા કદની લાલ ઈંટોનું બાંધેલું છે. એમાં ગર્ભગૃહ, અંતરાલ અને મંડપ છે. ગર્ભગૃહ પંચરથ માનનું છે. શિખરના ખૂણાઓમાં આમલકવાળાં નાનાં શૃંગ નજરે પડે છે. આ મંદિરને કેટલાક સાતમી સદીનું ગણે છે, તો કેટલાક નવમી સદી સુધીનુંય માને છે. ભોજનાથમાં આવેલ વૈદ્યનાથ મહાદેવનું મંદિર એના કરતાં પ્રાચીન છે ને ઓરિસાના પરશુરામેશ્વર મંદિરની જેમ સ્થાપત્ય-શૈલીનું આરંભિક સ્વરૂપ દર્શાવે છે. બરોલીના મંદિર(૯મી સદી)માં શિખરની ઊભી રેખાઓ એની ટોચે પૂરી ન થતાં એની પાર છેક આમલક-શિલા સુધી ચાલુ રહે છે; અને શિખરની ટોચમાં મોટા કદના આમલકની ઉપર એક બીજું આમલક ઉમેરાયું છે. આ બે લક્ષણ મધ્ય ભારતની પ્રાદેશિક સ્થાપત્ય-શૈલીનાં વિશિષ્ટ લક્ષણ છે. સ્તંભવાળો મંડપ આ પ્રદેશનાં મંદિરોમાં મહત્ત્વનું સ્થાન ધરાવે છે. ગર્ભગૃહની આગળ અંતરાલ, અને મંડપની આગળ અર્ધમંડપ (ચોકી) હોય છે. આ ચારેય ખંડ ઊંચા પીઠ પર ચણવામાં આવે છે. તેની છતને ટેકવતા સ્તંભો અને પાટડાઓ પર શિલ્પકલા ઠાલવવાનો વિપુલ અવકાશ રહે છે. આ મંડપ ઓરિસાના મંડપની જેમ ગૂઢ (દીવાલોથી ઢંકાયેલા) નહિ, પણ ઝરુખા અને કક્ષાસનો સાથે ખુલ્લા હોય છે. દરેક ખંડને અલગ છાવણ હોય છે ને ગર્ભગૃહ તરફ જતાં તેની ઊંચાઈ ઉત્તરોત્તર વધતી જાય છે. ગર્ભગૃહ પર ઊંચું શિખર હોય છે.

અમરકંટકના પ્રસિદ્ધ તીર્થધામમાં અનેક પ્રાચીન મંદિરોનાં અવશેષ રહેલા છે. એમાં કેશવ-નારાયણ અને મચ્છેન્દ્ર-નાથનાં મંદિરોમાં ગર્ભગૃહ, અંતરાલ અને

મંડપનું સુરેખ સંયોજન જોવા મળે છે. એનું ગર્ભગૃહ પંચરથ માનનું છે. ડાહલના રાજા કર્ણે બાંધેલું મનાતા ત્રિ–પ્રાસાદ મંદિરમાં વચલા મંડપની ત્રણ બાજુએ એકેક સપ્તરથ ગર્ભગૃહ કરેલું છે. સોહાગપુરના વિરાટેશ્વર મંદિરમાં ગર્ભગૃહ, અંતરાલ અને મંડપ ઉપરાંત અર્ધમંડપ પણ દેખા દે છે. એના શિખરના પાયામાં નાનાંમોટાં અંગો–શિખરોનું નવું રોચક અંગ ઉમેરાયું છે.

ગ્વાલિયરના કિલ્લામાં પાંચ પ્રાચીન મંદિર આવેલાં છે, જેમાં ત્રણ મહત્ત્વનાં છે. એમાં 'તેલીકા મંદિર' સહુથી જૂનું છે. એમાં માત્ર ગર્ભગૃહ અને મુખમંડપ જ છે. ગર્ભગૃહ લંબચોરસ છે ને તેનું શિખર બૌદ્ધ ચૈત્યગૃહના શિખર જેવું અર્ધ–નળાકાર છે અને એને બંને છેડે ચૈત્યબારી જેવો ઘાટ કરેલો છે. બીજાં બે મંદિર 'સાસ-બહૂ કે મંદિર' તરીકે ઓળખાય છે. મોટું મંદિર સાસુનું અને નાનું મંદિર વહુનું કહેવાય છે. બંનેનો ઘાટ એકસરખો છે. મોટું મંદિર વિષ્ણુનું છે. તેનો માત્ર મંડપ જળવાઈ રહ્યો છે. એ ઘણો વિશાળ અને ત્રણ મજલાનો છે. એની સંવરણા બેઠા પિરામિડ ઘાટની છે. સંવરણા અને છત અંશતઃ ખંડિત છે.

મધ્ય ભારતનાં મંદિરોના પ્રાદેશિક સ્થાપત્ય–સ્વરૂપના ઉત્કૃષ્ટ નમૂના ખજુરાહો નામે સ્થળે આવેલા છે. આ સ્થળ છત્તરપુર જિલ્લામાં મહોબાની દક્ષિણે આવેલું છે. હાલ ખજુરાહો એક નાનકડું ગામ છે. પરંતુ અગાઉ એ ચંદેલ્લ વંશનું પાટનગર હતું. ત્યાંનાં ઘણાં મંદિર નષ્ટ થઈ ગયાં છે. હાલ નાનાંમોટાં ત્રીસેક મંદિર મોજૂદ છે. એમાંનાં કેટલાંક વિષ્ણુનાં, ઘણાં શિવનાં અને કેટલાંક જિન-(તીર્થંકર)નાં છે. આ મંદિરો લગભગ ઇ.સ. ૯૫૦થી ૧૦૫૦ સુધીમાં બંધાયાં જણાય છે. આ મંદિર ઊંચા પીઠ કે અધિષ્ઠાન પર બાંધેલાં છે. એમાં ગર્ભગૃહ, અંતરાલ, મંડપ અને અર્ધમંડપ હોય છે. વધુ વિકસિત મંદિરોમાં અંતરાલ અને મંડપની વચ્ચે ચારે બાજુ પ્રદક્ષિણા–પથ ધરાવતો મહામંડપ પણ હોય છે. કેટલાંક મંદિરોમાં ચાર ખૂણામાં ચાર નાનાં મંદિર ઉમેરીને પંચાયતન સ્વરૂપ જોવા મળે છે. શિખરની ટોચે આમલક, સ્તૂપિકા અને કલશ દેખા દે છે. ગર્ભગૃહના મંડોવરમાં ઝરુખાવાળી બારીઓ અને એની વચ્ચેના ભાગમાં મોટી પ્રતિમાઓના બે કે ત્રણ પટ્ટ કાઢવાથી મંદિર ઘણું રમણીય લાગે છે. આ બારીઓ વાટે ગર્ભગૃહની અંદર હવા અને ઉજાસ આવે છે. શરૂઆતનાં મંદિરોમાં શિખરને ફરતાં નાનાં ઉરઃશૃંગ કરવામાં આવતાં નહિ. પછીનાં મંદિરોમાં ઉરઃશૃંગો વડે શિખર ઘણું સુશોભિત લાગે છે. મંડપની અંદર સ્તંભોને સુંદર શિલ્પકૃતિઓથી સુશોભિત કરવામાં અવ્યાં છે. છતને પણ વિવિધ કલાત્મક રૂપાંકનો વડે સુશોભિત કરવામાં આવતી. અંતરાલની પૂતળીઓ (શાલભંજિકાઓ) પણ ખજુરાહોનાં મંદિરોની શિલ્પસમૃદ્ધિમાં અભિવૃદ્ધિ કરે છે.

શરૂઆતનાં મંદિરોમાં વામનનું અને આદિનાથનું મંદિર નોંધપાત્ર છે. એનાં શિખર ઉરઃશૃંગ વિનાનાં છે અને ગર્ભગૃહની ઊભી રેખાઓ ગણ્ડીની ટોચે પૂરી થાય છે. ગર્ભગૃહ સપ્તરથ માનનું છે.

પછીનાં મંદિરોમાં આગળ જતાં ગર્ભગૃહને ફરતો ગૂઢ (ઢાંકેલો) પ્રદક્ષિણા-પથ ઉમેરાયો. આવા મંદિરને 'સાન્ધાર પ્રાસાદ' કહે છે, જ્યારે ગૂઢ પ્રદક્ષિણા-પથ વિનાના મંદિરને 'નિરન્ધાર પ્રાસાદ' કહે છે. નિરન્ધાર મંદિરોમાં દેવી જગદમ્બાનું મંદિર તથા કુંવરમઠ દર્શનીય છે. બંનેનાં શિખરોને ફરતાં ઉરઃશૃંગ છે, પરંતુ કુંવરમઠના શિખરમાં એ સરખી ઊંચાઈનાં અને સમતોલ અંતરે ગોઠવેલાં છે. બંને મંદિરોમાં શિલ્પકલાની વિપુલતા તથા વિવિધતા રહેલી છે.

સાન્ધાર મંદિરોમાં ચતુર્ભુજ મંદિર પંચાયતન પ્રકારનું છે. એનું પ્રવેશદ્વાર મનોહર તોરણથી અલંકૃત છે. એનું ગર્ભગૃહ પંચરથ માનનું છે. ગર્ભગૃહને ફરતો ગૂઢ પ્રદક્ષિણા–પથ છે ને એની ત્રણ બાજુએ ઝરુખા કાઢેલા છે. આડો શિલ્પપટ ગર્ભગૃહને ફરતો પણ પ્રસારવામાં આવ્યો છે. મંડપનું છાવણ બહારથી પિરામિડ ઘાટનું છે. જૈન મંદિરોમાં પાર્શ્વનાથ મંદિર સહુથી મોટું અને સુંદર છે. એમાં ગર્ભગૃહ, અંતરાલ અને મહામંડપ છે, ને એ સર્વને ફરતો ગૂઢ પ્રદક્ષિણા–પથ છે. ગર્ભગૃહની પાછળ એક નાનું મંદિર છે. દ્વારના ડાબા સ્તંભ પર રાજા ધંગના સમયનો ઈ.સ. ૯૫૫નો લેખ છે. આ મંદિરમાં મોટા ઝરુખા નથી, પરંતુ નાની જાળીવાળી બારીઓ છે.

ખજુરાહોનાં શૈવ મંદિરોમાં વિશ્વનાથ મંદિર તથા કન્દારિયા મંદિર સહુથી મહત્ત્વનાં છે. એમાં ખજુરાહોના મંદિર–સ્થાપત્યનું સુવિકસિત સ્વરૂપ જોવા મળે છે. બંને મંદિર લગભગ એકસરખું સ્વરૂપ ધરાવે છે, પરંતુ એ બેમાં કન્દારિયા મંદિર વધારે મોટું અને વધારે દર્શનીય છે. આ મંદિર મહારાજા ધંગે બંધાવેલું છે, તેને લગતો લેખ તે રાજાના મરણ પછી ઈ.સ. ૧૦૦૨માં લખાયેલો છે. બંને મંદિર પંચાયતન પ્રકારનાં છે.

કન્દારિયા મહાદેવનું મંદિર (આકૃતિ ૪૧) ખજુરાહોનું સર્વોત્તમ મંદિર છે. તે ૩૦.૬ મીટર લાંબું, ૨૦ મીટર પહોળું અને ૩૦.૬ મીટર ઊંચું છે. એમાં ગર્ભગૃહ, અંતરાલ મહામંડપ, મંડપ, અર્ધમંડપ અને પ્રદક્ષિણા–પથ એ છયે અંગોનો સુભગ સમન્વય સાધેલો છે. આ શિવાલય કૈલાસ–પ્રાસાદનું સ્વરૂપ ધરાવે છે. ગર્ભગૃહ સપ્તરથ માનનું છે. મહામંડપની જેમ પ્રદક્ષિણા-પથમાં પણ ઉજાસ માટે બારીઓ રાખી છે. મંદિરના પ્રવેશ-દ્વારે એક ભવ્ય તોરણ છે. ગર્ભગૃહ તથા

પ્રદક્ષિણા-પથની બહારની દીવાલો અનેક દર્શનીય શિલ્પાકૃતિઓથી અલંકૃત છે. ગર્ભગૃહના શિખરની જેમ મંડપો પરનાં છાવણ પણ આમલક, કલશ તથા લઘુ પ્રતિકૃતિઓથી સુશોભિત કરાયાં છે.

ઘંટાઈ મંદિરનાં ગર્ભગૃહ અને અંતરાલ નષ્ટ થયાં હોઈ, હાલ તે મંદિર વિલક્ષણ દેખાય છે. એને ફરતો પ્રદક્ષિણા-પથ પણ મોજૂદ રહ્યો નથી. એના મહામંડપ અને અર્ધમંડપના સ્તંભ ઘંટ અને સાંકળના રૂપાંકનથી અલંકૃત હોઈ આ મંદિરને 'ઘંટાઈ મંદિર' તરીકે ઓળખવામાં આવે છે. મંદિરની બહાર એક મોટી બુદ્ધ-મૂર્તિ પડી હતી, જેને હાલ ખજુરાહોના મ્યુઝિયમમાં રાખી છે. મંદિરની અંદર દિગંબર જૈન મૂર્તિઓ મળી છે.

બ્રહ્માનું મંદિર તથા માતંગેશ્વર મંદિર માત્ર ગર્ભગૃહ ધરાવે છે, જે અંદરથી ચોરસ અને બહારથી તારાકાર છે. એની પૂર્વ દીવાલમાં પ્રવેશદ્વાર છે અને બાકીની ત્રણ દીવાલોમાં બારીઓ છે. બ્રહ્માના મંદિરમાં એ બારીઓમાં પથ્થરની સાદી પણ વિવિધ ભાતની મોટી જાળીઓ લગાવી છે, જ્યારે માતંગેશ્વર મંદિરમાં એમાં ઝરુખા કાઢેલા છે.

મધ્ય ભારતમાં શક્તિનાં કેટલાંક મંદિરોમાં મુખ્ય મંદિરની આસપાસ ચોસઠ જોગણીઓની દેરીઓ કરવામાં આવતી. સામાન્યતઃ એમાં વચ્ચે ખુલ્લો ચોક હોય છે અને એને ફરતી દેરીઓની ગોળ હરોળ હોય છે, જેમકે ભેરાઘાટ અને મિતૌલીમાં. પરંતુ ખજુરાહોમાં આ મંદિર લંબચોરસ આકાર ધરાવે છે. એમાં કુલ ૬૫ દેરીઓ છે. મોટી દેરીમાં મહિષાસુરમર્દિની કાલિકાની મૂર્તિ છે, જ્યારે ૬૪ નાની દેરીઓ ૬૪ જોગણીઓની છે. શક્તિનું મુખ્ય મંદિર કેટલીક વાર આ દેરીઓની વચમાં ને કેટલીક વાર ચોકની વચ્ચે રાખવામાં આવતું.

**રાજસ્થાન**

રાજસ્થાનમાં બૈરાટ, નાગરી વગેરે સ્થળોએ ચણુતરવાળાં મંદિરોના જૂના અવશેષ મળેલા છે. પરંતુ નાગર શૈલીનાં મોજૂદ રહેલાં મંદિર ૮મી સદીથી શરૂ થાય છે.

જોધપુરની નજીક આવેલ ઓસિયા ગામના પાદરમાં તેમજ તેની પાસે આવેલ ડુંગર પર સાતેક પ્રાચીન મંદિર આવેલાં છે. પાદરમાં આવેલ અગિયારેક મંદિર આઠમી–નવમી સદીનાં છે. એમાંનાં ત્રણ મંદિર હરિહરનાં છે, જેમાંનાં બે પંચાયતન પ્રકારનાં છે. ગર્ભગૃહનું શિખર ઓરિસાના પ્રાચીન શિખર જેવું છે ને એની ટોચ પર આમલક છે. મંડપ સ્તંભવાળો અને ખુલ્લો છે ને તેમાં કક્ષા-

સન કાઢેલાં છે. બુચકલાનાં મંદિર આ મંદિરોને મળતાં છે. એમાંના એકમાં પ્રતીહાર રાજા નાગભટ બીજાના સમયનો સં. ૮૭૨(ઈ.સ. ૮૧૫)નો લેખ છે. આ મંદિરોમાં સૂર્ય-મંદિર સહુથી સારું છે, પણ પંચાયતન પ્રકારનું છે. એની ચાર દેરીઓને પડાળીથી જોડવામાં આવી છે. એથી દેવાલયને ફરતા વંડા જેવું થયું છે. મંડપની મોખરે બે સ્તંભ ઉમેરવામાં આવ્યા છે ને તેને છત વડે ઢાંકી ચોકીનું સ્વરૂપ આપ્યું છે. પરંતુ ગર્ભગૃહ અને મંડપની જેમ આ ભાગ પીઠ પર નહિ પણ ભોંયતળિયા પર રહેલો છે. આ મંદિરો મધ્ય પ્રદેશનાં મંદિરો સાથે ઠીકઠીક સામ્ય ધરાવે છે. એક મંદિર ભુવનેશ્વરના વૈતાલ મંદિરની જેમ ચૈત્યગૃહના જેવું સ્વરૂપ ધરાવે છે.

પછીનાં મંદિરોમાં પ્રાદેશિક સ્થાપત્ય–સ્વરૂપ વિકસ્યું છે. મહાવીરના મંદિરમાં ગર્ભગૃહ, ગૂઢમંડપ અને ચોકી છે; ને એની આગળ સુશોભિત તોરણ કરેલું છે. મંડપ કરતાં ચોકીનો સ્તંભ અનુકાલીન છે; એમાં ઘટ-પલ્લવની ભાત આકર્ષક છે. તોરણ તેનાયે પછીનું છે. સચિયા માતાના મંદિરમાં મંડપની છત અષ્ટ-કોણ આકારે ગોઠવેલા સ્તંભો પર ટેકવેલી છે. પીપલા દેવીના મંદિરમાં ત્રીસેક સ્તંભોને વધારે પદ્ધતિસર ગોઠવેલા છે. ગર્ભગૃહના પ્રવેશદ્વારના ઓતરંગ[1] પર, તેના પરના ટોડલા પર તથા તેની બંને બારસાખ પર દેવદેવીઓની આકૃતિઓ કંડારવામાં શિલ્પોની શિલ્પકલા દીપી ઊઠતી. આમાંનાં ઘણાં લક્ષણ ગુજરાતનાં મંદિરોમાં પણ જોવા મળે છે.

મારવાડમાં આવેલ કિરાડુમાં પણ કેટલાંક પ્રાચીન મંદિર આવેલાં છે. એમાં વિષ્ણુનું મંદિર સહુથી પ્રાચીન છે. સહુથી મોટું અને સંરક્ષિત મંદિર સોમનાથનું છે. એની પીઠિકા પર કિન્નરથર, ગજથર, અશ્વથર અને નરથર કોતરેલા છે. અનેક ઉરઃશૃંગોથી શોભતા એના શિખરનો ઉપલો ભાગ તૂટી ગયો છે, પણ એનો ભવ્ય મંડપ અને એના સુશોભિત સ્તંભ જળવાયા છે.

આબુ પર્વત હાલ રાજસ્થાનમાં ગણાયો છે, પરંતુ સોલંકી કાલમાં તે પર્વત પર આવેલ દેલવાડાનાં દેરાસર ગુજરાત સાથે સંબંધ ધરાવે છે.

## ગુજરાત

### પ્રાચીન મંદિરોનું સ્થાપત્ય-સ્વરૂપ

સૌરાષ્ટ્રમાં અગાઉનાં દેવાલયોમાં આડા મજલા કે થરોના બનેલા પિરામિડ ઘાટનું છાવણ ધરાવતું સ્થાપત્ય-સ્વરૂપ પ્રચલિત હતું. શિલ્પશાસ્ત્રની પરિભાષામાં

૧. ઉત્તરાંગ (ઉપલો આડો ભાગ).

એને 'છાદ્ય પ્રાસાદ' કહે છે. આ પ્રકારનાં શિખરવાળાં મંદિર ગોપ (આકૃતિ ૪૨) થાન, વિસાવાડા, પિંડારા, શ્રીનગર, પસનાવડા, હરિસિદ્ધ માતા, પોરબંદર, નવી ધ્રત્રાડ, ભીમેશ્વર, ભાણુસર, બીલેશ્વર વગેરે સ્થળોએ જોવા મળે છે. આ પ્રકારના શિખરનાં છાદ્ય સામાન્યતઃ ચૈત્યબારી જેવાં રૂપાંકનોથી સુશોભિત હોય છે. આ મંદિરોમાં સામાન્યતઃ સમચોરસ ગર્ભગૃહ અને એને ફરતો ગૂઢ (ઢાંકેલો) પ્રદક્ષિણા-પથ હોય છે. એની આગળ કેટલીક વાર નાનો મુખમંડપ કે મોટો મંડપ અથવા મંડપ અને મુખમંડપ બંને ઉમેરવામાં આવે છે. કદવાર અને કલસારમાં સમચોરસ ગર્ભ-ગૃહને બદલે લંબચોરસ ગર્ભગૃહ રાખેલું છે. કિંદરખેડા, પાસ્થર અને સોન કંસારી જેવાં સ્થળોએ શિખર અનેક સાદાં અને સાંકડાં છાદ્યોનું બનેલું છે.

**સ્થાપત્ય-સ્વરૂપનું ક્રમિક પરિવર્તન**

સમય જતાં આ પ્રકારના ઘાટમાં સુધારાવધારા થતા ગયા. કેટલાંક મંદિરોમાં એનાં જુદાંજુદાં છાદ્ય વચ્ચે પડતા કાટખૂણિયા ખાંચાઓની જગ્યાએ ગોળ ધારવાળી કાનસ (કારનિસ) કાઢવામાં આવી, જેમ કે બોરીચા, કિંદરખેડા અને ઓડદરમાં. આગળ જતાં એ કાંગરીને છીછરી કરી દરેક બાજૂના વચલા ઊભા ભાગમાં ચૈત્યબારી ઘાટનાં સુશોભનોની ઊભી શ્રેણી કાઢવામાં આવી, જેમ કે સોન કંસારી પસનાવાડા અને રાણાવાવમાં. આ ઉમેરાને લઈને શિખરના દેખાવમાં આડાં છાદ્યોની અંદર ઊભા ઊર્ધ્વદર્શનનાં પગરણ થયાં. પછી આ સુશોભનોની શ્રેણીને સળંગ આકાર આપવામાં આવ્યો અને શિખરની ટોચે આમલક (આમળા) આકારનો ગોળ ઘાટ કાઢવામાં આવે છે તેવાં નાનાં આમલક દરેક ખૂણે ઉમેરવામાં આવ્યાં, જેમ કે સુત્રાપાડા, પાસ્થર અને અખોદરમાં. છેવટે શિખરના ઊર્ધ્વદર્શનમાં આડાં છાદ્યોની અસર સમૂળી લુપ્ત થઈ જાય છે અને સર્વત્ર ઊભી સળંગ રેખાઓ નજરે પડે છે. આ રેખાઓ લગભગ લંબની જેમ ઊંચે જાય છે ને ઉપર જતાં અંદર વળી જાય છે અને એની ટોચ પર આમલક ઘાટની શિલા મૂકવામાં આવે છે. આ ક્રમિક પ્રક્રિયા દ્વારા હવે નાગર શૈલીનું શિખર ઘડાય છે. એના જૂના નમૂના સૌરાષ્ટ્રમાં ધ્રાસણવેલ અને વિસાવાડામાં જોવા મળે છે. ધ્રાસણવેલના કાલિકા માતાના મંદિરના શિખરમાં દરેક બાજૂએ વચલા ભાગમાં એકેક ભદ્ર (ઊભો પ્રક્ષેપ) કાઢીને તેને એક નાસિકા[૧] સ્વરૂપ આપવામાં આવ્યું છે, જ્યારે વિસાવાડાના સૂર્યમંદિરના શિખરમાં વચલા મોટા પ્રક્ષેપની અંદર વળી એક નાનો પ્રક્ષેપ કાઢીને એને ત્રિ-નાસિકા[૨] સ્વરૂપ આપવામાં આવ્યું છે.

---

૧. એક પ્રક્ષેપવાળું.

૨. છેક આગળનો વચલો પ્રક્ષેપ (ભદ્ર) અને એનાથી થોડા પાછળ બે બાજુએ બે પ્રક્ષેપ (પ્રતિરથ) એમ કુલ ત્રણ પ્રક્ષેપ ધરાવતું.

## સંક્રાન્તિ-સ્વરૂપનાં મંદિર

ઉત્તર ગુજરાતમાં છાદ્ય પ્રાસાદના મૂળ સ્વરૂપના નમૂના ઉપલબ્ધ નથી, પરંતુ એની સંક્રાન્તિ-અવસ્થાના કેટલાક તબક્કા જોવા મળે છે. ચાવડા વંશના શાસન દરમ્યાન અણહિલવાડ પાટણમાં બંધાયેલાં મંદિર મોજૂદ રહ્યાં નથી. પરંતુ ત્યાંના કેટલાક છૂટક અવશેષોમાં આ પ્રકારનું સ્થાપત્ય-સ્વરૂપ સૂચિત થાય છે. મહેસાણા જિલ્લાના વિજાપુર તાલુકામાં આવેલ લાકરોડા ગામના ડેમરણા દેરામાં બાર પાતળા થરવાળું શિખર નજરે પડે છે, જે કિંદરખેડા, પાસ્થર અને સોન કંસારીનાં તેવાં શિખરોનું સ્મરણ કરાવે છે.

સાબરકાંઠા જિલ્લાના રોડા ગામમાં આવેલાં પ્રાચીન મંદિરોમાં નાગર શૈલીના શિખરનું આરંભિક સ્વરૂપ નજરે પડે છે(આકૃતિ ૩૨). એમાં છાદ્ય પ્રાસાદના છાવણની જેમ અનેક આડા પાતળા થર રાખેલા છે. એની અંદર ચૈત્યબારીના આકારનાં નાનાંનાનાં રૂપાંકન કંડારેલાં છે, તો નાગર શૈલીના શિખરની જેમ એમાં ચારે બાજૂને ત્રિનાસિકા સ્વરૂપ આપીને તથા ખૂણાઓમાં આંતરે આંતરે આમલકની નાની પ્રતિકૃતિઓની ઊભી શ્રેણી કાઢીને એમાં ઊભી સળંગ રેખાનો સચોટ ઝોક આણવામાં આવ્યો છે ને એની ટોચ પર મોટું આમલક કાઢવામાં આવ્યું છે. આ મંદિરોમાં સામાન્યતઃ સમચોરસ (કે લંબચોરસ) ગર્ભગૃહ અને મુખમંડપ હોય છે.

સાબરકાંઠા જિલ્લાના શામળાજી ગામમાં 'હરિશ્ચન્દ્રની ચોરી' નામે ઓળખાતા તોરણ પાસે આવેલા પ્રાચીન મંદિરમાં નાગર શૈલીના શિખર સ્વરૂપનો વધુ વિકાસ જોવા મળે છે. એમાંય આડા પાતળા થર અને ચૈત્યબારી ઘાટનાં નાનાંનાનાં સુશોભનોની સાથેસાથે પંચનાસિકા રેખા અને મોટા આમલક ઘાટની ટોચ દેખા દે છે. પરંતુ તેના ખૂણાઓમાં આંતરે આંતરે કંડારેલ આમલકની નાની પ્રતિકૃતિઓની ઊભી શ્રેણી વધુ કલાત્મક દીસે છે. એનું ગર્ભગૃહ લંબચોરસ છે અને એની આગળ મોટો મંડપ છે, જેની બે બાજૂએ ઝરુખો અને આગળ મુખમંડપ કાઢેલો છે. આ મંદિરનું તોરણ (કમાનવાળો દરવાજો) એ ગુજરાતનાં મોજૂદ રહેલાં તોરણોમાં ઘણું પ્રાચીન છે.

સંડેર(તાલુકો પાટણ, જિલ્લો મહેસાણા)નું નાનું જૂનું મંદિર પણ સંક્રાન્તિકાલનું શિખર-સ્વરૂપ ધરાવે છે.

વઢવાણના રાણકદેવી મંદિર તરીકે ઓળખાતા મંદિરના સમયાંકન માટે મતભેદ પ્રવર્તે છે, પરંતુ એનું શિખર પ્રાક્-ચૌલુક્ય સ્વરૂપ ધરાવે છે. એમાં શામળાજીના ઉપર જણાવેલા મંદિરના શિખર-સ્વરૂપની દિશામાં વધુ વિકાસ થયેલો છે. શિખરની વળાંકરેખામાં નવ ખાંચા પાડીને એની ઊંચાઈનું પ્રમાણ વધારવામાં આવ્યું છે.

## ચૌલુક્ય સ્થાપત્ય–સ્વરૂપનાં લક્ષણ

સોલંકી (ચૌલુક્ય) રાજ્ય સમય દરમ્યાન નાગર શૈલીનું પ્રાદેશિક સ્વરૂપ પૂર્ણતઃ ઘડાયું. અહીં આ મંદિર–સ્વરૂપના તલમાનના નમૂના તરીકે મોઢેરાના સૂર્યમંદિરનું તલમાન આપવામાં આવ્યું છે (આકૃતિ ૪૩ અ).

મંદિરમાં સામાન્યતઃ ગર્ભગૃહ અને મંડપ હોય છે. ગર્ભગૃહના તલમાનમાં અંદરનો ભાગ ચોરસ હોય છે, પરંતુ બહારના ભાગમાં એક કે વધુ પ્રક્ષેપ કાઢવામાં આવે છે. આ પ્રક્ષેપને 'નાસિકા' કે 'ફાલના' કહે છે. વચલા પ્રક્ષેપને 'ભદ્ર' કહે છે. એની બાજૂના પ્રક્ષેપને 'પ્રતિરથ' કહે છે. પ્રતિરથની બાજૂના પ્રક્ષેપને 'નંદિ' કહે છે. ગર્ભગૃહના મૂળ ચોરસની રેખાને 'કર્ણ' કે 'મૂલનાસિકા' કહે છે. એમાં એક, ત્રણ, પાંચ, સાત કે વધુ પ્રક્ષેપ કાઢવાથી ગર્ભગૃહને એકનાસિક, ત્રિનાસિક, પંચનાસિક, સપ્તનાસિક ઇત્યાદિ સ્વરૂપ મળે છે. બારસાખને દ્વારપાલ, દેવદેવીઓ, ગ્રહો, પક્ષીઓ, મંગલચિહ્નો ઇત્યાદિ રૂપાંકનો વડે વિભૂષિત કરવામાં આવતી.

ગર્ભગૃહની બારસાખમાં પણ એક, ત્રણ, પાંચ કે વધુ ઊભા પ્રક્ષેપ કાઢીને તેની ત્રિશાખા, પંચશાખા, સપ્તશાખા ઇત્યાદિ સ્વરૂપ આપવામાં આવ્યું. દ્વારના ઉપલા આડા અંગને 'ઉત્તરાંગ' (ઓતરંગ) અને નીચલા આડા અંગને 'ઉદુમ્બર' (ઉંબરો કે ઊમરો) કહે છે. ઉત્તરાંગ પર દેવદેવીઓ ઇત્યાદિની આકૃતિઓ કંડારાતી, ઉદુમ્બર પર વચ્ચે મન્દારિકા (મંદારવૃક્ષના પર્ણની ભાત) નામે અર્ધવૃત્ત પ્રક્ષેપ અને એની બે બાજૂએ કીર્તિમુખ(ગ્રાસ)ની આકૃતિ કાઢવામાં આવતી. મન્દારિકાની આગળ નીચું અર્ધવૃત્ત પગથિયું કરવામાં આવતું, તેને અર્ધચન્દ્ર અથવા ચન્દ્રશિલા કહે છે.

ગર્ભગૃહ અને મંડપની વચ્ચે મોટે ભાગે એક નાનો લંબચોરસ ખંડ ઉમેરાતો. એને અન્તરાલ કહે છે.

મંડપ સમચોરસ કે લંબચોરસ હોય છે. કેટલાક મંડપ તલમાનમાં સાદો ચોરસ આકાર ધરાવતા, જ્યારે ઘણા મંડપોમાં એક કે બે (કે કવચિત્ ત્રણ) પ્રક્ષેપ કાઢવામાં આવતા. એ પ્રક્ષેપોમાં કક્ષાસન (બાજૂની બેઠક) કે ઝરુખા કાઢવામાં આવતા. મંડપની વચ્ચે અષ્ટકોણમાં ગોઠવેલા આઠ સ્તંભ મંડપ પરના છાવણને ટેકવતા. એના ખૂણાઓમાં તથા પ્રક્ષેપોમાં બીજા ચાર, આઠ, બાર, સોળ, ચોવીસ કે વધુ સ્તંભ કરવામાં આવતા.

મંડપ વગરના મંદિરમાં ગર્ભગૃહની આગળ અને મંડપવાળા મંદિરમાં મંડપની આગળ ઘણી વાર મુખમંડપ (કે પ્રાગ્ગ્રીવ) ઉમેરવામાં આવતો. હિંદુ મંદિરોમાં એમાં ચાર સ્તંભોની એક ચતુષ્કિકા (ચોકી) હોય છે, જ્યારે જૈન

મંદિરોમાં પ્રાયઃ આઠ, બાર કે સોળ સ્તંભો વડે ત્રણ, છ કે નવ ચોકી કાઢવામાં આવતી.



આકૃતિ ૪૩ અ. મોઢેરાના મંદિરનું તલમાન

ઘણાં મંદિરોમાં ગર્ભગૃહને ફરતો પ્રદક્ષિણા–પથ ઉમેરવામાં આવતો. ચૌલુક્ય કાલમાં બહારની બાજૂએ અથવા અંદરની તથા બહારની બાજૂએ પ્રક્ષેપ કાઢવામાં આવતા. એમાં ગર્ભગૃહની દીવાલની બહારની બાજૂમાં દેવદેવીઓની મૂર્તિવાળા ગોખલા કાઢવામાં આવતા. પ્રદક્ષિણા–પથને 'ભ્રમણ' કે 'અન્ધારિકા' પણ કહે છે. આથી પ્રદક્ષિણાપથ ધરાવતા મંદિરને 'સાન્ધાર પ્રાસાદ' કહેવામાં આવે છે.

મોટાં મંદિરોમાં ઘણી વાર મંડપની આગળ એક બીજો મંડપ ઉમેરવામાં આવતો. ત્યારે પહેલા મંડપને દીવાલોથી ઢાંકી દેવામાં આવતો. આથી એને 'ગૂઢમંડપ' કહે છે, એની આગળનો મંડપ બાજૂઓથી ખુલ્લો (કે અર્ધો ઢાંકેલો) હોય છે. એને 'સભામંડપ' કહે છે. કેટલીક વાર મંદિરની આગળ એક કે બે તોરણ કે કીર્તિતોરણ (કમાનદાર દરવાજા) કરવામાં આવતા કે કુંડ કરવામાં આવતો. જૈન મંદિરોમાં પ્રાસાદની આસપાસની ખુલ્લી જગાને ફરતી ભમતી કાઢવામાં આવતી. એમાં આગળ સ્તંભ અને છાવણુવાળી લાંબી સળંગ ઓસરી અને એની પાછળ દેવકુલિકા(દેરી)ઓની સળંગ હરોળ હોય છે,[૧] કોઈ મોટાં મંદિરોને ફરતો પ્રાકાર (કોટ) હોય છે ને તેમાંના મુખ્ય પ્રવેશદ્વારને બલાનક કહે છે.

તલ–દર્શનની જેમ ઊર્ધ્વ–દર્શનમાં પણ વાસ્તુકલા વિકસી હતી (આકૃતિ ૪૩ આ). પ્રાસાદને જે પીઠ પર ચણવામાં આવતો, તેને પીઠ કહે છે, તેની ઊભી બાજૂ પર નીચેથી ઉપર જતાં ભિટ્ટ, જાડચ (જાડંબો), કર્ણિકા, આન્તરપત્ર, ગ્રાસ-પટ્ટી વગેરે આડા થર કાઢવામાં આવતા. કેટલીક વાર એની ઉપર ગજથર, નરથર અને અશ્વથર જેવા થર જોવા મળે છે.

પ્રાસાદની દીવાલની બહારની બાજૂને 'મંડોવર' કહે છે. એમાં નીચેથી ઉપર જતાં ખુરક, કુંભક, કલશ, કપોત કે કેવાલ, જંઘા, ઉદ્‌ગમ, શિરાવટી ઇત્યાદિ થર પાડવામાં આવે છે. કુંભકમાં દેવદેવીઓ અને ક્રીડારત મિથુનોનાં શિલ્પ હોય છે. જંઘામાં ગંધર્વો, અપ્સરાઓ ઇત્યાદિનાં શિલ્પ હોય છે.

રેખાન્વિત (ઊભા સળંગ વળાંકવાળા) શિખરમાં મુખ્ય બે પ્રકાર જોવા મળે છે. પ્રક્ષેપો વિનાના સાદા ગર્ભગૃહ પરના શિખરમાં રેખા (વળાંક) સીધીસાદી રીતે ઊંચી ચઢે છે ને એમાં માત્ર એક શૃંગ હોય છે, જ્યારે ત્રિનાસિકા કે પંચનાસિકા (કે સપ્તનાસિકા) પ્રકારના ગર્ભગૃહ પરના શિખરમાં તેના દરેક પ્રક્ષેપ પર નાનાં

---

૧. આ દેરીઓની સંખ્યા બાવન કે બોતેરની હોય છે.



આકૃતિ ૪૩-આ : ગુજરાતના મંદિરનું ઊર્ધ્વદર્શન

શૃંગ અને એની આસપાસ નાનાં ઉરઃશૃંગ (અર્ધમૂર્ત શૃંગ) કાઢેલાં હોય છે. એથી એમાં રેખા જુદાજુદા કોણે ઊંચે ચઢે છે. મુખ્ય શૃંગ, નાનું શૃંગ અને ઉરઃશૃંગ એ દરેકની ટોચે અંડક હોય છે, જેમાં નીચે આમલક (આમલસાર) અને એની ઉપર કલશ હોય છે, ત્રિનાસિક શિખરમાં ૫, ૯, ૧૩, ૧૭, ૨૧, ૨૫, ૨૯ કે ૩૩ અંડક નજરે પડે છે, જ્યારે પંચનાસિક શિખરમાં તેની સંખ્યા ૪૧, ૫૩ કે ૬૫ હોય છે.

મંડપમાં સ્તંભ મહત્ત્વનું સ્થાન ધરાવે છે. દીવાલને અડીને કાઢેલા સ્તંભનો અર્ધો ભાગ જ કંડારાતો હોઈ, તેને 'અર્ધસ્તંભ' કહે છે. મંડપની અંદર વચ્ચે ઊભો કરેલો સ્તંભ પૂર્ણમૂર્ત હોય છે. સ્તંભના નીચલા ભાગને 'કુંભી' કહે છે. તેમાં મંડોવરના કુંભકને હોય છે તેવા થર કાઢવામાં આવતા. સ્તંભના મુખ્ય ભાગ પર મંડોવરની જંઘાથી ભરણીમાં હોય છે તેવા થર કંડારાતા. નીચલા ભાગમાં પ્રાયઃ દિક્પાલોના ગોખલા હોય છે; અને ઉપલા ભાગમાં દેવથર, નરથર વગેરે થર, ગ્રાસપટ્ટી, હીરગ્રાહક[1] વગેરે હોય છે. સ્તંભના ઉપલા ભાગને શીર્ષક કે શિરસ(સરુ કે શિરાવટી) કહે છે. એ ઊંચો, પહોળો અને સુશોભિત હોય છે. એની આસપાસ ત્રાંસી ગોઠવેલી પૂતળીઓ હોય છે. સ્તંભનો મુખ્ય ભાગ આખો કે અંશતઃ અષ્ટકોણ, વૃત્ત(ગોળ) કે ષોડશકોણ હોય છે.

મંડપ પરના છાવણને 'સંવરણા' (સામરણ) કહે છે. અંદરથી એ મંડપના આઠ સ્તંભ પર ટકવેલ હોય છે. બહારથી એ પિરામિડ ઘાટનું હોય છે. એના થર ઉપર જતાં સાંકડા થતા જાય છે ને દરેક થરની કિનારી પર ઘંટ આકારના ઘાટ કાઢેલા હોય છે. સંવરણાની અંદરના ભાગને 'કરોટક' કહે છે. કેટલાંક મંદિરોમાં તેની અંદર ઘણાં દર્શનીય વિતાન (છત) જોવા મળે છે. સામાન્યતઃ કરોટકનો આકાર ગોળાર્ધ હોય છે. એના ઉપલા ભાગની વચમાં જે ઝુંમર જેવું લટકે છે, તેને 'પદ્મશિલા' કહે છે. તેનો આકાર પૂર્ણવિકસિત પદ્મનો હોય છે. કરોટકના નીચલા ભાગમાં વિદ્યાધરોની સુંદર પ્રતિમાઓ કંડારી હોય છે. તેમની સંખ્યા ૮, ૧૨, કે ૧૬ હોય છે.

શિખરના આગલા ભાગમાં અન્તરાલ પર શુકનાસ (પોપટની નાસિકા) નામનું અંગ કાઢવામાં આવે છે.

---

૧. શિખરના પાટડાને ટેકવતી કમાનો કે ત્રાંસી શાલભંજિકાઓ અથવા પૂતળીઓની બેસાણી માટે બહાર કાઢવામાં આવતા ટેકા

## ચૌલુક્ય શૈલીનાં મંદિર

ચૌલુક્ય રાજ્યના સ્થાપક મૂલરાજે ઈ.સ. ૯૪૨થી ૯૯૭ સુધી રાજ્ય કર્યું. એ પરમ માહેશ્વર હતો. એણે વર્દ્ધિવિષય(વઢિયાર)માં આવેલ મંડલી(માંડલ)માં મૂલેશ્વર–મૂલનાથ દેવનું મંદિર[1] બંધાવ્યું. અણહિલવાડ પાટણમાં એણે મુંજાલદેવ-સ્વામીનું[2] મંદિર તથા એક ત્રિપુરુષપ્રાસાદ બંધાવ્યો. વળી ત્યાં તેણે એક જૈન મંદિર પણ બંધાવ્યું, જેને 'મૂલ-વસતિકા'(કે 'મૂલ-વસહિકા') કહેતા. હાલ આમાંનાં કોઈ મંદિર મોજૂદ રહ્યાં નથી. શ્રીસ્થલ(સિદ્ધપુર)માં મૂલરાજે રુદ્રમહાલય બંધાવી તમાં રુદ્રદેવ(ના લિંગ)ની પ્રતિષ્ઠા કરાવેલી એવું એના એક દાનપત્ર[3] પરથી માલૂમ પડે છે. આગળ જતાં સિદ્ધરાજ જયસિંહે આ પ્રાસાદનું મોટા પાયા પર સંસ્કરણ-પરિવર્ધન કર્યું; અને શ્રીસ્થલ 'સિદ્ધપુર' નામે ઓળખાયું. પ્રભાસમાં મૂલરાજે સોમનાથ માંદિરનો જીર્ણોદ્ધાર કર્યો હોવા સંભવે છે તથા વડનગરના હાટકેશ્વર મંદિરનો મૂળ ભાગ તેના સમયમાં બંધાયો હોવા સંભવે છે એવું સૂચવાયું છે. પરંતુ આ મંદિરોનાં મૂળ સ્વરૂપ જળવાયાં નથી.

મૂલરાજ પછી તેના પુત્ર ચામુંડરાજે ઈ.સ. ૯૯૭થી ૧૦૧૦ સુધી રાજ્ય કર્યું. તેણે અણહિલવાડમાં ચંડનાથ અને વાચિનીશ્વરનાં મંદિર બંધાવ્યાં. અણહિલવાડનાં કોઈ મંદિર હાલ મોજૂદ રહ્યાં નથી. દુર્લભરાજે બંધાવેલાં દેવાલય પણ લુપ્ત થયાં છે, જ્યારે તેણે ત્યાં કરાવેલું સરોવર સિદ્ધરાજના સમયમાં સહસ્રલિંગ સરોવરમાં વિકસ્યું.

ભીમદેવ ૧લાના સમય(ઈ.સ. ૧૦૨૨–૧૦૬૬)માં બંધાયેલાં મંદિરોમાં મોઢેરાનું સૂર્યમંદિર તથા આબુ–દેલવાડાનું આદિનાથમંદિર મોજૂદ રહેલું છે અને એમાં મંદિરના બાંધકામની વાસ્તુકલાનું સુવિકસિત સ્વરૂપ જોવા મળે છે. ગુજરાતનાં કેટલાંક પ્રાચીન મંદિર ચૌલુક્ય શૈલીનું એ અગાઉનું આરંભિક સ્વરૂપ વ્યક્ત કરે છે.

સોલંકી રાજ્યની રાજધાનીનાં મંદિર જળવાયાં નથી, પરંતુ એની આસ-પાસ આવેલા સારસ્વત મંડલમાં બંધાયેલાં કેટલાંક મંદિર હાલના મહેસાણા જિલ્લામાં જોવા મળે છે. એમાં નાનાં મંદિરોનું આરંભિક સ્થાપત્ય-સ્વરૂપ સિદ્ધપુર

૧. આ મંદિરને એણે સં. ૧૦૪૩માં ભૂમિદાન દીધું છે.

૨. કેટલીક હસ્તપ્રતોમાં એને બદલે મૂલદેવસ્વામીનું નામ આપ્યું છે. મૂલ નામ 'મુંજાલદેવ સ્વામી' હોય, તો તે મૂલરાજના પિતામહનું નામ ગણાય.

૩. આ દાનપત્ર વિ. સં. ૧૦૪૩(ઈ.સ. ૯૮૭)નું છે.

તાલુકામાં આવેલ સૂણક ગામના નીલકંઠ મહાદેવના મંદિરમાં સારી રીતે જળવાઈ રહ્યું છે (આકૃતિ ૪૪). એમાં ગર્ભગૃહ, મંડપ અને મુખમંડપ છે. એનું પીઠ કીર્તિમુખ, ગજથર, નરથર વગેરે વિવિધ સુશોભનોથી વિભૂષિત છે; મંડોવરના કુંભકમાં આકૃતિ શિલ્પ કંડારેલાં છે અને તેની જંઘામાં કાલી, ભૈરવ અને નટેશના ગોખલા કરેલા છે તથા દેવદેવીઓ અને અપ્સરાઓનાં શિલ્પ કરેલાં છે. એનું શિખર ત્રિનાસિકા રેખાવાળું છે ને એમાં એકંદરે ૨૫ અંડક નજરે પડે છે. શિખરના મુખ્ય આમલકની ઉપર એક નાનું આમલક કાઢેલું છે.

મંડપ મુખ્યતઃ ચોરસ છે, પરંતુ એની બે બાજુઓ બહાર લંબાવી છે. અંદરના ચોરસના દરેક ખૂણામાં કાટખૂણે ગોઠવેલા ત્રણ–ત્રણ સ્તંભ છે. એમાંના છેડા પરના બબ્બે સ્તંભ સંવરણાને ટેકવે છે, પરંતુ એ આઠ સ્તંભોની ગોઠવણી અષ્ટકોણની દૃષ્ટિએ વિષમ રહે છે, કેમ કે પૂર્વ–પશ્ચિમ બાજુ પરના વચલા સ્તંભો વચ્ચેનું અંતર ઘણું લાંબું રહે છે. મંડપના ઉત્તર અને દક્ષિણ પ્રક્ષેપમાં પૂર્વ-પશ્ચિમ છેડે એકેક સ્તંભ ઉમેરવામાં આવ્યો છે. આથી મંડપમાં અંદરના બાર સ્તંભોમાં આ ચાર સ્તંભ ઉમેરાતાં કુલ સોળ સ્તંભ થાય છે. વિતાનની અંદર પદ્મશિલા તથા બાર પૂતળીઓ કરવામાં આવેલી. મંડપના મુખ્ય સ્તંભ નીચલા ભાગમાં ચોરસ અને સાદા છે; ઉપલો ભાગ અષ્ટકોણ અને વિભૂષિત છે. મંડપની દીવાલનો નીચલો ભાગ ગર્ભગૃહની દીવાલના નીચલા ભાગ પ્રમાણે કંડારેલો છે. વચલા ભાગમાં આંતરે આંતરે દેવદેવીઓની આકૃતિઓ કાઢી છે. સંવરણા પિરામિડ ઘાટની છે ને એના દરેક મજલા પર એની લઘુ પ્રતિકૃતિઓ કાઢેલી છે. એની ટોચે આમલક અને કલશ છે. મુખમંડપમાં બે સ્તંભ કરેલા છે ને એના પર એવી જ નાની સંવરણા કરેલી છે.

ગર્ભગૃહની અંદર શિવલિંગ સ્થાપેલું છે. એનું દ્વાર નવું કરેલું છે. આ મંદિરને સં. ૧૧૪૮(ઈ.સ. ૧૦૯૨)માં ભૂમિદાન કરેલું છે. સ્થાપત્ય–શૈલી પરથી આ મંદિર એ કરતાં લગભગ એક સૈકા જેટલું પ્રાચીન ગણાય છે.

દેલમાલ(તાલુકો ચાણસ્મા)માં લીંબોજી માતાના મંદિરની બાજુમાં રહેલ સૂર્યમંદિર તથા લક્ષ્મીનારાયણ મંદિર આ સમયના મંદિરનો નાનો પણ સુંદર નમૂનો રજૂ કરે છે. એ દરેકમાં ગર્ભગૃહની આગળ મુખમંડપ કરેલો છે. ગર્ભગૃહના મંડોવરની જંઘામાં ત્રણે બાજુએ દેવ–પ્રતિમાના ગોખલા છે. આ નાના કદનાં મંદિરોના પીઠમાં ગજથર અને નરથર સ્વાભાવિક રીતે રદ કરવામાં આવ્યા છે.



૪૪. સૂણકનું નીલકંઠ મંદિર

ગામની બહાર આવેલ જૂનું દેવીમંદિર પણ લગભગ આ સમયનું છે. એમાં ગર્ભગૃહ અને મંડપ છે. મંડપમાં સુંદર કક્ષાસન કાઢેલાં છે. આ મંદિરની આગળ એક કીર્તિતોરણ હતું.

સંડેર(તા. પાટણ) જૂનું શિવાલય સૂણકના શિવાલય જેવું છે. કદમાં આ શિવાલય એના કરતાં કંઈક નાનું છે. એના વિતાનમાં આઠ પૂતળીઓ છે. એની સંવરણા દર્શનીય છે. બાજુમાં આવેલ માતાનું મંદિર એ પછીનું છે. એના મંડપને આગળ જતાં ગૂઢમંડપમાં ફેરવીને એની આગળ ત્રિકમંડપ ઉમેરવામાં આવેલો. હાલ આ આગલા ભાગનું સ્વરૂપ સાવ બદલી કાઢેલું છે.

કનોડા (તા. ચાણસ્મા) ગામના તળાવ પાસે આવેલ જૂના મંદિરનું અસલ ગર્ભગૃહ તૂટી પડેલું તે તાજેતરમાં નવું કરાયું છે, પરંતુ એનો મંડપ નમૂનેદાર છે. એની ત્રણ બાજુએ એકેક અર્ધમંડપ કાઢેલો છે. વચલા વિતાનમાં પદ્મશિલા અને સોળ પૂતળીઓ છે. સ્તંભ ઘટ-પલ્લવ પ્રકારના છે.

ગોરાદ(તા. ચાણસ્મા)માં સોમેશ્વર મહાદેવનું નાનું જૂનું મંદિર છે. ગર્ભગૃહ પરનું શિખર ખંડિત છે અને મુખમંડપ પરની અસલ સંવરણા નષ્ટ થયેલ છે. મુખમંડપના સ્તંભ ઘટ-પલ્લવ પ્રકારના છે અને એનું વિતાન સમતલ પ્રકારનું છે. રૂહાવી(તા. પાટણ)નું જૂનું શિવાલય લગભગ આ સમયનું છે. એના શિખરમાં પાછળથી થોડા સુધારાવધારા થયા છે ને એનો મુખમંડપ જીર્ણ થતાં નવો બંધાયો છે.

વડનગર(તા. ખેરાળુ)નું અમથેર માતાનું શીર્ણ મંદિર, તેના અવશેષો પરથી આ સમયનું લાગે છે. ધિણોજ (તા. ચાણસ્મા), મણુંદ (તા. પાટણ) અને વીરતા(તા. ચાણસ્મા)નાં જૂનાં મંદિર પણ આ શૈલીનાં છે. ધિણોજના દેવીમંદિરના ગર્ભગૃહનો ઘણો ભાગ નવો બંધાયો છે; મંડપની સંવરણા તૂટી ગઈ છે, પણ અંદરનું વિતાન યથાતથ છે.

કોઈ મંદિરોમાં એક મજિયારા મંડપવાળાં બે કે ત્રણ ગર્ભગૃહોનું સંયોજન કરવામાં આવતું. ખંડોસણ(તા. વીસનગર)માં હિંગોળજા માતાના મંદિરની સમીપમાં એક જૂનું મંદિર છે, જેમાં એક મજિયારો મંડપ અને બે ગર્ભગૃહ છે. એક ગર્ભગૃહ પશ્ચિમાભિમુખ છે ને બીજું દક્ષિણાભિમુખ. એ બે કાટખૂણે ગોઠવેલાં છે. શિખર, સંવરણા અને વિતાન દર્શનીય છે. વીરમગામના માનસર તળાવને કાંઠે એક મજિયારા મંડપવાળાં બે ગર્ભગૃહ છે, પરંતુ તે સર્વ એક સીધી હરોળમાં છે. મંડપમાં બાર સ્તંભ છે. એક ગર્ભગૃહ એની પૂર્વે અને બીજું પશ્ચિમે આવેલું છે.

એવી રીતે ત્રણ ગર્ભગૃહ અને એક મજિયારા મંડપવાળું મંદિર પણ હોય છે. બનાસ નદીની પૂર્વે આવેલ કસરા ગામમાં આવું એક મંદિર છે. એમાં પૂર્વાભિમુખ મજિયારા મંડપની પશ્ચિમે શિવનું, દક્ષિણે બ્રહ્માનું અને ઉત્તરે વિષ્ણુનું ગર્ભગૃહ છે. આ પ્રકારના મંદિરને 'ત્રિપુરુષ પ્રાસાદ' કહે છે. મંડપ નાનો અને બાર સ્તંભવાળો છે. એની આગળ મુખમંડપ હતો તે મોજૂદ રહ્યો નથી. દરેક ગર્ભગૃહના દ્વાર પર તેમ જ તેના મંડોવરના ગોખલાઓમાં તે તે સંપ્રદાયનાં દેવદેવીઓની આકૃતિઓ કંડારી છે. ગર્ભગૃહો પરનાં શિખર ખંડિત છે.

સોલંકી કાલનાં કેટલાંક મંદિર ગુજરાતનાં પ્રાચીન મંદિરમાં મહત્ત્વનું સ્થાન ધરાવે છે.

મોઢેરા (તા. ચાણસ્મા) એ ધર્મારણ્ય નામે તીર્થક્ષેત્રનું મુખ્ય ધામ અને મોઢ જ્ઞાતિનું મૂલસ્થાન ગણાય છે. ત્યાં આવેલું સૂર્યમંદિર હાલ જીર્ણશીર્ણ અને પ્રતિમા વિનાનું છે, પરંતુ પ્રાચીન મહામંદિરના નમૂના તરીકે મહત્ત્વનું રહ્યું છે (આકૃતિ ૪૫). મંદિર પૂર્વાભિમુખ છે. એનું ગર્ભગૃહ સાન્ધાર પ્રકારનું અર્થાત્ પ્રદક્ષિણાપથવાળું છે. પ્રદક્ષિણાપથના બાર ગોખલાઓમાં આદિત્યની બાર પ્રતિમાઓ છે. ગર્ભગૃહમાં હાલ ભોંયરું છે ને એની અંદર લુપ્ત સૂર્યમૂર્તિની બેસણીનો પથ્થર પડેલો છે. ગર્ભગૃહની પીઠ તથા મંડોવરનો ભાગ વિવિધ થરોથી વિભૂષિત છે, જ્યારે તેનું શિખર નષ્ટ થઈ ગયું છે. ગર્ભગૃહની આગળ ગૂઢમંડપ છે. એનું સામરણ વચ્ચે અષ્ટકોણ આકારે ગોઠવેલા આઠ મુખ્ય સ્તંભો પર ટેકવેલું હતું તે પણ હાલ મોજૂદ રહ્યું નથી. સ્તંભોના મુખ્ય ભાગ પર સ્ત્રીપુરુષોની મનોહર આકૃતિઓ કંડારેલી છે, જેમાં કેટલીક જગ્યાએ સાંસારિક જીવનમાં શૃંગાર-દૃશ્ય નજરે પડે છે. ચારે બાજુએ બબ્બે સ્તંભ ઉમેર્યા છે ને આગળ નાનો મુખ-મંડપ કાઢ્યો છે. ગૂઢમંડપની આગળ અલગ સભામંડપ છે, જે કંઈક પાછળથી ઉમેરાયો લાગે છે. એને મુખ્ય પ્રાસાદ સાથે વિકર્ણ સ્થિતિમાં યોજેલ છે. એની અંદર પૂર્વપશ્ચિમ તથા ઉત્તરદક્ષિણ આઠઆઠ સ્તંભની બબ્બે સમાંતર હરોળ આવેલી છે ને એમાંના વચલા આઠ સ્તંભ અષ્ટકોણ આકારે ગોઠવાઈને સભા-મંડપના સામરણને ટેકવે છે. આ સામરણનો ઘણો ભાગ નષ્ટ થઈ ગયો છે. સ્તંભ ઘણા સુશોભિત છે. ચારે બાજુ કમાનદાર પ્રવેશદ્વાર કાઢેલું છે. સભા-મંડપના પૂર્વદ્વારની આગળ કીર્તિતોરણ હતું, જેના સ્તંભ જ મોજૂદ રહેલા છે. એની આગળ એક મોટો લંબચોરસ કુંડ છે. એમાં ચારે બાજુ નીચે ઊતરવાનાં પગથિયાં છે ને વચ્ચે વચ્ચે નાનીમોટી દેરીઓ છે. આખા મહામંદિરને ફરતો

પ્રાકાર હશે. તેમાં ઈશાન ખૂણામાં ખંડિત કીર્તિતોરણના સ્તંભ નજરે પડે છે. ગર્ભગૃહની પછીતમાં રહેલા એક પથ્થર પર વિ.સં. ૧૦૮૩ (ઈ.સ. ૧૦૨૬-૨૭)નું વર્ષ કોતરેલું છે. આ સૂર્યમંદિર મહમૂદ ગઝનીની ચડાઈ પછી ભીમદેવ ૧લાના સમયમાં બંધાયું જણાય છે.

ગુજરાતની ઉત્તર સરહદ પર આવેલ આબુ પર્વત પર આવેલા દેલવાડા ગામમાં ભીમદેવના દંડનાયક વિમલ મંત્રીએ વિ.સં. ૧૦૮૮(ઈ.સ. ૧૦૩૨)માં આદિનાથ(ઋષભદેવ)નું આરસનું ભવ્ય જિનાલય બંધાવ્યું, જે તેના નામ પરથી વિમલ-વસતિ કે વિમલ-વસહિ તરીકે પણ જાણીતું છે. વિમલ મંત્રીએ આ મંદિર માટેની જમીન ખરીદવામાં અને મંદિર બંધાવવામાં અઢળક ખર્ચ કરેલું. આ મંદિરનો પણ મૂળ ભાગ ગર્ભગૃહ (મૂળ ગભારો) અને ગૂઢમંડપનો બનેલો છે. મૂળ ગભારામાં બેઠેલા આદિનાથની મોટી મનોહર પ્રતિમા છે. આ મંદિરનો જીર્ણોદ્ધાર થતો રહ્યો હોઈ, એનું સમસ્ત સ્થાપત્ય-સ્વરૂપ જળવાઈ રહ્યું છે. ગર્ભગૃહ પરનું શિખર પ્રમાણમાં ઘણું નીચું છે. ગૂઢમંડપ સાદો છે, પરંતુ એની આગળનો ત્રિકમંડપ (નવચોકી) શિલ્પકૃતિઓથી સુશોભિત છે. બે બાજુએ પણ મુખમંડપ કાઢેલા છે. પ્રવેશદ્વારનું તોરણ તથા તેની અંદરના ખત્તક (ગોખલા) તેમ જ મંડપના સ્તંભ મનોહર શિલ્પકલાથી સભર છે. આ પ્રાસાદની આગળનો સભામંડપ મંત્રી વિમલના વંશજ મંત્રી પૃથ્વીપાલે કુમારપાલના સમયમાં બંધાવ્યો લાગે છે. એના મુખ્ય વિતાનમાં પદ્મશિલા અને સોળ વિદ્યાદેવીઓની મનોહર મૂર્તિઓ કંડારેલી છે (આકૃતિ ૪૬). મહામંદિરની આસપાસના ખુલ્લા ચોકને ફરતી ભમતી (પ્રદક્ષિણાપથ)ની છતમાં અનેક સુંદર વિતાન જોવા મળે છે. એની પાછળ દેવકુલિકાઓ (દેરીઓ) આવેલી છે. મંદિરની સામે પૃથ્વીપાલે હસ્તિ-શાલા કરાવી છે, જેમાં વિમલ અને એના દસ વંશજોની પ્રતિમાઓ કરાવેલી.

બનાસકાંઠા જિલ્લાના દાંતા તાલુકામાં આવેલ આરાસુરી અંબાજીના સ્થાનક પાસેનો પર્વત આરાસુર કે આરાસણ તરીકે ઓળખાય છે. એ અર્બુદાચલ-(આબુ પર્વત)નો જ ફાંટો છે. અંબાજીથી કોટેશ્વર જતાં કુંભારિયા (તા. દાંતા) નામે ગામ આવે છે. અગાઉ આ સ્થળે આરાસણ નગર નામે સમૃદ્ધ નગર હતું.[૧] ત્યાં અનેક જિનાલય બંધાયાં હતાં. હાલ ત્યાં પાંચ પ્રાચીન જિનાલય આવેલાં છે. આ જિનાલયો આબુ-દેલવાડાનાં જિનાલયોની જેમ શિલ્પકલાની દૃષ્ટિએ દર્શનીય છે. આ પાંચેય મંદિર આબુના દંડનાયક વિમલ મંત્રીએ બંધાવ્યાં

૧. કનૈયાલાલ દવે, 'અંબિકા, કોટેશ્વર અને કુંભારિયા', પ્ર. ૫.

મનાય છે, પરંતુ એ વસ્તુતઃ સોલંકી કાલ દરમ્યાન જુદા જુદા સમયે બંધાયાં જણાય છે. એમાંનું મહાવીર સ્વામીનું મંદિર વિ.સં. ૧૧૧૮(ઈ.સ. ૧૦૬૨)માં અર્થાત્ મહારાજાધિરાજ ભીમદેવ અને દંડનાયક વિમલના સમયમાં બંધાયું હોવાનું માલૂમ પડે છે. આ મંદિર ઉત્તરાભિમુખ છે અને વિશાળ જગતી પર બંધાયેલું છે. એમાં ગર્ભગૃહ, ગૂઢમંડપ, ત્રિકમંડપ અને સભામંડપ છે. સભામંડપની બે બાજુએ આઠ આઠ દેવકુલિકાઓ, આગળના ભાગમાં ત્રણ ત્રણ ગોખલા અને અગ્નિ ખૂણામાં બે દેવકુલિકાઓ મળીને ચોવીસી પૂરી કરવામાં આવી છે. મોખરે એક બલાનક છે. મંદિરને ફરતો પ્રાકાર છે ને એમાં પૂર્વમાં તથા પશ્ચિમમાં પણ દ્વાર કરેલું છે. ગભારા પર ૨૧ અંડકવાળું ઉત્તુંગ શિખર છે. ગૂઢમંડપ પરની સંવરણા પણ દર્શનીય છે. ત્રિકમંડપમાં આરસ પરની બારીક કોતરણી શિલ્પકલાનું અનુપમ કૌશલ દર્શાવે છે. એમાંનાં બે વચલાં વિતાન શિલ્પકલાની ઉત્તમ કૃતિઓ ગણાય છે.

થાન(જિ. સુરેન્દ્રનગર)ની વાયવ્યે આવેલ ત્રિનેત્રેશ્વરનું જીર્ણ મંદિર શૃંગો અને ઉરઃશૃંગોવાળું શિખર ધરાવે છે. ગૂઢમંડપમાં ચાર ઊંચા સ્તંભ છે. એની ત્રણ બાજુએ મુખમંડપ છે. મંદિરની ત્રણ બાજુએ કુંડ હતો ને મંદિરને ફરતો પ્રાકાર હતો. થાનની દક્ષિણે મુનિ બાવાના મંદિર તરીકે ઓળખાતું જીર્ણશીર્ણ મંદિર એક નાના પણ નમૂનેદાર મંદિરનું અવશિષ્ટ સ્વરૂપ ધરાવે છે. મંદિર પૂર્વાભિમુખ છે. ગર્ભગૃહના દ્વાર પર શિવ પ્રધાન સ્થાન ધરાવે છે. મંડપનું વિતાન વિકસિત સ્વરૂપનું છે. મંદિરમાં દિક્પાલ-પ્રતિમાઓ દેખા દે છે.

પ્રભાસ (જિ. જૂનાગઢ) પાસે સમુદ્ર-તટ પર સોમનાથ મહાદેવનું સુપ્રસિદ્ધ મંદિર હતું તે મહમૂદ ગઝનીએ ઈ.સ. ૧૦૨૬માં તોડી નાખ્યું. પછી ભીમદેવ ૧લાએ પાષાણનું નવું મંદિર કરાવ્યું. આગળ જતાં એ મંદિરનો અનેક વાર જીર્ણોદ્ધાર થયો. એના અવશેષો પરથી આ મંદિર મોઢેરાના સૂર્યમંદિર કરતાં વધારે વિશાળ હોવાનું તથા એનું સ્થાપત્ય-સ્વરૂપ એ સમકાલીન સૂર્યમંદિરના જેવું હોવાનું માલૂમ પડે છે. પ્રભાસનું રુદ્રેશ્વર-મંદિર લગભગ એને મળતું આવે છે. આ મંદિર સાન્ધાર પ્રકારનું છે. ગર્ભગૃહનું પ્રવેશદ્વાર સપ્ત શાખાવાળું છે. ગૂઢમંડપમાં સંવરણાને ટકવતા ચાર સ્તંભ છે. મુખમંડપના ટૂંકા સ્તંભ ઘટ-પલ્લવનું સુશોભન ધરાવતા.

આ સમય દરમ્યાન કચ્છમાં પણ કેટલાંક સુંદર મંદિર બંધાયાં. કેરાકોટ (તા. ભુજ), જે પ્રાચીન કપિલગ્રામ અને રા' લાખા ફુલાણીનું પાટનગર હતું[1] ત્યાં

૧. રામસિંહજી રાઠોડ, 'કચ્છનું સંસ્કૃતિ દર્શન', પૃ. ૧૩૭-૫૦

લાખેશ્વરને નામે ઓળખાતું એક જૂનું જીર્ણ શિવાલય આવેલું છે. ગર્ભગૃહને ફરતો પ્રદક્ષિણાપથ છે ને એમાં ત્રણ ઝરૂખાદાર જાળીવાળી બારીઓ છે. જંઘામાં દિક્પાલો અને અપ્સરાઓ તથા દેવીઓની આકૃતિઓ કંડારી છે. ગૂઢમંડપનો ઘણો ભાગ નષ્ટ થઈ ગયો છે. ગર્ભગૃહનું દ્વાર પંચશાખા પ્રકારનું છે. શિલ્પસભર શિખરનો ઉપલો અને આગલો ભાગ તૂટી ગયો છે.[1] એમાં ઉરઃશૃંગો નથી, પરંતુ એને બદલે ચૈત્યબારીના આકારના સાત સાત ઉદ્‌ગમ કાઢેલા છે. શિખરના નીચલા ભાગમાં ચાર ખૂણામાં ચાર નાનાં શૃંગ કાઢેલાં છે ને એની ઉપરના મજલામાં બીજાં ચાર નાનાં શૃંગ કરેલાં છે. આ રીતે મુખ્ય શૃંગ સાથે શિખર નવ અંડ ધરાવે છે.

કોટાય[2](તા. ભુજ)માં ત્રણ પ્રાચીન દેવાલય હતાં. તેમાંનું શિવાલય[3] જ હાલ મોજૂદ રહેલું છે, જ્યારે સૂર્યમંદિર તથા વિષ્ણુમંદિર તૂટી ગયાં છે, પરંતુ તેના ફોટોગ્રાફ મોજૂદ છે. ફોટા લેવાયા ત્યારે વિષ્ણુમંદિરનો ઉપલો ભાગ તૂટી પડેલો હતો, જ્યારે સૂર્યમંદિરનો ઘણોખરો ભાગ મોજૂદ હતો. એ મંદિર નાનું અને ખેડાકોટના શિવાલયના જેવું હતું. એના શિખરને પંચ અંડ હતાં અર્થાત્ ચાર ખૂણે ચાર નાનાં શૃંગ કાઢેલાં હતાં અને ઉરઃશૃંગોને બદલે ચાર ચાર ઉદ્‌ગમ કાઢેલા હતા. શિવાલય પશ્ચિમાભિમુખ છે. તેનું ગર્ભગૃહ તથા મંડપ મોજૂદ છે, જ્યારે મુખમંડપ નષ્ટ થયેલ છે. પ્રાસાદની જંઘામાં દિક્પાલો તથા દેવીઓની આકૃતિઓ કંડારી છે. શિખર નાનાં શૃંગો તથા ઉરઃશૃંગો સાથે કુલ એકવીસ અંડક ધરાવે છે. ગૂઢમંડપ ગર્ભગૃહ કરતાં થોડી નીચી સપાટીએ છે. બંને પડખે એકેક ઝરૂખાબારી છે. તેના પર પિરામિડ ઘાટનું સામરણ છે. મધ્યમાં ચાર સ્તંભ છે. ગર્ભગૃહ તથા ગૂઢમંડપનું દ્વાર શિલ્પવિભૂષિત છે. અંતરાલમાંનું વિતાન સપાટ છે ને તેમાં રાસમંડળીનું દૃશ્ય કંડારેલું છે તેમ જ શતદળ કમળનું મનોહર શિલ્પ નજરે પડે છે.

કંથકોટ(તા. ભચાઉ)નું સૂર્યમંદિર પણ પ્રાચીન છે, ગર્ભગૃહને ફરતો પ્રદક્ષિણાપથ છે ને તેના ત્રણ ઝરૂખા કાઢેલા છે. દ્વારના ઉત્તરાંગ પર અષ્ટગ્રહોની આકૃતિઓ કંડારેલી છે. અષ્ટગ્રહોની પરંપરામાં કેતુનો સમાવેશ થતો નહિ. શિખર માત્ર ગર્ભગૃહની ઉપર કાઢેલું છે. તેની આસપાસના પ્રદક્ષિણાપથને સપાટ છાવણ વડે અલગ ઢાંકેલો છે. શિખરનો ઉપલો ભાગ તૂટી ગયો છે. એના અવશિષ્ટ ભાગમાં

---

૧. સંવત ૧૮૭૫ના ધરતીકંપને લઈને

૨. હબા ડુંગરની તળેટીમાં, કર્કવૃત્ત પર આવેલ કોટયર્ક મંદિર પરથી (એજન, પૃ. ૧૨૫).

૩. અણગોર ગઢમાં.

રાજસ્થાની શૈલીની અસર વરતાય છે. કંથકોટ કચ્છ–રાજસ્થાનની હદ પાસે આવેલ હોઈ, આ સ્વાભાવિક ગણાય.

મંજલ (તા. નખત્રાણા) પાસે આવેલ પુઅં રા'ના ગઢમાં[૧] એક પ્રાચીન મંદિર છે. એ પશ્ચિમાભિમુખ શિવાલય છે. એના ચાર ખૂણામાં ચાર નાનાં મંદિર હતાં અર્થાત્ આ મંદિર પંચાયતન પ્રકારનું હતું. મુખ્ય મંદિર ઊંચી જગતી પર બાંધેલું છે. ગર્ભગૃહ સાદું અને ચોરસ છે. તેમાં સૂર્યની ઊભી દ્વિભુજ પ્રતિમા છે. ગર્ભગૃહ આગળ મુખમંડપ હતો, જે તૂટી ગયો છે. ગર્ભગૃહને ફરતો પ્રદક્ષિણા-પથ છે. તેમાં પાછળ એક બારી હતી અને મંડપમાં બે બારીઓ હતી. શિખર પંચાંડક પ્રકારનું છે, અર્થાત્ એના ચાર ખૂણામાં ચાર નાનાં શૃંગ પણ છે. શિખરનો ઉપલો ભાગ તૂટી ગયો છે.

અણહિલવાડ પાટણમાં ભીમદેવની રાણી ઉદયમતીએ સુંદર વાવ બંધાવેલી, તેનો કેટલોક ભાગ હાલ 'રાણીની વાવ'નાં ખંડેરોમાં જળવાયો છે.

કર્ણદેવના સમયમાં આશાપલ્લી પાસે સ્થપાયેલ કર્ણાવતીમાં તેમ જ અણહિલવાડમાં કેટલાંક સુંદર મંદિર બંધાયાં, પરંતુ તે હાલ મોજૂદ રહ્યાં નથી.

કુંભારિયા(જિ. બનાસકાંઠા)માં આવેલું શાન્તિનાથનું મંદિર લગભગ આ સમયનું છે. એ ઘણે અંશે ત્યાંના મહાવીર મંદિરને મળતું આવે છે. મંદિર ઉત્તરાભિમુખ છે. મંદિરની બે બાજુએ આઠઆઠ દેરીઓ અને પ્રવેશદ્વારની બે બાજુએ ચારચાર ગોખલા (ખત્તક) કાઢી જિનાલયની ચોવીસી પૂરી કરવામાં આવી છે. ત્રિકમંડપમાં છ છ ચોકી(ચતુષ્કી)ઓનો વિસ્તાર કરેલો છે. ગૂઢમંડપ પરની સંવરણા સાદી છે. ગૂઢમંડપના પ્રવેશદ્વારની બે બાજુ બે સુંદર કોતરણીવાળા ગોખલા છે. ત્રિકમંડપ તથા સભામંડપની છતોમાં જૈન કથાના પ્રસંગોને લગતાં સુંદર ભાવદશ્ય આલેખ્યાં છે. મંડપના આઠે સ્તંભો અષ્ટકોણ આકારે ઘડેલા છે ને તેની ઉપર ચારે બાજુ સુંદર તોરણ કાઢવામાં આવેલાં. મંદિરમાં સં. ૧૧૩૮(ઈ.સ. ૧૦૮૨)ના કેટલાક લેખ કોતરેલા છે.

સિદ્ધરાજ જયસિંહના સમય(ઈ.સ. ૧૦૯૪–૧૧૪૨)માં તેના વિશાળ રાજ્યમાં અનેક સ્થળોએ દેવાલયો, જળાશયો અને કિલ્લા બંધાયા. એમાં સિદ્ધપુરનો સંસ્કારિત-વિસ્તારિત રુદ્રમાળ એ સોલંકી રાજ્યનું સહુથી વિશાળ અને ભવ્ય

૧. પુઅં રા' લાખા ફુલાણીનો ભત્રીજો હતો. તેણે ખેડાકોટની હરીફાઈમાં અહીં પોતાના નામનો ગઢ કરાવેલો ('કચ્છનું સંસ્કૃતિદર્શન', પૃ. ૧૫૧).

દેવાલય હતું. એનો પ્રાસાદ પૂર્વાભિમુખ અને સાન્ધાર હતો. ગર્ભગૃહ અને ગૂઢ-મંડપ સરખું તલમાન ધરાવતા. આ મહામંદિરનું પીઠ ગજથર, અશ્વથર અને નરથરથી અલંકૃત હતું, પરંતુ એની ઊંચાઈ પ્રમાણમાં ઘણી ઓછી હતી. પ્રાસાદ ત્રણ મજલાનો હોઈ ઘણો ઊંચો હતો. એનું શિખર ૪૫ મીટર જેટલું ઊંચું હોવાનું જણાય છે. ગૂઢમંડપની ત્રણ બાજુએ ત્રણ અર્ધમંડપ હતા. પ્રાસાદને ફરતી અગિયાર રુદ્રોની દેવકુલિકાઓ હતી. મોખરે બે બાજુ બે ઉત્તુંગ તોરણ હતાં. હાલ આ રુદ્રમહાલયનો ઘણો ભાગ તૂટી જઈ નષ્ટ થઈ ગયેલ છે. માત્ર પૂર્વનો અર્ધ-મંડપ, ઉત્તરનો અર્ધમંડપ, અન્તરાલ, ચાર દેવકુલિકાઓ અને એક કીર્તિતોરણના નીચલા ભાગ મોજૂદ રહ્યા છે. અન્તરાલના સ્તંભ ૫ મીટરથી વધુ ઊંચા છે ને તેનો વ્યાસ ૧–૧$\frac{1}{4}$ મીટર જેટલો છે. આ ચાર સ્તંભો પરના પાટડા પર બીજા મજલાના વચલા બે સ્તંભ પણ ખડા છે. આ સ્તંભ પરનાં સુશોભન માળવાની અસર સૂચવે છે. સિદ્ધરાજે આ મહાલય ઉજ્જનના મહાકાલ મંદિરની પ્રતિસ્પર્ધા-રૂપે બંધાવ્યું હોવા સંભવે છે. એનો મહામંડપ ગ્વાલિયરના ‘સાસકા મંદિર'ના મહામંડપ જેવો વિશાળ અને ભવ્ય હશે. પાછલી પાંચ દેવકુલિકાઓમાંની જમણી બાજુની નષ્ટ થયેલ છે, ડાબી બાજુની મોજૂદ છે, જ્યારે વચલી ત્રણને મસ્જિદમાં ફેરવી નાખેલી છે. ડાબી બાજુની દેવકુલિકાનું શિખર સચવાયું છે, જ્યારે તેના મંડપનો ઉપલો ભાગ તૂટી ગયો છે, કીર્તિતોરણના બે સ્તંભ ઘણા ઊંચા અને પહોળા છે. દરેક સ્તંભના નીચલા મજલાની શિરાવટીના અંદરના ભાગમાંથી ગજાકાર બ્રૅકેટ કાઢીને તેના પર અર્ધવૃત્તાકાર તોરણ(કમાન) ટેકવ્યું હતું. ઉપલા મજલાના સ્તંભની શિરાવટી પર ટેકવેલા પાટડાની ઉપર મનોહર તોરણ (કમાન) નજરે પડે છે. એને બે છેડે બે સુંદર મકર-મુખ કંડારેલાં છે ને વચલી ત્રિકોણાકાર કમાન ચાર નાનામોટા સ્તંભ પર ટકવેલી છે. આ સ્તંભોની વચ્ચે રુદ્ર વગેરે દેવોથી પ્રતિમાઓ કંડારી હતી. સોલંકી સમયમાં આ રુદ્રમહાલય કેટલું મોટું અને ભવ્ય લાગતું હશે! હાલ તો એના આટલા જૂજ અવશેષ જ જોવા મળે છે.

કીર્તિતોરણનો સુંદર નમૂનો (આકૃતિ ૪૭) વડનગર(જિ. મહેસાણા)માં જળવાયો છે. ત્યાં મૂળ પ્રાસાદ કાળબળે લુપ્ત થઈ ગયો છે, પરંતુ તેનાં બે ઉત્તુંગ તોરણ મોજૂદ રહ્યાં છે. એમાંનું એક મૂળ સ્થિતિમાં ઊભું છે, જ્યારે બીજાનો ઉપલો ભાગ તૂટીને નીચે પડેલો છે. સ્તંભ પર પદ્મ, કણી, કીર્તિમુખ, ગજથર, નરથર ઇત્યાદિ સુશોભન-થર નજરે પડે છે. ઉપલા ભાગમાં અંદરના મકર-મુખમાંથી અર્ધવૃત્તાકાર તોરણ (કમાન) નીકળે છે. તેની ઉપરના નાના સ્તંભની શિરાવટી

પર પાટડો ટકવેલો છે, જેની ઉપર ત્રિકોણાકાર તોરણની અંદર શૈવ દેવોની પ્રતિમાઓ નજરે પડે છે. કપડવંજ(જિ. ખેડા)માં કુંડ પાસે આવું નાનું પણ નમૂનેદાર તોરણ છે. ઉપલી કમાનના વચલા ભાગમાં શિવની સુંદર પ્રતિમા કંડારેલી છે. દેલમાલ, પિલુદરા, વાલમ, બળેજ વગેરે અન્ય સ્થળોએ પણ પ્રાચીન તોરણ જોવા મળે. ઘૂમલીનું તોરણ હાલ રાજકોટમાં ખસેડેલું છે.

સિદ્ધરાજ જયસિંહે અણહિલવાડ પાટણ પાસે કરાવેલું સહસ્રલિંગ સરોવર એ સોલંકી કાલનું સર્વોત્તમ જળાશય હતું. રુદ્રમાળની જેમ એ પણ અગાઉના બાંધકામનું સંસ્કરણ-વિસ્તરણ હતું ને હાલ એના જૂજ અવશેષ જોવા મળે છે. એમાં સરસ્વતી નદીનો પ્રવાહ વાળી જળ ભરવામાં આવતું. એને કાંઠે ૧૦૦૮ શિવાલય હતાં, તેથી તેને 'સહસ્રલિંગ' કહેતા. વળી ત્યાં ૧૦૮ દેવીમંદિર તેમ જ વિષ્ણુના દશાવતારનું મંદિર હતું અને સૂર્ય, ગણેશ, કાર્તિકેય વગેરે બીજા દેવોની પણ દેરીઓ હતી. સરોવરની મધ્યમાં ટેકરી પર વિન્ધ્યવાસિની દેવીનું મંદિર હતું. જળાશયના ગરનાળા પર જલશાયી વિષ્ણુનું મંદિર હતું. સરોવરને તીરે મનોહર કીર્તિસ્તંભ પણ હતો. સિદ્ધરાજની માતા મીનળદેવીએ વીરમગામમાં બંધાવેલ મનાતું જળાશય, જે 'માનસર' નામે ઓળખાય છે, તેમાં ચારે બાજુ ઘાટ બાંધેલો છે ને હારબંધ દેરીઓ કરેલી છે. એમાં હાલ ૩૫૭ દેરીઓ મોજૂદ છે; દેરીઓની મૂળ સંખ્યા ૫૨૦ હોવાનું જણાય છે. દેરીઓમાં વાઘેલા રાણા વીરમદેવના નામના લેખ કોતરેલા હોઈ, આ દેરીઓ તેરમા સૈકાની હોવા સંભવે છે. ધોળકાનું મલાવ તળાવ પણ મીનળદેવીએ બંધાવ્યું મનાય છે, પરંતુ એમાં એ સમયના અવશેષ ભાગ્યે જ નજરે પડે છે.

કિલ્લાઓમાં કેટલાય જૂના કિલ્લા સિદ્ધરાજે બંધાવ્યા ગણાય છે. એમાં ડભોઈ (જિ. વડોદરા) અને ઝિંઝુવાડા(જિ. સુરેન્દ્રનગર)ના કિલ્લા ખાસ જોવાલાયક છે. એની દીવાલનો ઘણો ભાગ તૂટી ગયો છે. એમાં વચ્ચે વચ્ચે બુરજ કરેલા હતા. ખૂણાના બુરજ ગોળ હતા, બાકી લંબચોરસ કોટની ટોચે કાંગરા કાઢેલા હતા, જેની વચ્ચેથી સૈનિકો તીરંદાજી કરી શકતા. કાંગરાની પછવાડે સૈનિકોની ટુકડીઓ હરીફરી શકે તેવી પહોળી અટારી હતી. એની નીચે સૈનિકોના રહેવા માટેની પડાળીઓ હતી. ચાર બાજુએ ચાર બેવડા દરવાજા હતા, જેનું બહારનું પ્રવેશદ્વાર સંરક્ષણના વ્યૂહની દૃષ્ટિએ અંદરના પ્રવેશદ્વારની સીધી હરોળમાં નહિ, પણ કાટખૂણે રાખવામાં આવતું. આ દરવાજાની દીવાલોમાં શિલ્પકલાની વિપુલ તથા ઉત્તમ સમૃદ્ધિ ઠલવાઈ છે. આ બંને કિલ્લાઓનાં વર્તમાન સ્વરૂપ વાઘેલા કાલનાં હોવાનું માલૂમ પડે છે.

સિદ્ધરાજના સમયનાં અન્ય દેવાલયોમાં કુંભારિયાનું પાર્શ્વનાથ દેવાલય નોંધપાત્ર છે. આ મંદિરમાં સં. ૧૧૬૫ (ઈ.સ. ૧૧૦૫) સુધીના પ્રાચીન લેખ મળ્યા છે. આ મંદિર પણ ઉત્તરાભિમુખ છે. એને ફરતી ચોવીસ દેવકુલિકાઓ છે. રંગમંડપ અને ત્રિકમંડપના તથા વચલી બે દેવકુલિકાઓના સ્તંભ તથા તેનાં પ્રવેશદ્વાર સુંદર શિલ્પકૃતિઓથી સુશોભિત છે. ઉત્તર દ્વારના આગલા સ્તંભો પર કલામય તોરણ કરેલું છે.

ઘૂમલી (જિલ્લો જામનગર) નું નવલખા મંદિર તથા સેજકપુર(જિલ્લો સુરેન્દ્રનગર) નું નવલખા મંદિર એ ૧૧ મી-૧૨ મી સદીનાં મોટાં નમૂનેદાર મંદિર છે. ઘૂમલીનો પ્રાસાદ ઊંચી પીઠ પર બાંધેલો છે. એ સાન્ધાર પ્રકારનો છે. ગર્ભગૃહ અને મંડપ અંદરથી ચોરસ છે. ગર્ભગૃહની અંદરનું શિવલિંગ પોરબંદરના કેદારનાથ મંદિરમાં પધરાવ્યું છે. ગર્ભગૃહને ફરતા પ્રદક્ષિણા-માર્ગમાં ત્રણ બાજુએ ત્રણ ઝરૂખાદાર બારીઓ છે. પીઠ પરના થરોમાં અશ્વથરનો સમાવેશ થયો નથી. ગજથરની સામે ચારે બાજુએ બબ્બે મોટા ગજ કંડારેલા છે. મંડોવરમાં બ્રહ્મા-સાવિત્રી, ઉમા-મહેશ્વર અને લક્ષ્મી-નારાયણના ગોખલા જંઘામાં નહિ, પણ બારીઓની નીચે કાઢેલા છે. શિખરનો ઘણો ભાગ તૂટી ગયો છે, પરંતુ તે સૂણકના મંદિરના શિખર જેવું હતું તેવું તેના અવશિષ્ટ ભાગ પરથી સ્પષ્ટ થાય છે. મંડપ બે મજલાનો છે ને તેને ફરતા ત્રિકમંડપ છે. એનો ઉપલો ભાગ તૂટી ગયો છે. એમાં છૂટા ૨૨ સ્તંભ અને ૩૦ અર્ધસ્તંભ છે. અંતરાલના સ્તંભ તેમ જ મંડપમાંના વચલા સ્તંભ શિલ્પ-સભર છે. સેજકપુરનું નવલખા મંદિર ઘણે અંશે આ પ્રકારનું છે. ગર્ભગૃહને ફરતો પ્રદક્ષિણાપથ છે ને મંડપ ખુલ્લો છે. પ્રાસાદની બહારનો તારાકાર ઘણો વિકસિત છે. પીઠ પર ગજથર અને નરથર છે. મંડોવર સૂણકના મંદિરના મંડોવર જેવું છે. શિખર ખંડિત છે. મંડપની છતમાં બાર પૂતળીઓ હતી. વચ્ચેના આઠ સ્તંભની પાછળ બાર મોટા સ્તંભ છે. સંવરણા નષ્ટ છે. મુખમંડપ પણ શીર્ણ છે.

ઉજ્જયંત(ગિરનાર) એ તીર્થંકર નેમિનાથનું ધામ ગણાય છે. ત્યાં નેમિનાથનું લાકડાનું મંદિર હતું, તેની જગ્યાએ સૌરાષ્ટ્રના દંડનાયક સજ્જન મંત્રીએ સં. ૧૧૮૫ (ઈ.સ. ૧૧૨૯)માં નવું પથ્થરનું મંદિર બંધાવ્યું. એનો વાઘેલા કાલ દરમિયાન ઈ.સ. ૧૨૭૮ માં જીર્ણોદ્ધાર થયેલો. એ ગિરનાર પરનું સહુથી મોટું જિનાલય છે. પીઠ અને મંડોવર નીચાં હોવાથી મંદિર પ્રમાણમાં બેઠા ઘાટનું લાગે છે. આ પ્રાસાદ સાન્ધાર પ્રકારનો છે. પ્રદક્ષિણાપથમાં ઝરૂખાદાર જાળીવાળી બારીઓ છે. ગૂઢમંડપ ગર્ભગૃહ કરતાં થોડો મોટો છે. મૂળ ત્રિકમંડપને આગળ જતાં લંબ-

ચોરસ સભામંડપમાં ફેરવી લીધો છે. મુખ્ય મંડપમાં ૨૨ સ્તંભ છે. પ્રાસાદને ફરતી ૭૨ દેવકુલિકાઓ છે.

સિદ્ધરાજની જેમ કુમારપાલના સમય(ઈ.સ. ૧૧૪૩–૭૨)માં પણ કેટલાંક મહત્ત્વનાં મંદિર બંધાયાં. કુમારપાલે અણહિલપાટક, પ્રભાસ વગેરે સ્થળોએ બંધાવેલ જિનાલય હાલ મોજૂદ નથી. ગુજરાત–રાજસ્થાનનાં અનેક જૈન તીર્થોમાં તેણે બંધાવેલ ચૈત્યો હોવાનું મનાય છે. કુમારપાલે આનંદપુર(વડનગર)ને ફરતો વપ્ર (કોટ) બંધાવ્યો. પ્રભાસના મહંત ભાવ બૃહસ્પતિની પ્રેરણાથી સિદ્ધરાજે ત્યાંના સોમનાથ મંદિરનો જીર્ણોદ્ધાર કરવા ધારેલું તે કુમારપાલે પાર પાડયું. કુમારપાલે બંધાવેલ જિનાલયોમાં તારંગા પર્વત (જિ. મહેસાણા) પરનું તીર્થંકર અજિતનાથનું મંદિર જળવાયું છે.[1] એ સાન્ધાર પ્રકારનો મેરુ પ્રાસાદ છે, જે સાર્વભૌમ રાજા બંધાવતા. એમાં ગર્ભગૃહને ફરતો પ્રદક્ષિણાપથ છે. એમાં ત્રણ બાજુએ ઝરૂખાદાર જાળીવાળી બારીઓ છે અને આગળ ગૂઢમંડપ છે, જેની બે બાજુએ બે અર્ધમંડપ અને આગળ એક મહામંડપ છે. સ્તંભો અને દીવાલોની બહારની બાજુ શિલ્પ–સભર છે. એના જીર્ણોદ્ધારમાં એનું મૂળ સ્વરૂપ ઘણે અંશે જળવાઈ રહ્યું છે, જ્યારે એમાં કેટલીક ક્ષતિઓ પણ દેખા દે છે. પ્રાસાદને ફરતી ભમતી અને દેવકુલિકાઓ નથી. મોખરે માત્ર યક્ષ-યક્ષિણીની એકેક દેવકુલિકા કરેલી છે.

કુમારપાલે પ્રભાસમાં બંધાવેલા સોમનાથ મહાદેવના મંદિરમાં પછીથી અનેક વાર જીર્ણોદ્ધાર થયો હોવા છતાં તેનું તે સમયનું સ્વરૂપ ઘણે અંશે જળવાઈ રહ્યું હતું.[2] પ્રાસાદ પૂર્વાભિમુખ અને સાન્ધાર પ્રકારનો હતો. ગર્ભગૃહનું શિખર તથા પ્રવેશદ્વાર તૂટી ગયું હતું. દીવાલની બહારની બાજુ પરનાં શિલ્પ પણ લગભગ નષ્ટ થયાં હતાં. પ્રદક્ષિણાપથની ત્રણ બાજુએ ત્રણ ઝરૂખાદાર બારીઓ હતી. ગૂઢમંડપની ત્રણ બાજુએ નાના મંડપ કાઢેલા હતા. ગૂઢમંડપની અંદર ચોવીસ સ્તંભ હતા, જેમાંના વચલા આઠ સ્તંભ અષ્ટકોણ આકારે ગોઠવેલા હતા. એનું સામરણ તથા વિતાન પણ મોજૂદ નહોતું. મુખ્ય સ્તંભો વચ્ચે અર્ધવૃત્ત અને ત્રિકોણ તોરણ કાઢયાં હતાં. આ મંદિરના રહ્યાસહ્યા અવશેષ હાલ ત્યાંના સ્થાનિક સંગ્રહાલયમાં જોવા મળે છે.

---

૧. આ મંદિરનો અકબરના સમયમાં (૧૬મી સદીમાં) જીર્ણોદ્ધાર થયેલો.

૨. આઝાદી પછી આ મંદિરના અવશેષો દૂર કરી તેની જગ્યાએ નવું મંદિર બાંધવામાં આવ્યું છે. ત્યાં સુધી ત્યાં આ મંદિરનાં ખંડેર મોજૂદ હતાં.

ગિરનાર પરનું અભિનંદન સ્વામીનું દેરાસર તથા શત્રુંજય પરનું આદિનાથનું દેરાસર કુમારપાલે બંધાવ્યું હોઈ 'કુમારવિહાર' તરીકે ઓળખાય છે, પરંતુ તેનો અનેક વાર જીર્ણોદ્ધાર થયો હોઈ, તેમાં તેનું મૂળ સ્વરૂપ ભાગ્યે જ જળવાઈ રહ્યું છે.

કુંભારિયાનું નેમિનાથ મંદિર કુમારપાલના સમયમાં બંધાયું જણાય છે. કુંભારિયાનાં જિનાલયોમાં એ સહુથી મોટું છે. એમાં મૂળ ગભારો, ગૂઢમંડપ, સભામંડપ, ત્રિકમંડપ અને ચોવીસ દેવકુલિકાઓ છે. ત્રિકમંડપ દસ ચોકીના છે. શિખર તથા ગૂઢમંડપમાં આગળ જતાં કેટલોક ફેરફાર કરેલો છેઃ શિખર તારંગાના જિનાલયના શિખર જેવું છે, જ્યારે શિલ્પ-સભર સ્તંભો આબુ-દેલવાડાની વિમલવસહિના સ્તંભોને મળતા આવે છે.

ભીમદેવ બીજાના સમય દરમ્યાન અનેક સ્થળોએ નવાં દેવાલય બંધાયાં. તેમાં ધોળકાના રાણા વીરધવલના મંત્રી વસ્તુપાલ તથા તેજપાલે અર્બુદ (આબુ), શત્રુંજય, ઉજ્જયંત (ગિરનાર) વગેરે પર્વતો પર તથા અણહિલપુર, ભૃગુપુર (ભરૂચ), સ્તંભનકપુર (થામણા), સ્તંભતીર્થ (ખંભાત), દર્ભાવતી (ડભોઈ), ધવલક્કક (ધોળકા) વગેરે નગરોમાં નવાં દેરાસર બંધાવ્યાં તેમ જ કેટલાંક દેરાસરોનો જીર્ણોદ્ધાર કરાવ્યો. કુમારપાલની જેમ વસ્તુપાલ-તેજપાલે કરાવેલાં દેરાસર અનેક સ્થળોએ જણાવવામાં આવે છે. એમાં ગિરનાર પરનો વસ્તુપાલ-વિહાર તથા આબુ પરની લૂણસિંહ-વસહિ એ બે દેરાસર ખરેખર તેમના સમયનાં હોવાનું માલૂમ પડે છે.

વસ્તુપાલ-વિહાર મહામાત્ય વસ્તુપાલે સં. ૧૨૮૮(ઈ.સ. ૧૨૩૨)માં નેમિનાથ ચૈત્યની પાછળના ભાગમાં કરાવેલો ને તેમાં મૂલનાયક તરીકે આદિનાથ ઋષભદેવની પ્રતિમા પધરાવેલી. એની બે બાજુએ અજિતનાથ અને વાસુપૂજ્યની તથા મંડપમાં મહાવીર સ્વામીની અને અંબિકા દેવીની પ્રતિમા સ્થાપી. આ ચૈત્યની એક બાજુએ પત્ની લલિતાદેવીના પુણ્ય અર્થે અજિતનાથ આદિ બાકીના વીસ તીર્થંકરોનાં બિંબોથી અલંકૃત એવો સમેત-મહાતીર્થાવતાર-પ્રાસાદ અને બીજી બાજુએ પત્ની સોખુકાના પુણ્ય અર્થે ચોવીસ તીર્થંકરોનાં બિંબોથી અલંકૃત એવો અષ્ટાપદ-મહાતીર્થાવતાર-પ્રાસાદ કરાવ્યો. આ ચૈત્યોમાં પોતાનાં કુટુંબીઓની તથા પોતાની પ્રતિમાં મુકાવી તેમ જ ત્રણ પ્રાસાદની આગળ ત્રણ તોરણ કરાવ્યાં. મુખ્ય પ્રાસાદની પાછળ કપર્દી યક્ષનું ચૈત્ય કરાવ્યું.

હાલ ગિરનાર પર આ વસ્તુપાલ-વિહાર મોજૂદ છે. એ ત્રિપુરુષ પ્રાસાદ છે અર્થાત્ એમાં એક મજિયારા મંડપની ત્રણ બાજુએ ત્રણ ગર્ભગૃહ કરેલાં છે.

મંદિર પશ્ચિમાભિમુખ છે. મુખ્ય ગર્ભગૃહમાં હાલ આદિનાથને બદલે પાર્શ્વનાથની પ્રતિમા રહેલી છે, જે નેમિનાથ મંદિરની આગળ બંધાયેલા પાર્શ્વનાથ મંદિરના મૂલનાયકની હોવાનું જણાય છે. હાલ આ મંદિરમાં વસ્તુપાલના સમયની પ્રતિમા રહેલી નથી. મંદિરનું શિખર બેઠા ઘાટનું અને ઉરઃશૃંગોથી વિભૂષિત છે. મંડપની એક બાજુએ આવેલ ચૈત્યમાં અષ્ટાપદ(સુમેરુ)ની અને બીજી બાજુએ આવેલ ચૈત્યમાં સમેતશિખરની લઘુ પ્રતિકૃતિ નજરે પડે છે. મંડપનું મૂળ સામરણ તથા બાજુમાં ચૈત્યો પરનાં શિખર લુપ્ત થયેલ છે.

તેજપાલ મંત્રીએ આબુ-દેલવાડામાં બંધાવેલ નેમિનાથ-ચૈત્ય એ ત્યાંના સુપ્રસિદ્ધ ભવ્ય દેરાસરોમાં મહત્ત્વનું સ્થાન ધરાવે છે. આ મંદિર તેણે પત્ની અનુપમાદેવી તથા પુત્ર લૂણસિંહના પુણ્યાર્થે સં. ૧૨૮૭(ઈ.સ. ૧૨૩૧)માં બંધાવેલું, તેથી તે લૂણસિંહ-વસહિકા કે લૂણ-વસહિ તરીકે ઓળખાય છે. આ મંદિરમાં ગર્ભગૃહ, અંતરાલ, ગૂઢમંડપ, મુખમંડપ, રંગમંડપ, જગતી (ભમતી) અને હસ્તિશાલા છે. ગૂઢમંડપના પ્રવેશદ્વારની બે બાજુએ તેજપાલે પત્ની સુહડાદેવીના શ્રેય અર્થે બે મનોહર ખત્તક (ગોખલા)[1] કરાવ્યા છે. મંદિરનો ચૌદમી સદીમાં જીર્ણોદ્ધાર થયેલો છે. ગર્ભગૃહની ઉપર ઉત્તુંગ શિખર નથી તેમ જ દેવકુલિકાઓ પર શિખરો નથી. મંદિરને ફરતી બાવન દેવકુલિકાઓ છે. આ મંદિર તેના સ્તંભો તથા તેની છતો પરની સુંદર વિવિધ શિલ્પસમૃદ્ધિ માટે સુપ્રસિદ્ધ છે (આકૃતિ ૪૮).

વસ્તુપાલ-તેજપાલ પછી જગડુશા તથા શ્રેષ્ઠી પેથડે અનેક નવાં જિનાલય બંધાવ્યાં. વાઘેલા રાજા વીસલદેવના સમયમાં ડભોઈના વૈદ્યનાથ મંદિરનો જીર્ણોદ્ધાર થયો. પાટણ, પાવાગઢ, આબુ, કુંભારિયા, વડનગર, દ્વારકા, સરોત્રા, પ્રભાસ, ખેડબ્રહ્મા, આનંદપુર, ભદ્રેશ્વર ઇત્યાદિ અનેક સ્થળોએ બીજાં અનેક મંદિર બંધાયાં. સોલંકી કાલ દરમ્યાન વિકસેલી સ્થાપત્ય શૈલી નાનામોટા પાયા પર ગુજરાતમાં અદ્યપર્યંત ચાલુ રહી છે. ધારાપતિ ભોજદેવ(ઈ.સ. ૧૦૧૮-૬૦)ના સમયમાં સૂત્રધાર સમરાંગણે લખેલ 'સમરાંગણ-સૂત્રધાર'માં તેમ જ લગભગ ૧૨મી સદીમાં લખાયેલ 'અપરાજિતપૃચ્છા'માં નિરૂપેલ શિલ્પશાસ્ત્રના નિયમોની પરંપરા આ મંદિર-સ્થાપત્યને ઘણે અંશે લાગુ પડે છે. ગુજરાતમાં સોમપુરા સલાટોએ આ પરંપરાનો વારસો હજી ઘણે અંશે જાળવી રાખ્યો છે.

---

૧. લોકોમાં આ ગોખલા 'દેરાણી-જેઠાણીના ગોખલા' તરીકે ઓળખાય છે, પણ તે ખરું નથી.

**દખ્ખણ**

તાપી અને ગોદાવરી વચ્ચેના પ્રદેશમાં ઉત્તરની સોલંકી શૈલીના તેમ જ દક્ષિણની ચાલુક્ય શૈલીની અસરથી મંદિર-સ્થાપત્યની એક વિશિષ્ટ શૈલી ઘડાઈ. અહીંની નાગર શૈલીના શિખરની રચનામાં તેની દરેક બાજુના વચલા ઊભા પ્રક્ષેપને સળંગ રીતે છેક ટોચ સુધી લંબાવવામાં આવે છે ને એની વચ્ચે રહેતી જગ્યા છેક ટોચ સુધી ઉપર જતાં નાનાં થતાં જતાં નાનાં શૃંગોની ઉતરડ વડે પૂરવામાં આવે છે. આથી સળંગ ભદ્ર આગળ અંગ-શિખરોનું સ્થાન ગૌણ બની રહે છે. મંડપની સંવરણામાં પણ એક જ ઘાટનું સળંગ પુનરાવર્તન કરવામાં આવે છે. બીજું, મંદિરના તલમાનમાં અનેકાનેક પ્રક્ષેપ કાઢવામાં આવે છે ને થરવાળાના ઘાટમાં કણીનાં અનેક પરિવર્તન કરવામાં આવે છે. આવાં પરિવર્તન મંડપના સ્તંભોમાં તથા દ્વારશાખાના સ્તંભાકારમાં પણ પ્રવર્તે છે. મંદિરમાં સામાન્યતઃ ગર્ભગૃહ અને મંડપ હોય છે, જેનો બહારનો ભાગ તદ્દન તારાકાર હોય છે. મંડપને એક અથવા ત્રણ પ્રવેશદ્વાર હોય છે ને એની આગળ એકેક મુખમંડપ હોય છે. કેટલાંક મંદિરોમાં એક મજિયારા મંડપવાળાં ત્રણ ગર્ભગૃહ હોય છે ને એ મંડપની આગળ મુખમંડપ કર્યો હોય છે.

આ મંદિર પ્રમાણમાં નાનાં કદનાં છે ને સંખ્યામાં પણ થોડાં છે. વળી આ શૈલીનાં મંદિરોના ઉપલબ્ધ નમૂના ૧૦મી સદી પછીના ને વિકસિત અવસ્થાના છે. એની અગાઉની ક્રમિક વિકાસની ભૂમિકાઓના નમૂના મળતા નથી.

થાણા જિલ્લામાં આવેલું અમરનાથનું મંદિર ખંડિત હોવા છતાં આ શૈલીનું પ્રાચીન નમૂનેદાર મંદિર છે. એ શક વર્ષ ૯૮૨(ઈ.સ. ૧૦૬૦)માં બંધાયેલું છે. ગર્ભગૃહ તથા ત્રિકમંડપની તેમ જ શિખર તથા સંવરણાની રચનામાં પ્રાદેશિક શૈલીનાં સર્વ લક્ષણ નજરે પડે છે. મંડપમાં વચ્ચે ચાર સ્તંભોનો ચોરસ છે ને એની આસપાસ બાર ભીંતા (અર્ધસ્તંભ) છે. ખાનદેશના બલસાણે ગામમાં નવ પ્રાચીન મંદિર આવેલાં છે. એમાંનું એક ત્રિ-ગર્ભગૃહ પ્રકારનું છે. એના ગર્ભગૃહની દ્વારશાખા (બારસાખ) નમૂનેદાર અને દર્શનીય છે.

નાસિક જિલ્લાના સિન્નારમાં આવેલું ગોંડેશ્વર મંદિર પંચાયતન પ્રકારનું છે. તેમાં મુખ્ય મંદિર શિવનું છે ને તેની સામે નંદિ-મંડપ કરેલો છે. શિવાલયમાં પ્રાદેશિક શૈલી પૂર્ણકલાએ ખીલેલી. ઝોગડા(જિ. નાસિક)નું માંકેશ્વર મંદિર તથા રતનવાડી(જિ. અહમદનગર)નું અમૃતેશ્વર મંદિર લગભગ આ પ્રકારનું છે. પેડગાંવ-(જિ. અહમદનગર)ના લક્ષ્મીનારાયણ મંદિરના સ્તંભોમાં ગુજરાતના સ્તંભોનો ઘટપલ્લવ

ઘાટ જોવા મળે છે. વળી તેના મંડપની દીવાલોમાં જાળીઓ કરેલી છે. તે દક્ષિણની ચાલુક્ય શૈલીની અસર દર્શાવે છે. પરમાર રાજા ઉદયાદિત્યે (ઈ.સ. ૧૦૮૦–૮૬) ઉદયપુર (જિ. ગ્વાલિયર)માં બંધાવેલું ઉદયેશ્વર (નીલકંઠેશ્વર) મંદિર દખ્ખણી શૈલીનું સારું જળવાયેલું અને નમૂનેદાર મંદિર છે.

તેરમી સદીના ઉત્તરાર્ધમાં દેવગિરિના મંત્રી હેમાડપંતીની શૈલીનાં અનેક મંદિર બંધાવા લાગ્યાં. આ શૈલીનાં મંદિરોમાં ભારે પ્રમાણ, સાદી નીરસ રચના અને બહારના ભાગમાંય શિલ્પની વિરલતા રહેલ હોઈ તેમાં વાસ્તુકલાનાં વળતાં પાણી વરતાય છે.

## ઉત્તર પ્રદેશ

ગંગા-યમુના પ્રદેશનાં મેદાનોમાં પ્રાચીન મંદિર ભાગ્યે જ જળવાઈ રહ્યાં છે. ઘણાં મંદિર મુસ્લિમ વિજેતાઓને હાથે નાશ પામ્યાં છે, તો કેટલાંક કાળબળે નષ્ટ થયાં છે. મથુરા પાસે આવેલ વૃંદાવનમાં કેટલાંક મોટાં મંદિર બંધાયાં છે, પરંતુ તે અકબરના વખતનાં (૧૬મી–૧૭મી સદીનાં) છે. એમાં સહુથી મોટું ગોવિંદદેવનું છે. એનું ગર્ભગૃહ ઔરંગઝેબના વખતમાં સાવ નાશ પામ્યું હોઈ હાલ એનો મહામંડપ જ મોજૂદ રહેલો છે. મંડપ વિશાળ અને ઉત્તુંગ છે. એના સ્થાપત્ય તથા શિલ્પમાં મુસ્લિમ કલાની વિપુલ અસર રહેલી છે. બીજાં મંદિરોમાં ગર્ભગૃહ અંદરથી ચોરસ અને બહારથી અષ્ટકોણ હોય છે, જ્યારે તેના પરનું શિખર શંકુ આકારનું અને મિનારાના જેવા આડા થરવાળું હોય છે.

## પંજાબ

સિંધુ અને પંચનદના પ્રદેશમાં પણ પ્રાચીન મંદિરો જવલ્લે જ મોજૂદ રહેલાં છે. આ પ્રદેશ મુસ્લિમ આક્રમણોનો સહુથી વધારે ભોગ બનેલો છે. ઉત્તર પંજાબનાં પ્રાચીન મંદિર ગાંધાર શૈલીનાં છે, જે મુખ્યતઃ કાશ્મીરનાં મંદિરોની શૈલીને મળતી આવે છે.

## કાશ્મીર

શ્રીનગરની અગ્નિએ આવેલ લુડોવ ગામના રુદ્રેશ મંદિરમાં, શ્રીનગર પાસેના તખ્ત-ઇ-સુલેમાનના ડુંગર પર બંધાયેલા શંકરાચાર્ય મંદિરમાં અને શ્રીનગરની નૈર્ઋત્યે આવેલ નરસ્તાનના મંદિરમાં કાશ્મીરની મંદિર-સ્થાપત્યની પાદેશિક શૈલીનો ક્રમિક વિકાસ જોવા મળે છે.

લલિતાદિત્ય (૮મી સદી) અને અવન્તિવર્મા(૯મી સદી)ના સમયમાં આ શૈલીનો પૂર્ણ વિકાસ થયો જણાય છે. લલિતાદિત્યના સમયમાં અનંતનાગ નામે પ્રાચીન નગર પાસે માર્તંડ(સૂર્ય)નું ભવ્ય મંદિર બંધાયું. એનો ઘણો ભાગ તૂટી ગયો છે, પરંતુ એ મુખ્યતઃ પ્રાદેશિક શૈલીનાં સર્વ લક્ષણ દર્શાવે છે. કાશ્મીરમાં પ્રાચીન મંદિરોમાં વચ્ચે મોટું ગર્ભગૃહ હોય છે, તેને ફરતો ખુલ્લો ચોક હોય છે ને ચોકને ફરતી દેરીઓ અને સ્તંભોવાળી ભમતી હોય છે. શિખર પિરામિડ ઘાટનું હોય છે. એના દરેક મજલે ઢાળવાળી છત કાઢી હોય છે ને તેને ત્રિદલ કમાનવાળા ગવાક્ષ તથા દોઢિયાથી વિભૂષિત કરી હોય છે. વળી તેના સ્તંભ ગંધાર પ્રદેશની ભારતીય-ગ્રીક શૈલીની અસર ધરાવે છે. માર્તંડ મંદિરની આગળ એક અલગ મુખમંડપ ઉમેરેલો છે. એના પ્રવેશદ્વારને મુખ્ય મંદિરની લઘુ પ્રતિકૃતિનું સ્વરૂપ આપવામાં આવ્યું છે. મંદિર ૨૧ મીટર ઊંચું હતું ને તેને ફરતા ૮૪ સ્તંભ હતા.

શ્રીનગરની વાયવ્યે આવેલ વંગથમાં કેટલાંક પ્રાચીન મંદિર આવેલાં છે. એમાંનાં ઘણાંખરાં ખંડિત છે. એમાંનાં કેટલાંક મોટાં ને ભવ્ય હતાં.

અવન્તિવર્માના સમયમાં પ્રાદેશિક સ્થાપત્ય-શૈલીનો અધિક વિકાસ થયો. એણે વસાવેલ અવન્તિપુરનાં ખંડેરોમાં અવન્તીશ્વર મહાદેવનું અને અવન્તિસ્વામી વિષ્ણુનું મંદિર નોંધપાત્ર છે. આમાંના શિવાલયનો ઘણો ભાગ તૂટી ગયો છે, પરંતુ એ ઘણું મોટું મંદિર હતું. મુખ્ય મંદિરને અડીને ચાર ખૂણામાં ચાર નાનાં મંદિર ઉમેરીને પંચાયતન કરવામાં આવ્યું છે. વિષ્ણુ મંદિર વધારે સારી હાલતમાં જળવાયું છે. એ કદમાં નાનું પણ ઘણું સુશોભિત છે. આ મંદિર પણ પંચાયતન પ્રકારનું છે, પરંતુ એનાં ચાર નાનાં મંદિર મુખ્ય મંદિરથી અલગ રાખેલાં છે. મુખ્ય મંદિરની આગળ કુંડ હતો ને એની આગળ કીર્તિસ્તંભ હતો; ચોકને ફરતી ૬૯ દેરીઓ હતી ને એની આગળ ૭૦ સ્તંભોની હરોળ હતી. આ સ્તંભ ષોડશકોણ હતા. મોખરે મંદિરના ઘાટનું પ્રવેશદ્વાર હતું.

રાજા શંકરવર્માએ પઠનમાં બંધાવેલ શંકરગૌરીશ્વર મંદિર તથા સુગન્ધેશ મંદિર લગભગ એ જ પ્રકારનું હતું. આ બંને મંદિર હાલ ઘણે અંશે તૂટી ગયાં છે.

**હિમાચલ પ્રદેશ**

હિમાચલ પ્રદેશમાં નાગર શૈલીના સહુથી પ્રાચીન નમૂના મસરૂર(કાંગરા)નાં શૈલ મંદિરોમાં જોવા મળે છે. આ મંદિર ૮ મી સદીનાં લાગે છે. બૈજનાથ-

(કાંગરા)માં નવમી સદીનાં તેવાં ઇમારતી મંદિર છે, જેમાંના એકનો મંડપ ભુવનેશ્વર(ઓરિસા)ના વૈતાલ દેઉલના મંડપ જેવો છે. ચંબાનાં પ્રાચીન મંદિર પંચાયતન પ્રકારનાં છે. એમાં ગંડી ઉપર અને આમલક ઉપર એકેક છત્ર કાઢેલું છે. હિમાચલ પ્રદેશમાં હિમવર્ષાને કારણે આવો પ્રબંધ આવશ્યક બની રહે છે. કેદારનાથનાં તથા બદરીનાથનાં મંદિરોમાં પણ આવાં છત્ર રાખેલાં છે. બજૌરા-(કુલુ)ના મહાદેવ-મંદિરમાં દસમી સદીની નાગર શૈલીનો નાનો પણ આબેહૂબ નમૂનો જોવા મળે છે. એના ગર્ભગૃહમાંથી ત્રણ બાજુએ એકેક નાની દેરી કાઢેલી છે ને આ મંદિરમાં વિપુલ શિલ્પસુશોભન કરેલું છે.

## બંગાળ

ઉત્તર પ્રદેશની જેમ પૂર્વ ભારતનાં પ્રાચીન મંદિર પણ મોટે ભાગે નાશ પામ્યાં છે. છતાં પશ્ચિમ બંગાળમાં અને એની પાસેના પ્રદેશમાં નાગર શૈલીનાં કેટલાંક પ્રાચીન મંદિર મોજૂદ રહેલાં છે. આ મંદિરમાં સામાન્યતઃ માત્ર ગર્ભગૃહ હોય છે. એની આગળ મંડપ કે મુખમંડપ હોતો નથી. ગર્ભગૃહ ત્રિરથ માનનું હોય છે, તેની ત્રણ બાજુના વચલા ભાગમાં એકેક ભવ્ય ગોખલો હોય છે ને આગલા ભાગમાં પ્રક્ષિપ્ત પ્રવેશદ્વાર હોય છે. મંડોવરનો બાકીનો ભાગ સાદો હોય છે. શિખર ઊભી રેખાઓ ધરાવે છે ને એ રેખાઓમાં વચ્ચેવચ્ચે આડા થરવાળા કાઢેલા હોય છે. શિખરના કોણમાં આમલકની ઊભી શ્રેણી કાઢી હોય છે. શરૂ-આતનાં મંદિરોમાં અંગશિખર હોતાં નથી. દા.ત., બરાકર(જિ. બર્દવાન)ના પ્રાચીન મંદિરમાં. ગર્ભગૃહ કદમાં નાનું હોય છે ને એના પ્રમાણમાં શિખર ઠીકઠીક ઊંચું હોય છે. સત દેઉલિયા(જિ. બર્દવાન)ના ઈંટેરી મંદિરના શિખરમાં ઓરિસાની શૈલીની વિશેષ અસર નજરે પડે છે. આ શિખરમાં આમલક અને એની વધુ પ્રતિકૃતિઓનો અભાવ અનોખો તરી આવે છે.

બહુલારા(જિ. બાનકુરા)નું સિદ્ધેશ્વર મંદિર નાગર શૈલીનો એક ઉત્તમ નમૂનો છે. આ મંદિર પણ ઈંટેરી છે. એની આસપાસ આઠ દેરીઓ હતી. એના પ્રવેશદ્વારને ત્રિકોણાકાર કમાનવાળી બારી છે, એના પીઠ પર વિવિધ થરવાળા છે ને એના મંડોવરને પાંચ રથમાં વિભક્ત કરેલું છે. ત્રણે બાજુએ નાના શિખરવાળા સુંદર ગોખલા છે. શિખરની ગંડીમાં ચૈત્યબારી, જાળી અને લઘુ શિખરોનાં સુશોભન કરેલાં છે. આ મંદિર ૧૦મી–૧૧મી સદીનું છે. દેહાર-(જિ. બાનકુરા)માં બે પ્રાચીન મંદિર છે, જે પથ્થરનાં છે. તેનાં શિખર મોજૂદ રહ્યાં નથી. સુંદરબનનું ‘જટાર દેઉલ’ નામે ઓળખાતું ઈંટેરી મંદિર પ્રાચીન નાગર

શૈલીનું એક ઉત્તમ મંદિર હતું, પરંતુ તેના વર્તમાન સ્વરૂપમાં એનું મૂળ સ્વરૂપ ઘણે અંશે લુપ્ત થયું છે.

બંગાળનાં ઘણાં પ્રાચીન મંદિર ઓરિસાનાં પ્રાચીન મંદિરો સાથે ઠીક-ઠીક સામ્ય ધરાવે છે, તો કેટલાંક મંદિર પશ્ચિમ ભારતનાં સમકાલીન મંદિરોને કેટલેક અંશે મળતાં આવે છે. આ મંદિરોમાં ભારે કદ અને ભરચક કોતરણીનો લેશમાત્ર આગ્રહ રહેલો નથી; ઊલટું સુરેખ અને સપ્રમાણ વાસ્તુકલા તથા શિલ્પકલાની મુખ્ય દૃષ્ટિ રહેલી હોય છે.

## ચાલુક્ય શૈલીનાં મંદિર

વિન્ધ્ય પર્વત અને કૃષ્ણા નદી વચ્ચેના પ્રદેશમાં વેસર શૈલીનું સ્થાપત્ય પ્રચલિત હોવાનું શિલ્પશાસ્ત્ર જણાવે છે. આ પ્રદેશમાં પૂર્વકાલીન ચાલુક્ય વંશના અમલ દરમ્યાન અર્થાત્ સાતમી–આઠમી સદીમાં ઉત્તરની નાગર શૈલી તથા દક્ષિણની દ્રાવિડ શૈલી સાથેસાથે પ્રચલિત હતી ને તેને લઈને એ બે શૈલીઓનું થોડુંક મિશ્રણ પણ થવા લાગ્યું હતું. આગળ જતાં ઉત્તરકાલીન ચાલુક્ય વંશના શાસન દરમ્યાન અર્થાત્ અગિયારમી–બારમી સદીમાં આમાંથી એક વિલક્ષણ શૈલી વિકસી, જે ન તો નાગર શૈલી હતી કે ન તો દ્રાવિડ શૈલી હતી. આ એક પ્રકારની ત્રીજી શૈલી હતી, જેને 'ચાલુક્ય શૈલી' તરીકે ઓળખવામાં આવે છે. એ નાગર શૈલીના ઉત્તર પ્રદેશ અને દ્રાવિડ શૈલીના દક્ષિણ પ્રદેશ વચ્ચેના પ્રદેશમાં પ્રચલિત હોવાથી એને શિલ્પશાસ્ત્રમાં જણાવેલી અન્તરાલ પ્રદેશની 'વેસર' નામે શૈલી તરીકે પણ ઓળખવામાં આવે છે. આ શૈલીમાં નાગર અને દ્રાવિડ શૈલીનાં તત્ત્વોનું મિશ્રણ રહેલું હોવાથી એને મિશ્ર શૈલી ગણવામાં આવે છે; પરંતુ વસ્તુતઃ એ મુખ્યત્વે દ્રાવિડ શૈલીનો પ્રકાર છે. તેમાં નાગર શૈલીનાં કેટલાંક ગૌણ લક્ષણ ઉમેરાયાં છે એટલું જ. આ શૈલી મુખ્યતઃ ઉત્તરકાલીન ચાલુક્ય રાજ્યના કર્ણાટક પ્રદેશમાં ખીલી, જ્યાં હોયસાળ વંશના સામંતોનું શાસન પ્રવર્તતું. બારમી સદીમાં ચાલુક્ય રાજ્યની મહાસત્તાનો હ્રાસ થયો ત્યારે કર્ણાટકમાં હોયસાળ રાજ્યની સત્તાનો અભ્યુદય થયો; અને બારમી–તેરમી સદી દરમ્યાન આ પ્રાદેશિક શૈલીનો વિકાસ ચાલુ રહ્યો. આમ આ સ્થાપત્ય-શૈલી અગિયારમીથી તેરમી સદી સુધી ચાલુક્ય હોયસાળ શાસન દરમ્યાન વિકસી.

તલમાનની દૃષ્ટિએ જોઈએ તો, આ શૈલીનાં મંદિરોમાં સામાન્યતઃ ગર્ભગૃહ અને મંડપ હોય છે. એ બેની વચ્ચે અંતરાલ હોય છે, તેને 'શુકનાસી' કહે છે. મંડપને અહીં 'નવરંગ' કહે છે. એની આગળ કેટલીક વાર મુખમંડપ પણ હોય

છે. કેટલાંક મંદિરોમાં એક મંદિરને બદલે બે, ત્રણ કે ચાર મંદિરોનું સંયોજન કરેલું હોય છે. તલમાનમાં એની બહારની બાજુને અષ્ટભદ્ર પ્રકારે તારાકાર કરવામાં આવે છે. આ પ્રકારના તલમાનમાં પ્રક્ષેપોને કાટખૂણે કાઢવામાં આવતા નથી, અમુક જુદાજુદા અંશોએ ગોઠવેલા વિકર્ણો ધરાવતા એકકેન્દ્ર ચોરસોને આધારે કાઢવામાં આવે છે. આથી વચલા પ્રક્ષેપો સીધા અને એની વચ્ચેના પ્રક્ષેપો ત્રાંસા બને છે. મંદિરનું પીઠ ઘણું ઊંચું અને ઘણું વિશાળ હોય છે, જેથી પ્રાસાદને ફરતો ખુલ્લો ભાગ પ્રદક્ષિણાપથ તરીકે કામ આવે છે. અંદર પ્રદક્ષિણા-પથ રાખવામાં આવતો નથી.

અગાઉનાં મંદિર ભારે અને કંઈક બરછટ એવા રેતીના પથ્થરથી બંધાતાં, તેને બદલે આ કાલનાં મંદિરોને બારીક પોગળ(કણ)ના કઠણ પથ્થર વડે બાંધવામાં આવ્યાં. આથી શિલ્પીને બારીક કોતરકામ માટે ઘણો અવકાશ મળતો. આ મંદિરોના ઊંચા પીઠ પર સુશોભનોના થરવાળા ઉપરાંત સજીવ આકૃતિઓના થર કંડારવાની વૃત્તિ વધતી જાય છે ને ગર્ભગૃહના પીઠ પરના તમામ થર, મંડપ વગેરે બીજા ખંડોના પીઠ પર સળંગ અને એકધારી રીતે લંબાવવામાં આવે છે, જેથી એ આખાય દેવાલયની ચારે બાજુ ફરી વળે છે. એમાં ગજથર, અશ્વથર, ગ્રાસપટી અને એની ઉપર રામાયણ–મહાભારતના પ્રસંગોનાં વિવિધ દૃશ્યોનો પહોળો પટો હોય છે. એની ઉપર વ્યાલથર ને એની ઉપર હંસથર હોય છે. મંડપની જગતી પર ચારે બાજૂ સ્તંભાવલી હોય છે ને તેના સ્તંભોના અંતરાલને જાળીથી પૂરી દેવામાં આવે છે. ગર્ભગૃહ અને મંડપ પર પહોળી સળંગ કાનસ કાઢવામાં આવે છે. આ મંદિરોની બહારની બાજુનો લગભગ બધો ભાગ શિલ્પપ્રચુરતા ધરાવે છે. ગર્ભગૃહના મંડોવરમાં ગોખલાઓની અંદર દેવદેવીઓની સુંદર ઊભી પ્રતિમાઓ કંડારી હોય છે, જે મૂર્તિકલાનું પ્રાચુર્ય તથા વૈવિધ્ય દર્શાવે છે.

આ મંદિરોનાં શિખર દ્રાવિડ શૈલીનાં હોઈ એમાં ઉપર જતાં નાના થતા જતા આડા મજલા (છાદ્ય) નજરે પડે છે. એની ટોચ ઘૂમટના ઘાટની હોય છે. આ શિખરની ઊંચાઈ ઘણી ઓછી હોય છે ને એમાં શિખરની નાની નાની પ્રતિકૃતિઓ કાઢવામાં આવે છે. આગળ જતાં ગોખલા ઘાટનાં રૂપાંકનોની ઊભી શ્રેણી દ્વારા એમાં નાગર શૈલીનું તત્ત્વ ઉમેરાયું. મંડપ પરનાં છાવણ સપાટ હોય છે.

પ્રચુર શિલ્પથી અલંકૃત સ્તંભો એ પણ આ મંદિરોનું એક લક્ષણ છે. સ્તંભની કુંભી ચોરસ હોય છે. દંડનો નીચલો ભાગ ઘંટાકાર હોય છે, જ્યારે ભરણી તથા સરું વૃત્તાકાર હોય છે. ભરણીના ટેકાઓ(બ્રેકેટો)માં સુંદર મહાકાય શિલ્પ કંડારવામાં આવે છે. સ્તંભનાં આ તમામ અંગોને અનેક સુશોભનો વડે

વિભૂષિત કરવામાં આવે છે. દીવાલોની જેમ સ્તંભો પણ શિલ્પપ્રચુરતા ધરાવે છે. વળી એમાં દ્રાવિડ શૈલીનાં મંદિરોની જેમ ગૂઢ પ્રદક્ષિણાપથવાળી દેરીઓ હોતી નથી; મંડપ પણ ગર્ભગૃહ કરતાં વધુ વિશાળ હોય છે.

ચાલુક્ય રાજ્યના પ્રદેશમાં આ કાલનાં અસંખ્ય મંદિરોના અવશેષ મળે છે તેમ જ માયસોર રાજ્યમાં હોયસાળ શૈલીનાં અનેક મંદિર આવેલાં છે. આમાંનાં કેટલાંક મંદિરોનો ઉપલો ભાગ તૂટી ગયો છે, તો ઘણાં મોટાં મંદિરોનો ઉપલો ભાગ અણબંધાયેલો રહેલો છે.

કુક્કનુર(જિ. હૈદરાબાદ)ના કલ્લેશ્વર મંદિરમાં દ્રાવિડ શૈલીનું વિપુલ પ્રમાણ રહેલું છે, છતાં એના શિખરના ઘાટમાં ચાલુક્ય શૈલીનાં પગરણ થયેલાં છે. ગદગ (જિ. ધારવાડ) પાસે આવેલ લક્કુંડીના જૈન મંદિરમાં બારીક પોગળનો પથ્થર વપરાયો છે ને કદમાં ઘટાડો કરવામાં આવ્યો છે. શિલ્પકલાની સૂક્ષ્મતા તથા વિપુલતાનાં પગરણ અહીં જોવા મળે છે. ચૌદ્દાદમપુર(જિ. ધારવાડ)ના મુક્તેશ્વર મંદિરમાં ચાલુક્ય શૈલીનો વધુ વિકાસ નજરે પડે છે. મંડપના પ્રવેશખંડોને કક્ષાસનો વડે ઢાંકવામાં આવ્યા છે ને શિખરે ચાલુક્ય સ્વરૂપ પ્રાપ્ત કર્યું છે. હરલહલ્લી-(જિ. ધારવાડ)નું સોમેશ્વર મંદિર પણ આ પ્રકારનું છે. આ મંદિર ઈ.સ. ૧૧૦૦ના અરસામાં બંધાયાં લાગે છે.

બારમી સદીમાં ચાલુક્ય શૈલી પરિપક્વતા અને ઉત્કૃષ્ટતા પામે છે. લક્કુંડીનું કાશી વિશ્વેશ્વર મંદિર આ શૈલીની શિલ્પપ્રચુરતાનો એક ઉત્તમ નમૂનો છે. તેમાં સામસામે બે ગર્ભગૃહ આવેલાં છે. ઈત્તગી(જિ. હૈદરાબાદ)નું મહાદેવ મંદિર (ઈ.સ. ૧૧૬૨), તેની પ્રશસ્તિમાં કહ્યું છે તેમ 'દેવાલય-ચક્રવર્તી'' છે (આકૃતિ ૪૯). એમાં ગર્ભગૃહ તથા મંડપની બહારની દીવાલો, તેનાં પ્રવેશદ્વારો, અંતરાલ, ગૂઢમંડપ અને સભામંડપના સ્તંભો તેમ જ શિખર—સર્વત્ર વિપુલ તથા બારીક શિલ્પસમૃદ્ધિ નજરે પડે છે. કુરવત્તી(જિ. બેલારી)નું મલ્લિકાર્જુન મંદિર, ગદગ-(જિ. ધારવાડ)નું સરસ્વતી મંદિર તથા સોમેશ્વર મંદિર પણ ચાલુક્ય શૈલીની પરિપક્વ અવસ્થા દર્શાવે છે, જે હોયસાળ શૈલીનો ઉદ્ગમ સૂચવે છે. ડંબલ-(જિ. ધારવાડ)નું દોદ્દા બાસપ્પનું મંદિર એ અષ્ટભદ્ર તલમાનનો નોંધપાત્ર નમૂનો છે. ગર્ભગૃહની જેમ મંડપ પણ તારાકાર છે. ગર્ભગૃહમાં ૧૯ અને મંડપમાં ૨૧ ખૂણા પડે છે. આ મંદિરમાં દ્રાવિડ શૈલીથી સહુથી વધારે ભિન્નતા રહેલી છે. એ બારમી સદીના ઉત્તરાર્ધમાં બંધાયું લાગે છે.

ચાલુક્ય શૈલી દ્વારસમુદ્રના હોયસાળ રાજાઓના શાસન નીચે માયસોર પ્રદેશમાં પરાકાષ્ઠાએ પહોંચી. એમાં એક વચલા મંડપની આસપાસ બે, ત્રણ, ચાર

કે પાંચ ગર્ભગૃહ ગોઠવવામાં આવે છે. પ્રાસાદને ઊંચા પીઠ પર ચણવામાં આવે છે ને તેનું તલમાન અષ્ટભદ્ર હોય છે. પીઠ પર શિલ્પના થરોમાં તથા શિલ્પના પ્રાચુર્યમાં અભિવૃદ્ધિ થઈ છે. ગર્ભગૃહના મંડોવર પર પૌરાણિક કથા–પ્રસંગોના શિલ્પ-પટ પૂર્ણકલાએ વિકસે છે. મંદિર બેઠા ઘાટનાં છે, પરંતુ પ્રાકારવાળા ચોકને લઈને અંદરથી સુશોભિત લાગે છે. શિખર સામાન્યતઃ દ્રાવિડ ઘાટનું હોય છે, પરંતુ તેની અંદર ઊભી રેખાની અસર પણ ભળે છે. દ્રાવિડ શૈલીના મુખ્ય કલેવરમાં નાગર શૈલીનાં લક્ષણ ભળતાં જે ચાલુક્ય શૈલી ઘડાઈ, તેના અનુસંધાનમાં જ હોયસાળ શૈલીનો વિકાસ થયેલો છે.

હોયસાળ શૈલીનાં મંદિરોમાં જાણે વાસ્તુકલા (સ્થાપત્ય) ગૌણ બની જાય છે ને શિલ્પકલાનું પ્રાધાન્ય પ્રવર્તે છે. માયસોર રાજ્યમાં આ શૈલીનાં અનેક મંદિર આવેલાં છે. એમાં ત્રણ મંદિર મહત્ત્વનાં છે.

હોયસાળ વંશના પ્રતાપી રાજા વિષ્ણુદેવ–વિષ્ણુવર્ધનના સમયમાં ઈ.સ. ૧૧૧૭માં બેલુર(જિ. હસન, માયસોર)માં ચુન્ન કેશવનું મોટું મંદિર બંધાયું. એ ઊંચા સુશોભિત પીઠ પર બંધાયું છે. અષ્ટભદ્ર ગર્ભગૃહ અને મંડપ અંતરાલ દ્વારા જોડાયેલ છે. મંડપને ત્રણ બાજુએ પગથિયાંવાળાં પ્રવેશદ્વાર છે ને તે પગથિયાંની બે બાજુએ એકેક દેરી છે. પ્રાસાદની ત્રણેય પ્રક્ષિપ્ત બાજુઓને અડીને એકેક મોટું ભવ્ય મંદિર કાઢેલું છે. મુખ્ય મંદિરનું શિખર તૂટી ગયું છે ને એનું કેટલુંક બાંધકામ પાછળથી થયેલું છે. દ્વારશાખા, ઉદુમ્બર અને ઉત્તરાંગ શિલ્પ-પ્રચુરતા ધરાવે છે. એની દરેકેદરેક વિગત સિદ્ધહસ્ત શિલ્પીઓને હાથ ઘડાઈ છે.

માયસોરની દક્ષિણે આવેલ સોમનાથપુરનું કેશવ મંદિર ઈ.સ. ૧૨૬૮ માં બંધાયેલું છે. એ વચલા મંડપની ત્રણ બાજુએ ગર્ભગૃહ ધરાવતું ત્રિકૂટાચલ મંદિર છે. એની આસપાસના ચોકને ફરતી ૬૪ દેરીઓ છે. પ્રવેશ પૂર્વ બાજુએ છે. તેનું દરેક ગર્ભગૃહ અષ્ટભદ્ર માનનું છે; તે દરેકની આગળ શુકનાસી(અંતરાલ) છે. એનાં શિખર માત્ર ૯ મીટર ઊંચાં છે, પરંતુ મંદિરનાં સર્વ અંગ પ્રમાણસર અને સમતોલ લાગે છે. આ મંદિર સંપૂર્ણ સ્થિતિમાં છે ને હોયસાળ શૈલીની પૂર્ણ પરિપક્વ અવસ્થા દર્શાવે છે. પીઠ, મંડોવર, દ્વાર, સ્તંભો તથા છતો સુંદર અને પ્રચુર શિલ્પોની સમૃદ્ધિ ધરાવે છે.

હોયસાળ રાજ્યનું પ્રાચીન પાટનગર દ્વારસમુદ્ર તે હાલનું હળેબીડ છે, જે બેલુરની નજીક આવેલું છે. ત્યાંનું હોયસાળેશ્વર મંદિર એ પ્રાચીન સમૃદ્ધ નગરનાં

ખંડેરો વચ્ચે અડીખમ ઊભું છે. આ મંદિર સામાન્યતઃ નરસિંહ ૧ લાના સમયમાં અર્થાત્ બારમી સદીના ત્રીજા ચરણમાં બંધાયું મનાય છે, પરંતુ એ વસ્તુતઃ તેરમી સદીના અંતભાગમાં શરૂ થયું લાગે છે. ચૌદમી સદીના આરંભમાં હોયસાળ રાજ્યની પડતી થતાં એનું બાંધકામ અધૂરું રહી ગયું જણાય છે. એનાં છત અને શિખર બંધાયાં હોત, તો આ મંદિર કેટલું ભવ્ય દેખાત! છતાં એની પ્રચુર શિલ્પસમૃદ્ધિને લઈને એ એક ઉત્તમ માનવકૃતિ બની છે. આ મંદિરમાં બે મંદિરોનું સંયોજન કરેલું છે. પરંતુ એમાં એક વચલા મંડપની બે બાજુએ બે ગર્ભગૃહોને સામસામે ગોઠવવાને બદલે અલગઅલગ મંડપવાળાં બંને મંદિરોને પાસેપાસે સમાંતર ગોઠવીને માત્ર પાસેના અર્ધમંડપો વડે જોડવામાં આવ્યા છે. જાણે એક જ દિશામાં મુખ રાખીને હાથ પકડી પાસેપાસે ઊભેલાં મંદિરોનું જોડકું જોઈ લો. દરેક મંદિરમાં ગર્ભગૃહ, અન્તરાલ અને નવરંગ (મંડપ) છે અને એની આગળ અલગ નંદિમંડપ છે. દક્ષિણ બાજુના મંદિરનો નંદિમંડપ ઘણો મોટો છે, જ્યારે ઉત્તર બાજુના મંદિરનો નંદિમંડપ એના કરતાં ઘણો નાનો છે. બે મંદિરોની સમરૂપતા અને સંવાદિતામાં આટલી ઊણપ રહેલી છે.

ગર્ભગૃહ અષ્ટભદ્ર માનનું છે, જ્યારે મંડપની બહારની બાજુઓમાં કાટ-ખૂણિયા પ્રક્ષેપ કાઢેલા છે. પરંતુ મંદિરના સંયુક્ત પીઠ પર નવ સળંગ સુશોભિત થર કંડારેલા છે, જે દરેક બસોથી વધુ મીટરની લંબાઈ ધરાવે છે. સહુથી નીચે ગજથર છે, તેમાં એકંદરે બે હજારથી વધુ ગજની વિવિધ આકૃતિઓ કોતરેલી છે. મંડોવરના નીચલા ભાગમાં દેવદેવીઓની અર્ધ જીવન-કદથી મોટી પ્રતિમાઓનો લગભગ ૧૨૨ મીટર લાંબો સળંગ શિલ્પપટ દૃષ્ટિને આંજી દે છે. જાણે ઇન્દ્રલોકનાં સર્વ દેવદેવીઓ પોતપોતાના પરિવાર સાથે અહીં સંમીલિત થયાં ન હોય, એવી રીતે મંડોવરનો ઉપલો ભાગ, નવરંગના સ્તંભો, કક્ષાસનો અને જાળીવાળી પડદીઓ પણ પ્રચુર શિલ્પકલાથી વિભૂષિત છે (આકૃતિ ૫૦). આ શિલ્પકલાની વિવિધતા તથા પ્રચુરતાથી પ્રેક્ષક એટલો બધો પ્રભાવિત થઈ જાય છે કે એને આ મંદિરની માત્ર ૭.૬ મીટર જેટલી ઊંચાઈની કે તેના પરના ઉત્તુંગ શિખરના અભાવની ઊણપ સાલતી નથી. સૂક્ષ્મ શિલ્પકલાની એવી અપાર સમૃદ્ધિ અહીં ઠલવાઈ છે. સોનાનાં ઘરેણાંના ઘાટમાં જેવી બારીકાઈ જોવા મળે છે તેવી અદ્ભુત બારીકાઈ આ પથ્થરની શિલ્પકૃતિઓમાં પણ નજર પડે છે.

પ્રવેશદ્વારમાં કંડારેલી દ્વારપાલની ત્રિભંગ પ્રતિમાઓના અંગવિન્યાસ તથા તેની દેહભૂષામાં, પ્રવેશદ્વારના ઉત્તરાંગમાં કોતરેલા પહોળા શિલ્પપટમાં તેમ જ અંદરના સ્તંભો પરનાં વિવિધ શિલ્પોમાં પણ શિલ્પકલાની સંપત્તિ છૂટા હાથે

ઢળવાઈ છે. માયસોરના હોયસાળ રાજ્યનું આ મહામંદિર ચાલુકય-હોયસાળ શૈલીનું અનુપમ મંદિર-રત્ન છે.

## દ્રાવિડ શૈલીનાં મંદિર

### પલ્લવ રાજ્ય

પલ્લવ રાજ્યમાં સાતમી સદીમાં એક વિશિષ્ટ પ્રકારની મંદિર–સ્થાપત્ય શૈલી શરૂ થઈ હતી. મહેન્દ્રવર્માએ શૈલ–ઉત્કીર્ણ મંડપ કરાવ્યા હતા, તો તેના પુત્ર નરસિંહવર્મા મહામલ્લે તે ઉપરાંત ઇમારતી ઘાટના એકશૈલ રથ કરાવ્યા હતા (આકૃતિ ૨૯). કેટલાક રથ સમચોરસ તલમાનના અને પિરામિડ ઘાટના મજલા-બંધી શિખરવાળા છે. આગળ જતાં આમાંના પહેલા પ્રકારના સ્વરૂપમાંથી દ્રાવિડ દેવાલયનું અને બીજા પ્રકારના સ્વરૂપમાંથી દ્રાવિડ ગોપુરમનું સ્વરૂપ વિકસ્યું.

નરસિંહવર્મા રાજસિંહના સમયમાં અર્થાત્ આઠમી સદીના આરંભમાં એક-શૈલ રથને બદલે ઇમારતી મંદિર રચાવા લાગ્યાં. મામલ્લપુરમનું સમુદ્રતટ મંદિર (આકૃતિ ૩૩) તથા કાંચીપુરમનું કૈલાસનાથ મંદિર તેમ જ વૈંકુઠ પેરુમલ આઠમી સદીના પૂર્વાર્ધનાં ઉત્તમ મંદિર છે. આ મંદિરોમાં ગર્ભગૃહ, અંતરાલ, મંડપ, પિરામિડ ઘાટનું મજલાબંધી શિખર, પ્રાસાદને ફરતો ખુલ્લો ચોક, તેને ફરતી દેરીઓવાળો પ્રાકાર અને એમાંનો લંબચોરસ પ્રવેશખંડ—એ સર્વ અંગ મંદિર-સ્થાપત્યની દ્રાવિડ શૈલીને ઘડતાં જાય છે.

આઠમી સદીના ઉત્તરાર્ધમાં પલ્લવોની સત્તાનો હ્રાસ થવા લાગ્યો ને મંદિર-સ્થાપત્યની પ્રાદેશિક શૈલીમાં અધિક વિકાસ થતો અટકી ગયો- છતાં કાંચીપુરમમાં રાજસિંહ શૈલીનાં મંદિર બંધાતાં રહ્યાં, જેમાં મુકતેશ્વર મંદિર તથા માતંગેશ્વર મંદિર નોંધપાત્ર છે. અન્ય સ્થળોએ લંબચોરસ તલમાન અને અર્ધનળાકાર છાવણુવાળાં નાનાં મંદિર બંધાયાં.

આ દરમ્યાન ચાલુકય રાજ્યમાં, ખાસ કરીને પટ્ટદકલમાં, પણ આ શૈલીનાં કેટલાંક મંદિર બંધાયાં. એમાં વિરૂપાક્ષ મંદિર ખાસ નોંધપાત્ર છે. એલોરાનું કૈલાસ મંદિર પણ આ પ્રકારનું સ્વરૂપ ધરાવે છે.

નવમી સદીના અંતે પલ્લવ રાજ્યની સત્તા અસ્ત પામી અને ચોળ રાજ્યની સત્તાનો અભ્યુદય થયો.

## ચોળ રાજ્ય

ચોળ રાજ્યનાં મંદિરોમાં મુખ્યતઃ પલ્લવ રાજ્યની દ્રાવિડ શૈલીનું લક્ષણ નજરે પડે છે, પરંતુ તેમાં કેટલાંક વિશિષ્ટ લક્ષણો ઉમેરાય છે. શરૂઆતનાં મંદિર નાનાં છે ને પલ્લવ શૈલીનું ઘણું અનુસંધાન ધરાવે છે. છતાં તેમાં પલ્લવ રાજ્યની અંતિમ અવસ્થાની અવનતિને સ્થાને ચોળ રાજ્યની આરંભિક અવસ્થાની તાજગી તરી આવે છે.

શ્રીનિવાસનલ્લુર(જિ. ત્રિચિનોપોલી)નું કોરંગનાથ મંદિર પ્રાયઃ પરાન્તક ૧ લાના સમયમાં અર્થાત્ દસમી સદીના પૂર્વાર્ધમાં બંધાયું છે. ગર્ભગૃહ, અન્તરાલ અને મંડપ તથા ગર્ભગૃહ પરનું મજલાબંધી શિખર અને મંડપ પરની સપાટ છત પલ્લવ શૈલીનું અનુસંધાન દર્શાવે છે. બાહ્ય સુશોભનોમાં સિંહની આકૃતિને તિલાંજલિ આપી સાદી જગ્યાના મૂલ્યાંકનની દિશામાં સર્વત્ર સરલીકરણ કરવામાં આવ્યું છે. સ્તંભની શિરાવટીને વધુ કલાત્મક આકાર આપેલો છે. મંડોવરમાં ગોખલાઓમાં મોટી પ્રતિમાઓ કંડારવામાં આવી છે. વળી ગ્રાસપટ્ટી ઉમેરાઈ છે.

મહાન રાજરાજે ઈ.સ. ૧૦૦૦ના અરસામાં ચોળ પાટનગર તાંજોરમાં બૃહદીશ્વર કે રાજરાજેશ્વર નામે શિવનું ભવ્ય મંદિર બંધાવ્યું. તાંજોરનું આ મહામંદિર (આકૃતિ ૫૧) દક્ષિણ ભારતનું સહુથી મોટું, ઊંચું અને ભવ્ય દેવાલય છે. આ મહામંદિર ૧૫૨ × ૭૬ મીટરના કોટવાળા ચોગાનમાં બાંધેલું છે. મોખરાનું ગોપુરમ પાછળથી ઉમેરાયું છે; અંદરનાં ગોપુરમ દ્વારા મુખ્ય ચોકમાં જવાય છે, જેને ફરતી ભમતી છે. બહારનો ચોક ૭૬ × ૭૬ મીટરનો છે ને અંદરનો ચોક પણ તેટલો જ વિશાળ છે. અંદરના ચોકમાં પાછલે છેડે ઉત્તુંગ શિખરવાળું ગર્ભગૃહ છે. એની આગળ મોટો મંડપ, મુખમંડપ અને નંદિમંડપ છે. પ્રાસાદની કુલ લંબાઈ ૫૫ મીટર જેટલી છે અને શિખરની ઊંચાઈ ૫૮ મીટર જેટલી છે. શિખરનો નીચેનો સીધો ભાગ ૧૫ મીટર ઊંચો છે ને મંડોવરમાં સુંદર મૂર્તિવાળા ગોખલા કાઢેલા છે. મંડોવરના ઊભા પ્રક્ષેપોને શિખરની ટોચ સુધી લંબાવવામાં આવ્યા છે. ઊંચા પિરામિડ ઘાટનું શિખર ૧૩ આડા મજલાઓનું બનેલું છે ને તેના પરના આડા પટાઓને પેલા ઊભા પ્રક્ષેપો વડે છેદીને આડાઊભાની અદ્‌ભુત મિશ્ર અસર ઉપજાવવામાં આવી છે. એનો પાયો ૨૫×૨૫ મીટર વિશાળ છે. એની ઘટતી જતી પહોળાઈ તેરમે મજલે ત્રીજા ભાગની થતાં તેની ઉપર ઘૂમટ ઘાટની સુંદર સ્તૂપિકા કરવામાં આવી છે. દૃઢતા તથા ધ્રુવતાનું તેમ જ લલિતતા તથા રમણીયતાનું વિરલ સંયોજન ધરાવતું આ મહામંદિર ભારતીય વાસ્તુકલાની ઉત્કૃષ્ટ સિદ્ધિ દર્શાવે છે.

રાજેન્દ્ર ચોળે ઈ.સ. ૧૦૨૫ના અરસામાં નવા પાટનગર ગંગાઈ કોંડચોળ-પુરમમાં આવું એક મોટું મંદિર બંધાવ્યું. હાલ એ પ્રાચીન નગરને સ્થાને નાનું સરખું ગામડું રહેલું છે ને એનાં ખંડેરોમાં આ જીર્ણ મહામંદિર જ મોજૂદ રહેલું છે. આ મંદિર પણ પ્રાકારવાળા વિશાળ ચોગાનમાં આવેલું છે. મંડપ ૫૩×૨૯ મીટર જેટલો વિશાળ છે, તેમાં ૧૫૦ થી વધુ સ્તંભ કરેલા છે ને એનું છત સપાટ અને નીચું છે. અંતરાલ પરનું છત એ છત કરતાં થોડું ઊંચું છે. ગર્ભગૃહ ૩૦×૩૦ મીટર જેટલું વિશાળ છે, પરંતુ તેનું શિખર માત્ર ૪૯ મીટર ઊંચું છે. એનું શિખર આઠ મજલાનું છે. એની ઉપર સીધા પટાને બદલે કરેલા વળાંકદાર પટા શિખરની રમણીયતામાં ઉમેરો કરે છે. તાંજોરનું મહામંદિર મહાકાવ્યની ભવ્યતા ધરાવે છે, તો આ મહામંદિર ઊર્મિકાવ્યની રસિકતા ધરાવે છે. આ બે મહામંદિરોમાં મંદિર-સ્થાપત્યની દ્રાવિડ શૈલી ઉત્કૃષ્ટ વિકાસ પામી છે.

## પાંડ્ય રાજ્ય

બારમી સદીમાં ચોળ રાજ્યની પડતી થઈ ને પાંડ્ય રાજ્યનો અભ્યુદય શરૂ થયો. તેરમી-ચૌદમી સદી દરમ્યાન મંદિરોના પ્રાસાદની રચનામાં કલાનો વિકાસ ભાગ્યે જ દેખાય છે, પરંતુ એની આસપાસનાં બાંધકામોમાં વાસ્તુકલા તથા શિલ્પકલાનો ભારે વિકાસ સધાયો. મુખ્ય મંદિરની આસપાસ અનેક આનુષંગિક મંદિર કરાતાં ને એ સર્વને ફરતો પ્રાકાર કરવામાં આવતો. પ્રાકારની દીવાલ સાદી હોય છે, પરંતુ એની અંદરના દરવાજા ઊંચા, વિશાળ અને પ્રચુરશિલ્પ હોય છે. આવા દરવાજાને 'ગોપુરમ' કહે છે. એનું તલમાન લંબચોરસ હોય છે. એની લાંબી બાજુના વચલા ભાગમાં લંબચોરસ પ્રવેશદ્વાર હોય છે. એના બે નીચલા મજલા સીધી ઊંચાઈના ને ઉપરના ઉત્તુંગ શિખરનું વજન ઝીલી શકે તેવા મજબૂત પથ્થરના હોય છે. એની ઉપર ઊંચે જતાં સાંકડા થતા અનેક લંબચોરસ મજલાઓનું ઉત્તુંગ શિખર હોય છે. શિખર ઘણી વાર ૪૫ થી વધુ મીટર ઊંચું હોય છે. એના પિરામિડ ઘાટમાં અંદરનો ત્રાંસ લગભગ ૨૫ અંશનો હોય છે ને એની ટોચની પહોળાઈ પાયાના કરતાં લગભગ અર્ધી થઈ જાય છે. આ લંબચોરસ ટોચની ઉપર નળાકાર છાવણ કરવામાં આવે છે, જેના બે બાજુના બે છેડા લગભગ વર્તુળાકાર બને છે. દ્રાવિડ મંદિરનું ગર્ભગૃહ તેના સ્થાપત્ય-સ્વરૂપમાં બૌદ્ધ વિહારમાંથી અને તેનું ગોપુરમ બૌદ્ધ ચૈત્યગૃહમાંથી ઉદ્ભવ્યું જણાય છે. આગળ જતાં મોટાં મંદિરોની આસપાસ અનેક સમાંતર પ્રાકાર કરવામાં આવતા ને તે દરેક પ્રાકારમાં દરેક બાજુએ મોટાં નાનાં ગોપુરમ રચવામાં આવતાં. આથી સમસ્ત

મહામંદિર એક નાના નગર જેવું બની જાય છે. મદુરાના નાયક રાજાઓના સમયમાં અર્થાત્ સત્તરમી–અઢારમી સદીમાં ગોપુરમની વાસ્તુકલા તથા પ્રચુર શિલ્પકલાનો ઉત્કૃષ્ટ વિકાસ થયો ને ગોપુરમ મુખ્ય પ્રાસાદ કરતાં ઘણાં ઊંચાં ને ભવ્ય બનતાં, વાસ્તુકલા તથા શિલ્પકલાની દૃષ્ટિએ તેની સરખામણીએ મુખ્ય પ્રાસાદ જાણે ગૌણ બની ગયો. મદુરાનું સુંદરેશ્વર–મીનાક્ષી મંદિર એનો ઉત્કૃષ્ટ નમૂનો છે. એમાં અનેક ઉત્તુંગ ભવ્ય ગોપુરમ (આકૃતિ ૫૨) કરેલાં છે, જેની કુલ સંખ્યા ૨૭ જેટલી થાય છે.

દ્રાવિડ શૈલીના મંદિર-સ્થાપત્યનો પલ્લવ તથા ચોળ રાજ્યમાં જે વિકાસ થયો તેનું વલણ પીનતા તથા શિસ્ત તરફ રહેલું હતું, જ્યારે પાંડ્ય રાજ્યમાં સૂક્ષ્મતા તથા મૌલિકતા તરફ લક્ષ અપાયું. પછી વિજયનગર રાજ્યમાં એ શૈલીનો ઉત્કૃષ્ટ વિકાસ થયો. એમાં મંડપના સ્તંભોની સંખ્યા તથા શિલ્પસમૃદ્ધિમાં વિપુલ અભિવૃદ્ધિ થઈ. મદુરાના નાયક રાજ્યમાં ગોપુરમનું સ્વરૂપ ઉત્કૃષ્ટ વિકાસ પામ્યું તેમ જ સ્તંભોની શિલ્પપ્રચુરતા ચાલુ રહી. છતાં હવે એમાં સ્થાપત્યકીય આયોજનની દૃષ્ટિએ સંકલિતતાની શિથિલતા નજરે પડે છે.

આમ ભારતીય મંદિર-સ્થાપત્યમાં નાગર શૈલી, વેસર (ચાલુક્ય) શૈલી અને દ્રાવિડ શૈલી આ અને એની પછીના કાલ દરમ્યાન વિવિધ પ્રાદેશિક સ્વરૂપોમાં વિકસી. આ કાલ દરમ્યાન નગર, દુર્ગ, રાજપ્રાસાદ, ગૃહ, સરોવર, કૂવા, વાવ, કુંડ, ઇત્યાદિ અન્ય પ્રકારની ઇમારતોની વાસ્તુકલાનો પણ વિકાસ થતો રહ્યો, પરંતુ એના પ્રાચીન અવશેષ અલ્પ પ્રમાણમાં જ ઉપલબ્ધ છે.

## શિલ્પકલા

સાતમી–આઠમી સદી દરમ્યાન શિલ્પકલામાં પણ ભિન્નભિન્ન પ્રાદેશિક શૈલીઓ ઘડાવા લાગી. પૂર્ણવૃત્ત અને પૂર્ણમૂર્ત ઘાટને સ્થાને ચપટી સપાટી અને રૈખિક કોણો ધરાવતા ઉચ્ચિત્ર ભાસ્કર્ય પ્રચલિત થયું. તીવ્ર કોણો, આડી રેખાઓ, ઊભી રેખાઓ, વિકર્ણો અને અંતર્ગોળ વળાંકનું પ્રમાણ વધતું ગયું. આ લક્ષણ ચિત્રકલામાં ખાસ વિકસ્યાં ને આખરે તે શિલ્પકલામાં પણ પ્રવર્ત્યાં. આ તત્ત્વ વિશેષતઃ પશ્ચિમ ભારતની શિલ્પકૃતિઓમાં ખાસ જોવા મળે છે. મધ્ય ભારત તથા હિમાચલ પ્રદેશમાં પણ એ નજરે પડે છે, જ્યારે પૂર્વ ભારત તથા દક્ષિણ ભારતમાં ગુપ્તકાલીન શિલ્પકલાની પરંપરા ઘણે અંશે ચાલુ રહે છે.

ગુપ્તકાલીન તથા અનુગુપ્તકાલીન શિલ્પકલામાં દેવદેવીઓના પ્રતિમાવિધાનની કલા સારી વિકસી હતી. હવે તે વિધાનકલા શાસ્ત્રીય નિયમોથી બંધાઈને

શિલ્પીની પ્રતિભા તથા મૌલિકતાને ભાગ્યે જ અવકાશ રહ્યો. વળી પ્રતિમા એ ઉપાસનાનું સાધન જ ગણાતી હોઈ, ઉપાસ્ય દેવદેવીની પ્રતિમાના વિધાનમાં શિલ્પીની સર્જકશક્તિ પ્રદર્શિત કરવાની જરૂર પણ ભાગ્યે જ મનાતી. છતાં શિલ્પીઓના લાંબાકાળના કલા-વારસાને લઈને તેમ જ શિલ્પશાસ્ત્રમાં નિરૂપેલી સૂક્ષ્મ અને સચોટ વિગતોને લઈને દેવપ્રતિમાઓના વિધાનમાં અંગવિન્યાસ તથા દેહભૂષાની એકંદરે સારી છાપ પડે છે.

દેવપ્રતિમાની જેમ અન્ય પ્રકારની શિલ્પકૃતિઓમાં પણ પ્રાયઃ રૂઢ અને નિયમબદ્ધ શિલ્પકલા પ્રવર્તે છે. એમાં પૌરાણિક કથાઓ અને આખ્યાનોના પ્રસંગો, ગીત અને નૃત્યનાં દશ્યો, વિવિધ અવસ્થાઓ અને આસનોમાં રહેલાં મિથુનો (યુગલો), પ્રસાધન-દશ્યો, ગૃહજીવન તથા રોજિંદા જીવનનાં દશ્યો, સૈન્યના વ્યૂહો અને યુદ્ધના પ્રસંગો, વિવિધ પશુઓ તથા પંખીઓ, અર્ધદૈવી યોનિઓનાં સ્ત્રીપુરુષો, મિશ્રસ્વરૂપનાં પ્રાણીઓ, ફૂલવેલની ભાતો તથા ભૌમિતિક આકૃતિઓ ઇત્યાદિ અનેકવિધ વિષયો જોવા મળે છે. બારમી સદીમાં તો જાણે એના તમામ વિષય પૂરેપૂરા પ્રયોજાઈ ગયા. છતાં ઓરિસા અને દક્ષિણ ભારત જેવા કેટલાક પ્રદેશોમાં નવું ચેતન વહેવરાવે તેવાંય કેટલાંક તત્ત્વ પ્રવર્તતાં.

કાશ્મીરમાં આ કાલની શિલ્પકૃતિઓ મોટે ભાગે નાશ પામી છે. જે જૂજ શિલ્પકૃતિઓ મળે છે તેમાં એક બાજુ હિમાચલ પ્રદેશની તથા બીજી બાજુ પૂર્વ ભારતની શિલ્પકલાની અસર રહેલી છે. નેપાલમાં આ કાલની શિલ્પકૃતિઓમાં જૂજ પાષાણકૃતિઓ ઉપલબ્ધ છે ને તેમાં પૂર્વભારતની કલાશૈલી પ્રવર્તે છે, પરંતુ બૌદ્ધ ધર્મ તથા બ્રાહ્મણ ધર્મની ધાતુપ્રતિમાઓ સંખ્યાબંધ મળે છે. એ મુખ્યતઃ પૂર્વ ભારતની પાલ પરંપરાની કલા વ્યક્ત કરે છે. આગળ જતાં એમાં તિબેટની લામાઈ કલાની અસર પ્રવર્તે છે.

હિમાચલ પ્રદેશમાં એક બાજુ ગુપ્તકાલીન પરંપરા પહાડી પ્રજાના જોમને અભિવ્યક્ત કરે છે, તો બીજી બાજુ આ કાલની લાક્ષણિકતા ધરાવતો કલાશૈલી પણ નજરે પડે છે. ફુવારાના પથ્થરો પર કોતરાતી ફૂલવેલની તથા ભૌમિતિક આકૃતિઓમાં કોઈ પ્રાચીન પરંપરા દેખા દે છે, પરંતુ તે ગુપ્તકાલીન પ્રશિષ્ટ કલાથી ભિન્ન છે અને આ કાલની પરંપરાને મળતી આવે છે.

પંજાબ અને ઉત્તર પ્રદેશમાં આ કાલની ઘણી શિલ્પકૃતિઓ નાશ પામી છે. જે જૂજ નમૂના મળે છે, તેમાં બિહારની શિલ્પકલા જેવી કલાશૈલી દેખા દે છે.

પૂર્વ ભારતમાં, ખાસ કરીને બિહાર અને બંગાળામાં, પાષાણ તથા ધાતુની અનેક શિલ્પકૃતિઓ મળે છે. એના કેન્દ્રસ્થાને માનવની આકૃતિ રહેલી છે, જેમાં

તેના શરીર તથા શૃંગારની અભિવ્યક્તિ તરી આવે છે. એની આ વિલક્ષણતા તાંત્રિક વાતાવરણથી પ્રેરિત હોવા સંભવે છે. આ શિલ્પકૃતિઓમાં ગુપ્તકાલીન પ્રશિષ્ટ કલાશૈલીનું અખંડિત તથા અસ્ખલિત અનુસંધાન રહેલું છે. એ પરંપરા આટલા જોમથી અને આટલો લાંબો વખત પૂર્વ ભારતમાં જ ચાલુ રહી. તેમાં મુખ્યતઃ ધ્યાનો(સ્તોત્રો)માં નિરૂપેલ લક્ષણો અનુસાર ઘડેલ દેવપ્રતિમાઓ અગ્રિમ સ્થાન ધરાવે છે, છતાં તેમાં શારીરિક અંગલાલિત્ય તથા ભાવોત્કટતાની સાથે સાથે આધ્યાત્મિક ગંભીરતા તથા ઉદાત્તતાનીય સારી છાપ ઊઠે છે.

બિહારમાં તથા પશ્ચિમ બંગાળમાં પ્રશિષ્ટ શિલ્પશૈલી આઠમી સદીમાં પરાકાષ્ઠા પામે છે ને નવમી–દસમી સદી સુધીય ચાલુ રહે છે. નાલંદાની અષ્ટધાતુ પ્રતિમાઓ તથા પાષાણપ્રતિમાઓ આ શૈલીનાં ઉત્તમ દૃષ્ટાંત ગણાય છે. બંગાળના બાકીના ભાગમાં પ્રાદેશિક વિલક્ષણતા વહેલી પ્રચલિત બને છે. અગિયારમી સદીમાં આ પ્રાદેશિક શૈલી વહેલીમોડી સમસ્ત પૂર્વ ભારતમાં પ્રસરે છે. હૃષ્ટપુષ્ટ અંગવિન્યાસને સ્થાને હવે નાજુક અને લાલિત્યમય અંગવિન્યાસ પ્રવર્તે છે. શાસ્ત્રીય રૂપાંકન તથા યાંત્રિક લાલિત્યની વિલક્ષણતા ધરાવતી આ શૈલી નાલંદા, બુદ્ધગયા, રાજગૃહ, ચંપા, રાજશાહી, દિનાજપુર, ઢાકા, સિલહેટ વગેરે સ્થળોએ વિકસેલી તેમ જ કાશ્મીર, નેપાલ, તિબેટ તથા તે ઉપરાંત બર્મા, થાઈલૅન્ડ, જાવા, સુમાત્રા અને શ્રીલંકામાં પણ પ્રસરેલી જણાય છે.

ઓરિસામાં પણ ગુપ્તકાલીન પ્રશિષ્ટ કલાશૈલી લાંબો વખત ચાલુ રહી, પરંતુ દસમી સદીથી ત્યાં પણ નવાં લક્ષણોની અસર પ્રવર્તી. તેમાં અંગવિન્યાસની સમતોલ સપ્રમાણતા ચાલુ રહી, પરંતુ સંસ્કારિતા, સુરેખતા, આધ્યાત્મિક લાવણ્ય અને સૂક્ષ્મ ભવ્યતાને સ્થાને હૃષ્ટપુષ્ટ અંગવિન્યાસ, દૃઢ પણ પ્રચુર ને પ્રવાહી રેખાઓ અને વિશાળ ગોળ તથા દૃઢ રૂપાંકન પ્રવર્તે છે.

કટક જિલ્લામાં આવેલ લલિતગિરિ, ઉદયગિરિ ને રત્નગિરિ અને એની આસપાસના પ્રદેશમાં સાતમી–આઠમી સદીનાં બૌદ્ધ મંદિરો તથા મઠોનાં ખંડેરોમાં જે બૌદ્ધ શિલ્પકૃતિઓ મળે છે, તેમાં પૂર્વ ભારતની પ્રશિષ્ટ કલાશૈલી અને એની પ્રાદેશિક વિલક્ષણતા જોવા મળે છે, નવમી સદીમાં ત્યાંની શિલ્પ-કૃતિઓ દેખાવમાં તેમ જ રૂપાંકનમાં ભારે થતી જાય છે. દસમી સદીની શિલ્પકૃતિઓ બિહાર અને બંગાળની સમકાલીન શિલ્પકૃતિઓ સાથે ઠીકઠીક સામ્ય ધરાવે છે. ખિચિંગ(મયૂરભંજમાં)ની બ્રાહ્મણ ધર્મની દસમી–અગિયારમી સદીની શિલ્પકૃતિ-ઓમાં કેટલીક પ્રાદેશિક અસર અને કેટલીક બિહાર–બંગાળની અસર વરતાય છે.

ઓરિસાની નમૂનેદાર શિલ્પકલા સવિશેષ ભુવનેશ્વર, પુરી અને કોનાર્કમાં જોવા મળે છે. આઠમીથી તેરમી સદી સુધીના સમયની આ શિલ્પકૃતિઓ પૈકી ગર્ભગૃહમાંની મુખ્ય પ્રતિમાઓ તથા મુખ્ય ગોખલાઓમાં પધરાવેલી પ્રતિમાઓ સિવાયની તમામ પ્રતિમાઓ મંદિરના બહિરંગનાં અન્તર્ગત અંગ બની રહે છે. આ શિલ્પકૃતિઓ મંદિર-સ્થાપત્યની શોભામાં અભિવૃદ્ધિ કરતાં બાહ્ય ગૌણ ઉપકરણો સમાન નથી, પરંતુ મંદિર-સ્થાપત્ય જ જાણે શિલ્પકૃતિઓનો વિસ્તાર હોય એવું લાગે છે. દસમી સદી પછી આ શિલ્પકૃતિઓ કદમાં તેમ જ રૂપાંકનમાં મંદિર-સ્થાપત્યનું વધારે ને વધારે મહત્ત્વનું અંતરંગ બનતી જાય છે. મુખ્ય દેવ–પ્રતિમાઓના રૂપાંકનમાં પણ આ શિલ્પશૈલીની ઓજસ્વિતા તથા ગતિશીલતાની કેટલીક સ્પષ્ટ અસર પ્રસરે છે. દાખલા તરીકે, ભુવનેશ્વરના લિંગરાજ મંદિરના બહારના ગોખલાઓમાંની કાર્ત્તિકેય, ગણેશ અને મહિષાસુરમર્દિનીની જીવન-કદ પ્રતિમાઓમાં. પ્રતિમેતર શિલ્પકૃતિઓમાં આ સર્વ લક્ષણ સવિશેષ ખીલેલાં છે, એમાં જીવનનો નિર્દોષ પણ સભર આનંદ તેમ જ માનવદેહ અને તેના જીવનાનુભવની અભિરુચિ તરી આવે છે. સાંસારિક જીવનમાં ધર્મ, અર્થ અને કામ એ ત્રણેય પુરુષાર્થ સ્થાન ધરાવતા હોઈ, અહીં કામના વિષયને વર્જ્ય ન ગણતાં મિથુન-ક્રીડાનાં દશ્ય પણ નિરૂપવામાં આવ્યાં છે. જીવનસાધનાનું એ પણ એક પ્રેરક બળ છે ને અહીં કામ-રત મિથુન(યુગલ)ની ચુંબન, આશ્લેષ, સંભોગ ઇત્યાદિ સ્વાભાવિક ક્રિયાઓને મુક્ત મને જોસભેર નિરૂપી છે. ભોગાસનોનું વૈવિધ્ય કામ-શાસ્ત્રમાં નિરૂપેલા અનેક પ્રકારોનાં ઉદાહરણ પૂરાં પાડે છે. તાંત્રિક યાનના વાતાવરણે આ વિષયનિરૂપણને વધુ વેગ આપ્યો હશે, પરંતુ અહીં એનો મુખ્ય હેતુ તાંત્રિક યાનના સાંપ્રદાયિક આચાર સાથે નહિ, પણ જીવનલીલાના એક વાસ્તવિક અને મહત્ત્વના પાસાના સ્વાભાવિક નિરૂપણ સાથે સંબંધ ધરાવે છે.

આઠમી સદીનાં શિલ્પોમાં આ આકૃતિઓ કદમાં નાની અને રૂપાંકનમાં કંઈક ચપટી હોય છે. આગળ જતાં એની અંદર ગતિની મોકળાશ તથા ભાવની અભિવ્યક્તિનું પ્રમાણ વધતું જાય છે. દસમી સદીમાં એમાં સંસ્કારિત ભવ્યતા તથા લાવણ્યમયતા ઉમેરાય છે. પછી એમાં ઊંચાઈ તથા હૃષ્ટપુષ્ટતાનું તત્ત્વ પણ અપનાવાય છે, જે લિંગરાજ મંદિરનાં શિલ્પોમાં નજરે પડે છે. પુરીના જગન્નાથ મંદિરમાં મિથુન–શિલ્પ આ પ્રકારનાં છે, પરંતુ એના રૂપાંકનમાં કંઈક સ્થૂલતા દેખા દે છે. કોનાર્કના સૂર્યમંદિરમાં આ શિલ્પકૃતિઓ કદ, રૂપાંકન, જોમ તથા ભાવની અભિવ્યક્તિમાં શિલ્પકલાના સર્વોત્તમ નમૂના પૂરા પાડે છે. આ મિથુન-શિલ્પોના રૂપાંકનમાં શિલ્પીનો અનોખો દૃષ્ટિકોણ અભિવ્યક્ત થાય છે ને તે એ કે

પ્રણયલીલાના પ્રસંગોમાં પણ એ નર-નારીઓનાં મુખ પર ઉદ્દંડતા કે લજ્જાલુતા-ને બદલે સરળતા તથા સ્વાભાવિકતાના ભાવ નજરે પડે છે.

ભુવનેશ્વર, પુરી અને કોનાર્કનાં મંદિરોમાં દેવપ્રતિમાઓ ઉપરાંત ગાયકો, વાદકો, નર્તિકાઓ, વાદિકાઓ, નાગકન્યાઓ, માતાઓ ઇત્યાદિનાં સુંદર શિલ્પ એ શૈલીની કલા વ્યક્ત કરે છે. વળી પીઠ પરના ગજથરમાંના ગજોની, કોનાર્કના સૂર્ય-મંદિર–રથ આગળના મોટા અશ્વોની તથા ભુવનેશ્વરના મુક્તેશ્વર મંદિરના મંડોવર પરના મૃગથરમાંના મૃગોની આકૃતિઓમાં પ્રાણીઓનાં સુરેખ રૂપાંકન જોવા મળે છે. ફૂલવેલનાં સુશોભનોનું તથા ભૌમિતિક રૂપાકનોનું પ્રમાણ ઉત્તરોત્તર વધતું જાય છે ને તેના રૂપાંકનમાં પ્રકાશ-છાયાના તીવ્ર વિરોધ પ્રયોજવામાં આવે છે.

ઓરિસામાં પ્રાદેશિક શૈલી અગિયારમી સદીથી કેટલાંક શિલ્પોમાં પ્રચલિત થતી જાય છે; ને પ્રશિષ્ટ શૈલીની સાથે સાથે પ્રવર્તે છે.

મધ્ય પ્રદેશમાં બુંદેલખંડની શિલ્પકલા અનોખી ભાત પાડે છે. અહીં પ્રશિષ્ટ કલાનો વિસ્તાર વધતો જાય છે, પણ તેનું સ્વરૂપ રૂઢ અને બંધિયાર બની રહે છે. છતાં તેમાં લાવણ્ય તથા લાલિત્યની સભાન અભિવ્યક્તિ દેખા દે છે. મોટા અને ગોળ કદની વધતી નીરસતા અને શિલ્પકલાની સૂક્ષ્મ ભાવાભિ-વ્યક્તિના અભાવ છતાં અંગભંગ તથા અંગગતિ અંગે સભાન પ્રયાસ આદર-વામાં આવે છે. મહોત્સવનગર(મહોબા)ના શિલ્પી શ્રીરત્ને ઘડેલી બૌદ્ધ શિલ્પ-કૃતિઓમાં આ લક્ષણ સારી રીતે પ્રતિબિંબિત થયાં છે.

ખજુરાહોનાં મંદિર વાસ્તુકલા તથા શિલ્પકલામાં ભુવનેશ્વરનાં મંદિરો સાથે સ્થાન ધરાવે છે. એની શિલ્પકૃતિઓમાં મોટું કદ, અંગભંગી, દેહસૌષ્ઠવ અને લાવણ્ય દ્વારા શિલ્પકળા ઠીકઠીક ખીલી ઊઠે છે (આકૃતિ ૫૩), પરંતુ આ શિલ્પકૃતિઓ પૂર્ણમૂર્ત અને વૃત્ત હોવાં છતાં મંદિરોના સ્થાપત્ય-સ્વરૂપનું અન્તગર્ત અંગ બની રહેતી નથી. એમાં એકંદરે સ્થિરતા અને સ્તબ્ધતા રહેલી હોય છે ને છતાં એના અંગભંગો દ્વારા ગતિમયતા લાવવાનો સભાન પ્રયાસ થયો હોય છે. આ મંદિરોમાંય શારીરિક ભોગવિલાસનાં શૃંગારપ્રધાન દૃશ્ય રજૂ કરવામાં આવ્યાં છે, પરંતુ આ મિથુન-શિલ્પોનાં નર-નારીઓની મુખમુદ્રામાં સરલતા અને સ્વાભાવિકતાના ભાવ ઊઠતા નથી. ખજુરાહોનાં શોભાત્મક રૂપાંકનોમાં પ્રશિષ્ટ શૈલીનું સહ-અસ્તિત્વ જોવામાં આવે છે.

માળવાની શિલ્પકલા રાજસ્થાનની સમકાલીન શિલ્પકલાને મળતી આવે છે. પરમાર રાજા ભોજદેવે ધારા નગરીના સરસ્વતી મંદિરની મુખ્ય શાલામાં પધરાવેલ

સરસ્વતીની પ્રતિમા આ શૈલીની એક ઉત્તમ શિલ્પકૃતિ છે. આ શિલ્પકૃતિઓમાં પ્રશિષ્ટ શૈલીનું કદ-મહત્ત્વ અને ગોળાકારનું ગુરુત્વ રહેલું છે, પરંતુ તેમાં આંતરિક ભાવની ઉષ્મા કે અભિવ્યક્તિ ભાગ્યે જ દેખા દે છે.

ચેદિ દેશની શિલ્પકૃતિઓમાં આદિમ પ્રજાની સંસ્કૃતિની સ્પષ્ટ અસર વરતાય છે, ખાસ કરીને મનુષ્યોના અંગવિન્યાસના રૂપાંકનમાં. હૈહય રાજ્યની શિલ્પકૃતિઓમાં રૂપાંકન સંખ્યાબંધ અને ખીચોખીચ ઠાંસેલાં છે. એની મુખ્ય રૂપરેખા પ્રશિષ્ટ કલાની કૃતિઓની જેમ મોટું ગોળ કદ ધરાવે છે, જ્યારે તેનાં અંગ-ઉપાંગોના રૂપાંકનમાં પ્રાદેશિક કલાની તીવ્ર ને સૂક્ષ્મ રેખાઓ દેખા દે છે,

રાજસ્થાનની શિલ્પકૃતિઓમાં પ્રશિષ્ટ કલાનું પૂર્ણ અનુસરણ, પ્રાદેશિક લક્ષણોની આંશિક અસર તેમ જ પ્રશિષ્ટ કલાનો સદંતર અભાવ અને પ્રાદેશિક શૈલીનું પૂર્ણ પ્રસારણ એ સર્વ તબક્કા જોવા મળે છે. ઓસિયા અને હર્ષગિરિનાં દસમી સદીનાં શિલ્પોમાં પ્રશિષ્ટ શૈલીનું મોટું અને ગોળ કદ તરી આવે છે. વસંતગઢના દસમી સદીના મંદિરની સૂરજ-બારીમાં ડોકાતા બુદ્ધ-મસ્તકના રૂપાંકનમાં પ્રશિષ્ટ શૈલીની રૂપરેખાની સાથેસાથે પ્રાદેશિક શૈલીનું ચપટાપણું તથા તીક્ષ્ણ રેખાભંગ પ્રવર્તે છે. પૂર્વ રાજસ્થાનની શિલ્પશૈલી મધ્ય પ્રદેશની બુંદેલખંડની શૈલીને મળતી આવે છે. અગિયારમી સદીની શિલ્પકૃતિઓમાં મોટા ગોળ કદની અંદર બારીક રેખાદાર રૂપાંકન કરવામાં આવે છે, પરંતુ આ શૈલી-મિશ્રણમાં રહેલા સંવાદિતાના અભાવને લઈને તેનાં અલંકરણ કલેવરનાં અંતર્ગત અંગ જેવાં જણાતાં નથી.

આબુ-દેલવાડાના આદિનાથ મંદિરમાં તથા નેમિનાથ–મંદિરમાં આરસ પર થતી સુરેખ શિલ્પકલાની સરલતાનો સારો લાભ લેવાયો છે ને એનું બારીક કોતરણીભર્યું શિલ્પપ્રાચુર્ય પ્રેક્ષકને આશ્ચર્યમુગ્ધ અને પ્રભાવિત કરી દે છે, પરંતુ ભરચક વિગતો અને ખીચોખીચ કોતરણી એ કલાની અભિવ્યક્તિમાં રસક્ષતિ પહોંચાડે છે. મંદિરનાં વિતાનકોનાં કલાત્મક રૂપાંકનોમાં વિપુલ વૈવિધ્ય રહેલું છે ને કેટલીય શિલ્પકૃતિઓમાં બારીક અને નાજુક કોતરણીનું કલાકૌશલ તરી આવે છે, છતાં એમાં જાણે રૂઢ રૂપાંકનોનું અનુસરણ તથા શાસ્ત્રીય નિયમોનું ચુસ્ત અનુપાલન પ્રવર્તે છે ને મૌલિક સર્જકતા અને કલાકારની પ્રતિભા ભાગ્યે જ પ્રગટ થાય છે.

ગુજરાતમાં અણહિલવાડ, ખંભાત, ધોળકા, સોમનાથ ઇત્યાદિ અનેક સ્થળોએ બંધાયેલાં મહામંદિર નાશ પામ્યાં છે, છતાં મોઢેરાનું શીર્ણ સૂર્યમંદિર, સિદ્ધપુરનો રુદ્રમાળ અને અણહિલવાડનાં જળાશયોના અવશેષ, ડભોઈ અને ઝિંઝુવાડાના કિલ્લાના દરવાજા, વડનગરનાં તોરણ, કુંભારિયા, તારંગા અને ગિરનારનાં

દેરાસરો ઇત્યાદિ પ્રાચીન ઇમારતોમાં તેમ જ અનેક પ્રાચીન સ્થળોએ મળેલી છૂટક શિલ્પકૃતિઓમાં સોલંકી કાલની શિલ્પકલાના વિવિધ નમૂના જોવા મળે છે.

રાજસ્થાન અને ગુજરાતમાં પશ્ચિમ ભારતની પ્રાદેશિક શિલ્પશૈલી સવિશેષ વિકસી. આ શૈલીનાં રૂપાંકનોમાં પ્રશિષ્ટ શૈલીની સુરેખતા તથા સમતોલતાને સ્થાને રેખાની તીક્ષ્ણતા તથા ગતિની તીક્ષ્ણ કોણાત્મકતા પ્રવર્તે છે ને પરિણામે તેમાં અખંડિતતા અને એકસૂત્રતાનો અભાવ વરતાય છે. ઊભી, આડી અને ત્રાંસી રેખાઓ જાણે શિલ્પકૃતિના પૂર્વાપર સંબંધનો ખ્યાલ રાખ્યા વિના સમસ્ત ભૂમિકા પર પથરાઈ જાય છે. છતાં શતકોની કલાસાધનાની પરંપરાના વારસાને લઈને આ શિલ્પકૃતિઓમાં માર્દવ, લાલિત્ય અને લાવણ્ય દેખા દે છે, પરંતુ તેમાં ભાવોદ્રેક તથા ગાંભીર્યના સ્થાને ચંચળતા તથા સ્તબ્ધતાની છાપ ઊઠે છે. આભૂષણો તથા સુશોભનોના રૂપાંકનમાં પણ ચપટાપણા અને તીક્ષ્ણપણાનું પ્રમાણ ઉત્તરોત્તર વધતું જાય છે ને સર્જકતાને સ્થાને રૂઢિવશતા પ્રવર્તે છે.

ધારાપુરી (એલિફન્ટા), એલોરા અને મામલ્લપુરમ જેવાં સ્થળોએ જે મહામંદિર કંડારાયાં કે બંધાયાં, તેમાં આઠમી સદીની અનેક સુંદર શિલ્પકૃતિઓ જોવા મળે છે. ઔરંગાબાદ અને બાદામીમાં પણ એ સમયની કેટલીક સુંદર શિલ્પકૃતિઓ કંડારાઈ છે. એમાં સાચી કલાદૃષ્ટિ તથા કલાકારની સર્જકતાનો સાક્ષાત્કાર થાય છે, પરંતુ એ પછી ઉત્તરકાલીન ચાલુકયો તથા હોયસાળોના સમયમાં આન્ધ્ર અને માયસોરમાં જે શિલ્પશૈલી વિકસી, તેમાં શિલ્પપ્રાચુર્યનું પ્રમાણ ઉત્તરોત્તર વધતું જતાં છેવટે અતિશયતા પ્રવર્તે છે ને તેમાં શિલ્પીની કલાદૃષ્ટિ તથા કલાસિદ્ધિની કંઈ છાપ ભાગ્યે જ પડે છે. આંતરિક પ્રતિભાની સૂઝ તથા સર્જકતાની શક્તિ વિના નાનીમોટી શિલ્પકૃતિઓ દૃઢ પરંપરા અનુસાર કોતરવામાં આવે છે ને મંદિરોની સપાટીઓના સારાયે વિસ્તારને સંખ્યાબંધ મોટાંનાનાં વિવિધ રૂપાંકનો વડે ભરચક પ્રમાણમાં આવરી લેવામાં આવે છે. આ શિલ્પકૃતિઓમાં બારીક કોતરણી તથા ઉચ્ચ ભાસ્કર્યનું કલાકૌશલ નજરે પડે છે, પરંતુ એનાં ગતિમાન અંગોપાંગોમાંય જાણે સ્તબ્ધતા રહેલી હોય ને એ સુંદર દેહભૂષા ધરાવતી આકૃતિઓમાં જાણે પ્રાણ પુરાવાનો બાકી રહેતા હોય તેવી છાપ પડે છે.

દક્ષિણ ભારતમાં પલ્લવશૈલીમાં વ્યક્ત થતી ઉચ્ચ કલાશૈલી ગંગઈકોંડપુરમના ચોળ રાજાઓના રાજ્યકાલમાં ચાલુ રહી. આ શિલ્પશૈલી નવમી સદીના મધ્યથી અગિયારમી સદીના અંત સુધી વિકસી. તેનાં મુખ્ય કેન્દ્ર ગંગઈકોંડપુરમ અને

શ્રીનિવાસલ્લુર છે. દસમી અને અગિયારમી સદીનાં શિલ્પોમાં આકારની પૂર્ણ ગોળાઈ અને ભાસ્કર્યની ક્રમિકતા તેમ જ ભારે જોમ અને ઓજસ પ્રવર્તે છે ને કલાસૂઝ, સર્જકતા તથા સંવાદી સંકલિતતા દ્વારા શિલ્પકૃતિઓ પ્રાણભરી અને ચેતનવંતી જણાય છે.

પછીની સદીઓમાં દક્ષિણ ભારતમાં એક બાજુ તીક્ષ્ણ રેખાની અનુકાલીન શૈલી વિકસે છે તેમ જ બીજી બાજુ પ્રાક્કાલીન પ્રશિષ્ટ શૈલીનું પુનઃપ્રવર્તન પણ થાય છે.

દસમી સદીથી દક્ષિણ ભારતમાં ધાતુશિલ્પની કલા સવિશેષ ખીલે છે. તે શિલ્પ મુખ્યતઃ તાંબા કે કાંસાનાં અને ક્વચિત્ પિત્તળનાં હોય છે. અગિયારમી-બારમી સદીથી નટરાજની ધાતુ-પ્રતિમાઓ પ્રચલિત બને છે (આકૃતિ ૫૪). શિવ, પાર્વતી, શૈવ સંતો, વિષ્ણુ, લક્ષ્મી, કૃષ્ણ, રામ, વૈષ્ણવ આળવારો અને રાજવી દાતાઓની પ્રતિમાઓ દક્ષિણ ભારતની ધાતુ-પ્રતિમાઓમાં મુખ્ય સ્થાન ધરાવે છે. આ પ્રતિમાઓ કલાત્મક સ્વરૂપ તથા શૈલી વ્યક્ત કરે છે ને સૈકાઓ સુધી એ સ્વરૂપ તથા શૈલી યથાતથ ચાલુ રહે છે. છતાં તેમાં કલાકારની તાજગી ટકી રહે છે ને યાંત્રિક અનુસરણની નીરસતા દેખાતી નથી. અનુકાલીન પાષાણ–શિલ્પોમાં કલાની અવનતિ વરતાય છે ત્યારે પણ તે સમયની ધાતુ-પ્રતિમાઓમાં શિલ્પકલાનાં સર્જક ઓજસ અને કૌશલ ટકી રહે તે ખરેખર આશ્ચર્યકારક છે.

આમ ગુપ્તકાલીન પ્રશિષ્ટ શૈલીની અસર પૂર્વ ભારત તથા દક્ષિણ ભારતમાં સારા પ્રમાણમાં ચાલુ રહી, જ્યારે ભારતના બીજા પ્રદેશોમાં આ કાલની અનોખી શૈલી વત્તેઓછે અંશે પ્રચલિત બની.

## ચિત્રકલા

અજંટા, બાઘ અને બાદામીનાં પાંચમીથી સાતમી સદીનાં ચિત્રોમાં ચિત્રકલાની જે પ્રશિષ્ટ શૈલી પ્રવર્તેલી તેમાં રેખા, રંગ તેમ જ પીંછીકામમાં ગોળાઈ અને ઊંડાઈ મારફતે ત્રીજા માનની છાપ ઊઠતી હતી. આ શૈલીની કેટલીક અસર આઠમી સદીના કૈલાસ મંદિર(એલોરા)માં તથા કૈલાસનાથ મંદિર(કાંચીપુરમ)માં, અગિયારમી સદીના બૃહદીશ્વર મંદિર(તાંજોર)માં તેમ જ બિહાર અને બંગાલની તથા નેપાલ અને તિબેટની દસમીથી તેરમી સદીની સચિત્ર હસ્તપ્રતોમાં પણ ચાલુ રહેલી દેખાય છે.

શકો, કુષાણો, આભીરો, હૂણો વગેરે વિદેશી પ્રજાઓના આગમન, વસવાટ અને શાસન દ્વારા ભારતીય કલામાં કેટલીક નવી અસર પ્રસરી. આ અસર પશ્ચિમ

ભારતમાં વિશેષ પ્રવર્તી. આ અનુકાલીન શૈલી ચિત્રકલામાં સવિશેષ અપનાવાઈ. આ શૈલીનાં મુખ્ય લક્ષણ આ પ્રમાણે છે: ઝડપથી અને તીવ્રતાથી આલેખાતી તીવ્ર પાતળી રેખા; તીક્ષ્ણ અને અણીદાર ખૂણાઓ (ખાસ કરીને કોણી, ખભા, નાક, હોઠ, ભંમર, આંખ વગેરે અંગ-ઉપાંગોના આલેખનમાં); શરીર અને એનાં પ્રસારેલાં અંગોની આંચકાભરી હિલચાલ બતાવતા ખૂણાઓ અને વળાંકો; રેખા અને રંગ દ્વારા દર્શાવાતી ઊંડાઈનો અભાવ અને તેને સ્થાને દેખા દેતું સપાટપણું; વૈવિધ્યપૂર્ણ રેખાંકનો, પ્રતીકો અને સુશોભનોની વિપુલતા; અને વનસ્પતિસૃષ્ટિ તથા પ્રાણીસૃષ્ટિમાંથી ઊતરી આવેલાં સુશોભનોને સ્થાને ભૌમિતિક તથા કલ્પિત સુશોભનોની ભારે પસંદગી.

## એલોરા

આ અનુકાલીન ચિત્રશૈલી એલોરાનાં આઠમી સદીનાં ગુફાચિત્રોમાં પ્રચલિત થઈ હોવાનું માલૂમ પડે છે. આ ચિત્રોમાંની આકૃતિઓ ઊંડાણમાંથી બહાર આવતી દેખાતી નથી, પણ સપાટી પર તરતી જ દેખાય છે ને જાણે તેની અંદરથી તેનું તમામ કદ તથા વજન ચાલ્યું ગયું છે. કદ અને વજન વિનાની આકૃતિઓ જાણે અંદરથી પોલી, હલકી અને છીછરી હોઈ વિદ્યમાન માનવની નક્કર આકૃતિને સ્થાને પ્રેતની રૂપરેખા દેખાય તેવી આછી અને ચપટી દેખાય છે. એલોરામાં અજંટાના જેવા તમામ રંગ અને ભાવ પ્રયોજાય છે, છતાં તેમાં તેવું કલાકૌશલ ઊઠતું નથી. એલોરાની ગુફાઓની છતો પરનાં ચિત્રોમાં વચ્ચે મોટા કદનું કમળ ચીતરીને તેની આસપાસ એક નાનો અને એક મોટો લંબચોરસ કાઢવામાં આવે છે ને અસીમ જગ્યાને બદલે સીમિત જગ્યા રજૂ કરીને તેની અંદરનો ભાગ સ્ત્રી-પુરુષો, પ્રાણીઓ, વાદળો, સુશોભનો ઇત્યાદિ સર્વ તરેહની આકૃતિઓથી પૂરવામાં આવે છે.

## દક્ષિણ ભારત

દક્ષિણ ભારતમાં બારમી અને તેરમી સદીનાં કેટલાંક મંદિરોમાં ભિત્તિચિત્રો જોવા મળે છે, જેમ કે નર્ત્તમલઈના વિજયાલય ચોળેશ્વર મંદિરમાં, તાંજોરના બૃહદીશ્વર મંદિરમાં અને તિરુમલઈની ગુફામાં. વિજયાલય ચોળેશ્વરનું મૂળ મંદિર નવમી સદીમાં બંધાયેલું, પણ તેનો ઈ.સ. ૧૧૦૦ના અરસામાં જીર્ણોદ્ધાર કરવો પડેલો. તેના અર્ધમંડપનાં ભિત્તિચિત્રો તે પછી થોડા વખતમાં આલેખાયાં લાગે છે. તેનો જૂજ ભાગ જળવાઈ રહ્યો છે, જેમાં મહાકાલ, દેવી અને નટરાજની વિશાળ આકૃતિઓ નજરે પડે છે. એની રૂપરેખા લાલ રંગમાં કાઢેલી છે ને એની

અંદર પીળો, લાલ, લીલો, કાળો અને સફેદ રંગ વપરાયા છે. એમાં મુખ્યતઃ પ્રશિષ્ટ શૈલીની ગોળાઈ અને ઊંડાઈ પ્રવર્તે છે ને સાથે સાથે અનુકાલીન શૈલીનાં કેટલાંક લક્ષણ પણ વત્તેઓછે અંશે દેખા દે છે.

બૃહદીશ્વર મંદિરનાં ચિત્ર પણ શૈવ વિષયોને લગતાં છે, પરંતુ એમાં પ્રશિષ્ટ કલાનાં લક્ષણ વધુ અંશે લુપ્ત થયાં છે. આકૃતિઓ વધારે ચપટી અને પાતળી દેખાય છે ને એમની વચ્ચે કોઈ અંતર્ગત સંબંધ જણાતો નથી. છતાં પ્રશિષ્ટ શૈલીનું કદ સાચવવા બને તેટલો પ્રયત્ન કરવામાં આવ્યો છે ને પ્રશિષ્ટ શૈલી તથા અનુકાલીન શૈલીના મિશ્રણમાંય હજી પ્રશિષ્ટ શૈલીનું પ્રાધાન્ય વરતાય છે.

તિરુમલઈના લક્ષ્મીશ્વર મંડપનાં ભિત્તિચિત્ર જૈન ધર્મને લગતાં છે. તેમાં દેવો, દેવીઓ, ગંધર્વો, કિન્નરો, મનુષ્યો, પ્રાણીઓ, વૃક્ષો ઇત્યાદિનાં આલેખનોમાં કદ જેવું ભાગ્યે જ દેખાય છે, આકૃતિઓ તદ્દન ચપટી લાગે છે ને તીક્ષ્ણ રેખાઓ તથા ખૂણાઓમાં અનુકાલીન શૈલીનાં લક્ષણોનું પ્રાધાન્ય પ્રવર્તે છે.

## પશ્ચિમ ભારત

ઉપર જણાવેલી વિદેશી પ્રજાઓની વિપુલ અસર ગુજરાત–રાજસ્થાનમાં, ખાસ કરીને ચિત્રકલામાં, પ્રસરી જણાય છે. ચૌલુક્ય (સોલંકી) રાજાઓ તથા તેમના માંડલિકો અને અમાત્યો વાસ્તુકલા, શિલ્પકલા અને ચિત્રકલાને ઘણું પ્રોત્સાહન આપતા. બારમી સદીમાં ચૌલુક્ય સત્તાનું રાજકીય તથા સાંસ્કૃતિક વર્ચસ કચ્છ, સૌરાષ્ટ્ર, માળવા, મેવાડ અને મારવાડમાં પ્રવર્ત્યું ને તે તેરમી સદીના અંત સુધી લગભગ પૂરેપૂરું ચાલુ રહ્યું.

ગુજરાતમાં આ ચિત્રકલા હસ્તપ્રતોમાં આલેખાયેલાં લઘુચિત્રોમાં જોવા મળે છે. આ હસ્તપ્રતો પ્રાયઃ બારમી સદીથી પંદરમી સદી સુધીમાં શરૂઆતમાં તાડપત્રો પર અને આગળ જતાં તાડપત્રો ઉપરાંત કાગળ પર લખાયેલી હોય છે. આ ચિત્રોમાં તીક્ષ્ણ રેખા, તીવ્ર કોણાત્મકતા, ચપટું રૂપાંકન, ગોળાઈ અને ઊંડાઈનો અભાવ, ત્રિ–માનને બદલે દ્વિ–માન ઢબનું આલેખન અને અમુક ભૌમિતિક સુશોભનો દ્વારા વ્યક્ત થતી અનુકાલીન શૈલી પ્રવર્તે છે.

આમ છતાં એમાં શૈલીનું આંતરિક વૈવિધ્ય રહેલું છે.

કેટલાંક ચિત્રોમાં સાદી પશ્ચાદ્‌ભૂમિકા અને થોડીક આકૃતિઓ ધરાવતી સાદી રચનાઓ જોવા મળે છે. એમાં ઇમારતો, રાચરચીલું, વસ્ત્રાભૂષણો ઇત્યાદિની વિગતો ઘણે અંશે સૂચિત રીતે છોડી દેવામાં આવે છે; એમાં રેખાઓ

ઘાટી હોય છે; વળાંક પૂરા અને સ્થિર હોય છે; ને આલેખન નિશ્ચિત અને અસ્ખલિત હોય છે. મનુષ્યની આકૃતિઓ પાર્શ્વતઃ અને ત્રિ-ચતુર્થાંશ આલેખવાનું પસંદ કરવામાં આવે છે; આંખ, નાક, કાન, દાઢી, વસ્ત્રના છેડા, આંગળીના વેઢા વગેરે તીવ્ર અણીદાર ખૂણાઓ કાઢી ચીતરાય છે. આંખોને બે વળાંકદાર રેખાઓ વડે અને પોપચાંને તીવ્ર અને લાંબા ધનુષ્ય જેવા વળાંકો વડે ચીતરે છે. પાર્શ્વગત આલેખનોમાં પણ બીજી આંખને એના વાસ્તવિક સ્થાનથી કંઈક બહાર લંબાવી બંને આંખ બતાવવામાં આવે છે.

બીજાં કેટલાંક ચિત્રોમાં રેખા તેટલી તીવ્ર હોય છે, પરંતુ તેટલી બારીક હોતી નથી. તે એક સપાટે દોરાયેલી ન હોઈ અખંડિત લાગતી નથી. મુખ્ય આકૃતિઓ તથા આસપાસનાં સુશોભન આછું પ્રમાણ ધરાવે છે. રંગ અને રેખા વડે છાયા આપવાનો પ્રયત્ન પણ દેખા દે છે. આંખો અલગ રીતે જુદી જુદી સપાટીએ આલેખવામાં આવે છે. આ સપાટી-ભેદ નાક પાસે આંખોના ખુણા મળતા હોય ત્યાં તદ્દન સ્પષ્ટ રીતે વરતાય છે.

આ ચિત્રોમાં લાલ, પીળો, લીલો ને કાળો રંગ વપરાય છે. કેટલીક વાર વાદળી, રૂપેરી અને સોનેરી રંગ પણ દેખા દે છે. પશ્ચાદ્ભૂમિમાં ખૂલતો લાલ રંગ લગાવાય છે, આ ચિત્રોમાં જૈન ધર્મને લગતાં ચિત્ર મોટી સંખ્યા ધરાવે છે, કેમ કે તે ધર્મના પ્રભાવક સચિત્ર હસ્તપ્રતો લખવાની તથા લખેલા ગ્રંથો જાળવવાની પ્રવૃત્તિને ભારે પ્રોત્સાહન આપતા. ગુજરાત-રાજસ્થાનમાં આવા અનેક ગ્રંથભંડાર રહેલા છે. જૈન ગ્રંથોમાં કલ્પસૂત્ર અને કાલકાચાર્યકથાની અનેક સુંદર સચિત્ર હસ્તપ્રતો મળે છે, બ્રાહ્મણધર્મને લગતા ગ્રંથોમાં ભાગવત, ગીત-ગોવિંદ અને વસંતવિલાસની એવી અનેક સચિત્ર હસ્તપ્રતો મળે છે. આ ચિત્રોની રચના શાસ્ત્રીય ઢબે અને રૂઢ રીતે થઈ હોઈ તેમાં મૌલિકતા, વિવિધતા કે ભાવોર્મા ભાગ્યે જ નજરે પડે છે. છતાં તેમાં ચિત્રકલાની શાસ્ત્રીય પરંપરાનું પૂર્ણ યાંત્રિક અનુપાલન થતું હોઈ, આ ચિત્રકૃતિઓ એકંદરે ચિત્રકલાના સારા નમૂના બની રહે છે.

## પૂર્વ ભારત

પૂર્વભારતમાં અગિયારમીથી તેરમી સદી સુધીનાં ચિત્ર મળે છે. તે સામાન્યતઃ તાડપત્રો, કાગળપત્રો અને લાકડાની પૂઠીઓ પર ચીતરેલાં હોય છે ને મુખ્યતઃ બૌદ્ધ ધર્મના વજ્રયાનને લગતાં હોય છે. બંગાળમાં તામ્રપત્રો પર કોતરેલાં થોડાંક આલેખન મળ્યાં છે તે બારમી-તેરમી સદીનાં છે. તે બ્રાહ્મણ ધર્મને લગતાં છે.

બિહાર બંગાળ અને નેપાલનાં આ સમયનાં હસ્તપ્રત–ચિત્ર લગભગ એક જ શૈલીનાં છે. આ લઘુચિત્ર ગ્રંથ-ચિત્રોની કોઈ અનોખી શૈલી દર્શાવતાં નથી. ખરેખર તો તે નાના માપમાં દોરેલાં ભિત્તિચિત્રો જેવાં જ છે. એમાં પીળો, સફેદ, ભૂરો, કાળો, લાલ અને લીલો રંગ વપરાતો. રૂપરેખામાં કાળો કે લાલ રંગ પ્રયોજાતો.

આ ચિત્રોમાં મુખ્ય દેવની આકૃતિ પ્રાયઃ વચ્ચે મોટા કદની હોય છે. તેની પાછળ ગોળ પ્રભાચક્ર, લંબગોળ પ્રભાવલી કે કોઈ સ્થાપત્યકીય સુશોભનની પશ્ચાદ્ભૂમિ આલેખાય છે. એની બે બાજુએ ગૌણ દેવદેવીઓ એક કે બે હરોળમાં દર્શાવાય છે. ખાલી જગ્યાઓ ગંધર્વો, અપ્સરાઓ, ફૂલવેલનાં રૂપાંકનો કે કોઈ બીજા પ્રકારનાં સુશોભનો વડે પૂરવામાં આવે છે.

પૂર્વ ભારતનાં લઘુચિત્ર પાલ અને સેન કાલની શિલ્પકલાનાં ચિત્રિત રૂપાંતરો જેવાં છે. એમાં ત્રીજું માન રેખા અને રંગની જુદીજુદી છાયા વડે દર્શાવાય છે. આમાં 'પ્રજ્ઞાપારમિતા'નાં કેટલાંક હસ્તપ્રત–ચિત્ર ખાસ નોંધપાત્ર છે. પશ્ચિમ ભારતનાં લઘુચિત્રોની સરખામણીએ પૂર્વ ભારતનાં લઘુચિત્રોમાં ઊર્મિલતા તથા ભાવાભિવ્યક્તિ વિશેષ રહેલી છે.

નેપાલનાં ચિત્ર હસ્તપ્રતો ઉપરાંત પ્રભાઓ, ધજાઓ અને લાકડાની પૂઠીઓ પર પણ ચીતરેલાં છે. અગિયારમી સદી પછી આ ચિત્રોમાં પૂર્વ ભારતની ચિત્રકલાનાં સુંદર લક્ષણ લુપ્ત થતાં જાય છે.

આમ આ કાલની ચિત્રકલામાં ગુપ્તકાલીન પ્રશિષ્ટ શૈલી અને અનુકાલીન નૂતનશૈલી એ બંને શૈલીઓ ઓછાવત્તા પ્રમાણમાં જોવા મળે છે.

# ૪. પ્રાચીન કાલનો છેલ્લો તબક્કો

ભારતના ઇતિહાસમાં પ્રાચીન કાલની ઉત્તર મર્યાદા ક્યાં મૂકવી તે બાબતમાં ઇતિહાસકારોમાં ઠીકઠીક મતભેદ પ્રવર્તે છે, કેટલાક પ્રાચીન કાલનું નિરૂપણ ચક્રવર્તી હર્ષના મૃત્યુવર્ષથી સમાપ્ત કરે છે, કેટલાક તેને લગભગ ઈ.સ. ૧૦૦૦ સુધી લંબાવે છે, તો કેટલાક વળી દિલ્હીમાં મુસ્લિમ સલ્તનત સ્થપાઈ ત્યાં સુધી અર્થાત્ ઈ.સ. ૧૨૦૬ સુધી પ્રાચીન કાલ ચાલુ રહેલો ગણાય તેમ પ્રતિપાદિત કરે છે. રાજકીય ઇતિહાસની દૃષ્ટિએ જોઈએ તો આઠમી સદીમાં સિંધમાં મુસ્લિમ સત્તા સ્થપાઈ તેની ભારતના રાજકીય તથા સાંસ્કૃતિક ઈતિહાસ પર કંઈ વ્યાપક અસર થઈ નહોતી; અગિયારમી–બારમી સદીમાં ભારતના ઘણા પ્રદેશો પર મુસ્લિમોનાં આક્રમણ થયા કર્યાં, તેની આ બાબતમાં કેટલીક અસર વરતાઈ; તેરમી સદીના આરંભમાં દિલ્હીમાં મુસ્લિમ સલ્તનત સ્થપાઈ ત્યારથી ઉત્તર ભારતના રાજકીય ઇતિહાસમાં નવા કાલનાં કંઈક પગરણ થયાં; પરંતુ ભારતના મોટા ભાગ પર મુસ્લિમ શાસન અને ઇસ્લામ સંસ્કૃતિની વ્યાપક અસર પ્રવર્તી હોય તો તે અલાઉદ્દીન ખલજીના વખતમાં અર્થાત્ ઈ.સ. ૧૩૦૦ના અરસામાં. આથી ઈ.સ. ૧૦૦૦ પછીની બે ત્રણ સદીઓ દરમ્યાન ભારતના રાજકીય તથા સાંસ્કૃતિક ઇતિહાસમાં જે મહત્ત્વની ઘટના બની તેની અહીં આછી રૂપરેખા જોઈએ. પશ્ચિમના ઇતિહાસનું અનુકરણ બાજુએ મૂકીએ અને ભારતના ઇતિહાસની તાત્ત્વિક દૃષ્ટિએ જોઈએ તો તેમાં પ્રાચીન કાલની ઉત્તર મર્યાદા લગભગ ઈ.સ. ૧૩૦૦ સુધી ગણાય ને મધ્યકાલનાં ખરાં પગરણ ત્યાંથી જ ગણાય. પ્રતીહાર-રાષ્ટ્રકૂટ કાલની જેમ આ કાલ દરમ્યાન પણ ભારતમાં કેટલાંક મહાન અને પ્રબળ રાજ્ય પ્રવર્ત્યાં, જેમણે પ્રજાના સાંસ્કૃતિક જીવનના વિકાસમાં પણ ગણનાપાત્ર ફાળો આપ્યો છે. અહીં આ ઇતિહાસની આછી રૂપરેખા જોઈએ.

## રાજકીય ઇતિહાસ

બગદાદના અરબોએ આઠમી સદીમાં સિંધ–મુલતાનમાં પોતાની હકૂમત સ્થાપી હતી તે સૈકાઓ સુધી તે પ્રદેશમાં મર્યાદિત રહી. નવમી સદીમાં અબ્બાસી ખલીફાતની સત્તા નબળી પડી. ખુરાસાનની સૂબાગીરી મળતાં સરદાર તાહીરે ખલીફાતના પૂર્વ ભાગમાં પોતાની સ્વતંત્ર હકૂમત જમાવી. એના વંશની સત્તા

સફ્ફારે પડાવી લીધી અને એણે કાબુલ, ઝાબુલ અને સિંધ જીતી લીધાં. તેના વંશની સત્તા સામાનના વંશજોના હાથમાં ગઈ. અબ્બાસી આધિપત્ય નામનું સ્વીકારીને સામાની શાસકો સ્વતંત્ર રીતે રાજ્ય કરતા. તેમની રાજધાની બુખારામાં હતી. બુખારા અને સમરકંદ ખલીફાતના પાયતખ્ત બગદાદની સરસાઈ કરતાં. દસમી સદીના છેલ્લા દસકામાં સામાની સત્તા તુર્કોએ પડાવી લીધી.

## ગઝનાનું યમીની રાજ્ય અને શાહી રાજ્ય પર એનું આક્રમણ

સામાની રાજ્યનો દક્ષિણ ભાગ યમીની[1] વંશના કબજામાં આવ્યો. આ તુર્ક વંશની ઉત્પત્તિ ઈરાની રાજવંશમાંથી તુર્કસ્તાનમાં થઈ મનાય છે. એ વંશનો સ્થાપક સબુક્તેગીન અલ્પતેગીનનો માનીતો સરદાર હતો. અલ્પતેગીને સામાની સત્તા સામે બળવો કરી ઝાબુલીસ્તાન (સિસ્તાન) કબજે કરી ત્યાં પોતાની હકૂમત સ્થાપી હતી ને પાયતખ્ત ગઝનામાં[2] રાખ્યું હતું (ઈ.સ. ૯૬૨). ઈ.સ. ૯૭૭માં એના વંશની સત્તા સબુકતેગીનને સાંપડી. એણે આસપાસના પ્રદેશો પર આક્રમણ કરી પોતાની હકૂમત ફેલાવવા માંડી. એમાં કાબુલ પ્રદેશના શાહી રાજા જયપાલના રાજ્ય સાથે ભારે સંઘર્ષ થયો. ભારતનાં પડોશી રાજ્યોમાં (જુઓ આકૃતિ ૫૫ માંનો નકશો) તોમર, ચાહમાન, ચંદેલ્લ વગેરે રાજ્યોએ ગજનવી આક્રમણનો સામનો કરવામાં જયપાલને મદદ [કરી, પરંતુ સબુક્તેગીને પેશાવર સુધીનો પ્રદેશ કબજે કર્યો. સબુકતેગીનના પુત્ર મહમૂદને સામાની રાજાએ ખુરાસાનની ફોજનો સરસેનાપતિ નીમ્યો.

## મહમૂદ ગઝનવીની ચડાઈઓ, પંજાબમાં ગઝનવી હકૂમત

મહમૂદ ગઝનાની ગાદીએ ઈ.સ. ૯૯૮માં બેઠો. એણે ખુરાસાનનો તમામ પ્રદેશ કબજે કર્યો. ઈ.સ. ૧૦૦૦માં તેણે ભારત પર ચડાઈ કરી પેશાવર પાસેના કેટલાક કિલ્લા કબજે કર્યા. બીજે વર્ષે તે મોટી ફોજ લઈ પેશાવર સુધી ચડી આવ્યો. જયપાલે મોટા સૈન્ય સાથે તેમનો સામનો કર્યો, પણ આખરે એ કેદ પકડાયો ને પેશાવર આસપાસનો પ્રદેશ મહમૂદે સર કર્યો. જયપાલના પુત્ર આનંદપાલે અઢી લાખ દીનાર અને પચીસ હાથી મોકલી સુલેહ કરી. પરંતુ જયપાલે પોતાના પરાભવથી હતાશ થઈ અગ્નિપ્રવેશ કરી આત્મવિલોપન કર્યું. એના પછી આનંદપાલ ગાદીએ આવ્યો.

---

૧. સબુક્તેગીનના પુત્ર મહમૂદને બગદાદના ખલીફા પાસેથી 'યમીન-ઉદ્-દૌલા' ઇલકાબ મળ્યો હતો, તે પરથી તેનો વંશ 'યમીની વંશ' તરીકે ઓળખાયો.

૨. હાલના અફઘાનિસ્તાનમાં આવેલ શહેર. ગઝનાના સુલતાન 'ગઝનવી' તરીકે ઓળખાયા.

ઈ.સ. ૧૦૦૪માં મહમૂદે પાછી ભારત પર ચડાઈ કરી મુલતાન નજીક આવેલ ભાટિયાનો કિલ્લો કબજે કર્યો ને ત્યાંથી અઢળક દોલત મેળવી. ઈ.સ. ૧૦૦૫-૬માં તેણે પેશાવર પાસે આનંદપાલને હરાવ્યો ને મૂલતાનના સુલતાનને હરાવી તેની પાસે ખંડણી લીધી. ઈ.સ. ૧૦૦૭માં જયપાલના પૌત્ર સુખપાલને પકડી તેની દોલત પડાવી લીધી. ઈ.સ. ૧૦૦૮માં મહમૂદે આનંદપાલ સામે આક્રમણ કર્યું. આનંદપાલે અનેક હિંદુ રાજાઓની મદદ મેળવી, પરંતુ આખરે એ પરાજય પામ્યો. આ લડાઈમાં મહમૂદને સોનું, રૂપું ને રત્નોની અઢળક દોલત હાથ લાગી ને સિંધુની પશ્ચિમે આવેલો તમામ પ્રદેશ તે ખાલસા કરી શક્યો. ઈ.સ. ૧૦૦૯માં અલવર પાસે આવેલ નારાયણપુર પર અને ૧૦૧૦માં મુલતાન પર ચડાઈ કરી. હવે આનંદપાલે તેને પ્રતિવર્ષ ખંડણી મોકલવાનું સ્વીકારી તેની સાથે કાયમી સુલેહ કરી લીધી. ઈ.સ. ૧૦૧૧માં મહમૂદે થાણેસર પર ચડાઈ કરી શહેરને લૂંટયું અને તે ત્યાંની મુખ્ય મૂર્તિ ગઝના લઈ ગયો. થાણેસર દિલ્હીના રાજ્યમાં આવેલું હતું ને દિલ્હીના રાજાએ અન્ય હિંદુ રાજાઓનું સંગઠન કરી થાણેસરમાં સબળ સામનો કરવા ધારેલું, પરંતુ સંગઠન સધાતાં ઘણો વિલંબ થયો. આનંદપાલનો સાથ ન મળતાં મહમૂદે દિલ્હી પર ચડાઈ કરવાનું માંડી વાળ્યું.

આનંદપાલના મૃત્યુ પછી તેનો પુત્ર ત્રિલોચનપાલ ગાદીએ આવ્યો. મહમૂદે ઈ.સ. ૧૦૧૩માં તેના પર આક્રમણ કર્યું અને શાહી રાજ્યનો પશ્ચિમ તથા મધ્ય ભાગ સર કર્યો. ઈ.સ. ૧૦૧૫માં તેણે કાશ્મીરની ખીણ પર નિષ્ફળ ચડાઈ કરી.

ઈ.સ. ૧૦૧૮માં તેણે જંગી ફોજ એકઠી કરી કનોજ તરફ કૂચ કરી. પૂર્વ પંજાબનો શાહી રાજા ત્રિલોચનપાલ માળવાના રાજ્યમાં ભાગી ગયો. મહમૂદે મથુરા કબજે કર્યું ને ત્યાંનાં ભવ્ય મંદિરોને ભસ્મીભૂત કરી તેમાંની કીમતી મૂર્તિઓ ભાંગી નાખી. ત્યાંથી તેણે કનોજ પર ચડાઈ કરી, ત્યાંનો પ્રતીહાર રાજા રાજ્યપાલ ગંગાની પેલી પાર ભાગી ગયો ને કનોજ સહેલાઈથી સર થયું. નજીકનાં બીજાં રાજ્ય પણ જીતી લીધાં. આ ચડાઈથી મહમૂદને અઢળક દ્રવ્ય, હજારો કેદીઓ અને સેંકડો હાથી મળ્યાં. આ સાધનસંપત્તિ વડે તેણે ગઝનામાં સુંદર જામી મસ્જિદ બંધાવી.

પ્રતીહાર રાજા રાજ્યપાલને કાયરતાભરી શરણાગતિ માટે મારી નાખનાર ચંદેલ્લ રાજા વિદ્યાધરને ખો ભુલાડવા મહમૂદે ઈ.સ. ૧૦૨૦-૨૧માં હિન્દુસ્તાન પર ફરી ચડાઈ કરી. શાહી રાજા ત્રિલોચનપાલે તેનો સામનો કરવા સબળ પ્રયાસ કર્યો, પણ તે પરાજય પામી માર્યો ગયો ને હવે સમગ્ર શાહી રાજ્ય મહમૂદના કબજામાં

આવ્યું. રાજા વિદ્યાધરે સામનો કરવા જંગી તૈયારી કરી, પણ શરૂઆતમાં પોતાના સૈન્યની હાર જોઈ તે પલાયન કરી ગયો. ઈ.સ. ૧૦૨૧–૨૨માં મહમૂદે ફરી ચડાઈ કરી. માર્ગમાં કચ્છપઘાત વંશના ગ્વાલિયરનો કિલ્લો સર કર્યો. પછી કાલંજરને ઘેરો ઘાલ્યો. તેના સૈનિકોની વીરતાથી પ્રસન્ન થઈને વિદ્યાપતિએ તેની સાથે સુલેહ કરી.

ઈ.સ. ૧૦૨૪–૨૫માં મહમૂદે સૌરાષ્ટ્રમાં આવેલ સોમનાથ મંદિરનો નાશ કરવા ગુજરાત પર ચડાઈ કરી. સોલંકી રાજા ભીમદેવ અણહિલવાડથી અન્યત્ર ચાલ્યો ગયો. સુલતાન ત્યાંથી મોઢેરા થઈ સોમનાથ ગયો ને તેની ફોજે ત્યાંનાં વિખ્યાત મંદિરોનો નાશ કર્યો. ઈ.સ. ૧૦૨૭માં જાટ લોકોને વશ કરવા તેણે સિંધુદેશ પર ચડાઈ કરી. આમ હિંદુસ્તાન પર અનેક વાર ચડાઈ કરી મહમૂદ ગઝનવીએ કેટલાંક હિંદુ રાજ્યોને રંજાડયાં, કેટલાંય મંદિરોનો નાશ કર્યો, કેટલાંકને કેદ કરી ઇસ્લામ અંગીકાર કરવાની ફરજ પાડી ને અહીંની અઢળક સંપત્તિ લૂંટી લીધી. અફઘાનિસ્તાન અને પંજાબને પોતાના રાજ્યમાં ભેળવી લઈ તેણે મુસ્લિમ સત્તાના પ્રસારનો માર્ગ મોકળો કર્યો, શાહી રાજ્ય તેનો પ્રથમ ભોગ બન્યું. સુલતાન મહમૂદ ઈ.સ. ૧૦૩૦માં મરણ પામ્યો. કવિ ફિરદુસીએ એના ચરિત વિશે 'શાહનામા' લખ્યું અને અલબીરૂનીએ 'કિતાબે હિંદ' લખી.

### મહમૂદના વંશજો

મહમૂદ પછી તેનો મોટો પુત્ર મુહમ્મદ ગઝનાની ગાદીએ બેઠો, પણ વચેટ પુત્ર મસઊદે તેને કેદ કરી ગાદી કબજે કરી (ઈ.સ. ૧૦૩૧). મહમૂદે નીમેલો હાકેમ અરિયારુક પ્રજા પર જુલમ ગુજારતો, તેથી સુલતાન મસઊદે તેની જગ્યાએ અહમદ નિયાલતેગીનની નિમણૂક કરી. આ હાકેમે વારાસણી લૂંટી અઢળક દોલત મેળવી (ઈ.સ. ૧૦૩૪). પછી મસઊદે પોતાના પુત્ર મજદૂદને હાકેમ નીમ્યો (ઈ.સ. ૧૦૩૬). બીજે વર્ષે મસઊદે હાંસીનો કિલ્લો સર કર્યો.

મસઊદના પુત્ર સુલતાન મોદૂદના સમયમાં હાકેમ મજદૂદે સ્વતંત્ર રીતે વર્તવા માંડયું, તેને મારી નંખાવી મોદૂદે પંજાબ પર પોતાની હકૂમત સ્થાપી, પરંતુ તેને ગઝના દોડી જવું પડયું. દરમ્યાન દિલ્હીના તોમરવંશના રાજાની આગેવાની નીચે કેટલાક હિંદુ રાજાઓએ સંગઠિત થઈ પંજાબમાંની મુસ્લિમ સત્તા નાબૂદ કરવા પુરુષાર્થ કર્યો. પરમાર ભોજ, કલચુરિ કર્ણ અને ચાહમાન અણહિલ્લે તેમાં સક્રિય સાથ આપ્યો. હિંદુ સૈન્યે હાંસી, થાણેસર, નગરકોટ વગેરે કિલ્લા જીતી લીધા. લાહોર પર સાત મહિના ઘેરો ઘાલ્યો, પણ તે કબજે ન થયું.

મોદૂદનું ઈ.સ. ૧૦૪૯માં મરણ થયું ને ગાદીના વારસા માટે ઘણી ઊથલપાથલ થઈ. ઈ.સ. ૧૦૫૧માં સુલતાન અબ્દુર રશીદે નૂશ્તેગીનને હાકેમ નીમ્યો. તે હાકેમે નગરકોટ પાછું મેળવ્યું. ઈ.સ. ૧૦૫૨માં મસઊદનો પુત્ર ફર્રુખઝાદ સુલતાન થયો. ઈ.સ. ૧૦૫૯માં તેનો વારસો તેના ભાઈ ઇબ્રાહીમને મળ્યો.

ઇબ્રાહીમે હિંદુ રાજાઓ સામે અનેક ચડાઈઓ કરી. તેણે પોતાના પુત્ર મહમૂદને પંજાબનો હાકેમ નીમ્યો. મહમૂદે આગ્રા અને કનોજ જીત્યાં. ઉજ્જન લેવામાં તે નિષ્ફળ નીવડ્યો, પણ કાલંજરનો કિલ્લો સર કરી શક્યો. ઇબ્રાહીમ પછી તેનો પુત્ર મસઊદ ૩જો ગાદીએ આવ્યો (ઈ.સ. ૧૦૯૯). તેની ફોજે કનોજના રાજાને કેદ કર્યો, પરંતુ એ રાજાના પુત્રે મુસ્લિમોને હરાવી પિતાને છોડાવ્યો. લાહોર હવે લગભગ સ્વતંત્ર થઈ ગયું, મસઊદના મૃત્યુ પછી પાછી ઘણી ઊથલપાથલ થઈ. સુલતાન બહરામે પંજાબ પર પોતાની હકૂમત જમાવી, એના વખતમાં ઘોરના[1] શાસકોએ ગઝનામાં પોતાની સત્તા જમાવવા માંડી ને બહરામના મૃત્યુ (ઈ.સ. ૧૧૫૨) પછી તેના પુત્ર ખુશરો શાહને ગઝનામાંથી હાંકી કાઢી ઘુઝ્ઝો(તુર્કો)એ તે કબજે કર્યું, પરંતુ ગઝનવી રાજ્યનો મોટો ભાગ ઘોરી સુલતાનોના કબજામાં ગયો. ઘોરના સુલતાન ધિયાસુદ્દીને ઈ.સ. ૧૧૭૩માં ગઝના જીતી લીધું ને ત્યાં પોતાના ભાઈ શિહાબુદ્દીન મુહમ્મદને ત્યાંનો વહીવટ સોંપ્યો. હવે ત્યાં યમીની વંશની સત્તાનો અંત આવ્યો.

## શિહાબુદ્દીન મુહમ્મદ ઘોરીની ચડાઈઓ

ઘોરી લોકો ગઝના અને હેરાત વચ્ચેના પ્રદેશમાં વસતા હતા. તેઓ પ્રાયઃ પૂર્વ ઈરાની હતા. ધિયાસુદ્દીન મુહમ્મદ ઈ.સ. ૧૧૬૩માં ઘોરનો સુલતાન બન્યો ને તેણે તુર્કો પાસેથી ગઝના જીતી લઈ પોતાના ભાઈ શિહાબુદ્દીન મુહમ્મદને ત્યાંનો હાકેમ નીમ્યો. શિહાબુદ્દીન મુહમ્મદ મુઇઝ્ઝુદ્દીન મુહમ્મદ તરીકે પણ ઓળખાતો. તેણે મહમૂદ ગઝનવીની જેમ હિંદ પર અનેક ચડાઈઓ કરી.

એની શરૂઆતની ચડાઈઓ ખૈબરઘાટને બદલે ગોમલ ઘાટથી કરવામાં આવી, કેમ કે તે માર્ગ સલામત અને ટૂંકો હતો. આથી એનો પહેલો ભોગ મુલતાન બન્યું (ઈ.સ. ૧૧૭૫). આગળ જતાં સિંધના સુમરા રાજાને મુહમ્મદનું આધિપત્ય સ્વીકારવાની ફરજ પડી (ઈ.સ. ૧૧૮૨).

૧. ઘોર ગઝનાની પશ્ચિમે આવેલું એક નાનું રાજ્ય હતું. આ સમયે તે ગઝનાની સત્તા નીચે હતું.

પરંતુ જ્યારે મુહમ્મદ ઘોરીએ રણ ઓળંગી ગુજરાત પર ચડાઈ કરવા કૂચ કરી ત્યારે સોલંકી સેનાએ તેની ફોજને આબુની તળેટીએથી જ શિકસ્ત આપી પાછી ભગાડી. પછી તે ગોમલ ઘાટ છોડી ખૈબર ઘાટ તરફ વળ્યો. જમ્મુના રાજા ચક્રદેવનું આમંત્રણ મળતાં મુહમ્મદે હિંદ પર ચડાઈ કરી. ઈ.સ. ૧૧૭૮માં પેશાવર લીધું. ઈ.સ. ૧૧૮૧માં એ લાહોર પહોંચ્યો. ત્યાં ગઝનાના સુલતાન ખુશરો શાહે ગઝના ગુમાવી આશ્રય લીધો હતો; તેના પછી તેનો પુત્ર ખુશરો મલીક રાજ્ય કરતો હતો (ઈ.સ. ૧૧૬૦થી). ખુશરો મલીકે મુહમ્મદ ઘોરી સાથે સુલેહ કરી. ઈ.સ. ૧૧૮૪માં મુહમ્મદે લાહોર પર ફરી ચડાઈ કરી, પણ તે જિતાયું નહિ. ઈ.સ. ૧૧૮૫માં તેણે સિયાલકોટ કબજે કર્યું. બીજે વર્ષે લાહોર પર ત્રીજી ચડાઈ કરી. ખુશરો મલીક ગભરાઈને સુલેહ કરવા કિલ્લાની બહાર આવ્યો ત્યારે મુહમ્મદે તેને દગો દઈ પકડી લીધો ને લાહોર કબજે કર્યું. ત્યારથી ત્યાં યમીની વંશની સત્તાનો અંત આવ્યો (ઈ.સ. ૧૧૮૬). ખુશરો મલીક અને તેના પુત્ર બહરામને સુલતાન પાસે મોકલી મારી નાખવામાં આવ્યા. હવે પશ્ચિમ પંજાબ પર ઘોરી સલ્તનતની હકૂમત પ્રવર્તી.

થોડા વખતમાં મુહમ્મદ ઘોરીએ એ હકૂમતને આગળ વધારવા માટે હિંદુસ્તાન પર ચડાઈ કરી. પૂર્વ પંજાબમાં શાકંભરીના ચાહમાન રાજા પૃથ્વીરાજ ૩જાની સત્તા પ્રવર્તતી હતી. મુહમ્મદની ફોજે પતિયાળા પાસે આવેલ સરહિંદનો કિલ્લો કબજે કર્યો. આ સમાચાર સાંભળી પૃથ્વીરાજ મોટું લશ્કર લઈ તેની સામે લડવા ગયો. તરાંઈ (થાણેશ્વર પાસે)ના યુદ્ધ(ઈ.સ. ૧૧૯૦–૯૧)માં મુહમ્મદનો પરાજય થયો ને પૃથ્વીરાજે સરહિંદનો કિલ્લો પાછો મેળવ્યો. આ યુદ્ધમાં દિલ્હીના દંડનાયક ગોવિંદરાજે મહત્ત્વનો ભાગ ભજવેલો.

મુહમ્મદ ઘોરી ગઝનામાં જંગી ફોજ એકઠી કરી પોતાની હારનો બદલો લેવા હિંદુસ્તાન પર ફરી ચડી આવ્યો અને અજમેર દૂત મોકલી પૃથ્વીરાજને પડકાર કર્યો. પૃથ્વીરાજે પડકાર ઝીલી લઈ કૂચ કરી. તરાંઈના સમરાંગણમાં ફરી જંગી યુદ્ધ ખેલાયું (ઈ.સ. ૧૧૯૨). મુહમ્મદે મુત્સદ્દીગીરી અને લશ્કરી વ્યૂહની અનેક તરકીબો અજમાવી. ગોવિંદરાજ લડતાં મરાયો. લાખ જેટલા સૈનિક વીરગતિ પામ્યા. પૃથ્વીરાજ કેદ પકડાયો. આ લડાઈ ભારતના ઇતિહાસમાં એક મહત્ત્વનું સીમાચિહ્ન ગણાય છે. મુહમ્મદે અજમેર તરફ વિજયકૂચ કરીને ત્યાં પોતાની આણ વર્તાવી. પછી દિલ્હી જઈ ત્યાં પણ પોતાની આણ જમાવી. અજમેરમાં તથા દિલ્હીમાં સ્થાનિક રાજવંશની સત્તા ચાલુ રહેવા દીધી. માનીતા અમીર કુત્બુદ્દીન અયબેકને સૂબાગીરી સોંપી મુહમ્મદ ઘોરી ગઝના પાછો ફર્યો.

## કુત્બુદ્દીન અયબેકની ચડાઈઓ

કુત્બુદ્દીન અયબેકને હિંદુસ્તાનમાં વધારે પ્રદેશો જીતવાની પુરી છૂટ આપવામાં આવેલી. એનું મથક દિલ્હી પાસે આવેલ ઇન્દરપત(ઇન્દ્રપ્રસ્થ)માં હતું. ઈ.સ. ૧૧૯૩માં તેણે દિલ્હી સર કરી લીધું ને તેને પોતાનું વડું મથક બનાવ્યું. પૃથ્વીરાજના ભાઈ હરિરાજ અને દિલ્હીના પદભ્રષ્ટ રાજા તરફથી ઉપદ્રવ થયા કર્યો. અયબેક તે સામે મથી રહ્યો હતો, ત્યાં તેને ગઝના તેડાવવામાં આવ્યો.

એ વર્ષે મુહમ્મદ ઘોરી હિંદુસ્તાન પર ચડી આવ્યો. કનોજના રાજા જયચંદ્ર સાથે જંગી યુદ્ધ થયું. એમાં જયચંદ્ર મરાતાં કનોજની સેનાનો પરાજય થયો. પૃથ્વીરાજ અને જયચંદ્ર વચ્ચેના અણબનાવે મુહમ્મદ ઘોરીની ફતેહને યારી આપી. મુસ્લિમ સેનાએ વારાણસી સુધી વિજયકૂચ કરી ને ત્યાંનાં સંખ્યાબંધ મંદિરોનો નાશ કર્યો. આગળ જતાં જયચંદ્રના પુત્ર હરિશ્ચન્દ્રે કનોજ અને એની આસપાસનો પ્રદેશ પાછો મેળવ્યો.

અયબેકે અજમેરના રાજા હરિરાજને ઘેરી લીધો ને દિલ્હીના બચાવનો બંદોબસ્ત કર્યો. હરિરાજે અગ્નિપ્રવેશ કરી આત્મવિલોપન કર્યું ને અયબેકે અજમેર ખાલસા કર્યું (ઈ.સ. ૧૧૯૪-૯૫).

ઈ.સ. ૧૧૯૫માં મુહમ્મદ ઘોરીએ હિંદુસ્તાન પર ચડાઈ કરી. બયાના અને ગ્વાલિયરમાં એની હકૂમત જામી, બીજા વર્ષે અયબેકે ગુજરાત પર ચડાઈ કરી અણહિલવાડ લૂંટયું, પણ તે દિલ્હી પાછો ફર્યો કે તરત જ ત્યાં પછી સોલંકી રાજાની સત્તા પ્રવર્તી.

હવે બુંદેલખંડના ચંદેલ્લ રાજ્યનો વારો આવ્યો. અયબેકે તે રાજ્ય પર ચડાઈ કરી ને કાલિંજર, મહોબા અને ખજુરાહો કબજે કર્યાં.

## ઈખ્તિયારુદ્દીન મુહમ્મદ બખ્તયાર ખલજી

ઘોરી સલ્તનતની હકૂમત પૂર્વ ભારતમાં જમાવવામાં ઇખતિયારુદ્દીન મુહમ્મદ બખ્તયાર ખલજી નામે એક બહાદુર સરદારે મહત્ત્વનો ભાગ ભજવ્યો. તેણે બુદૌન (કનોજની ઉત્તરે) અને અવધ(અયોધ્યા)ના અમીરોના સૈનિક તરીકે પોતાની કારકિર્દી શરૂ કરી હતી. તેણે ઈ.સ. ૧૨૦૦ના અરસામાં મગધ પર હુમલા કરવા માંડયા. પછી તેણે ઓદન્તપુરી (બિહાર), નદિયા (બંગાળ) અને લખનૌતી (બંગાળ) સર કર્યાં, પરંતુ તિબેટ જીતવા જતાં તે સખત પરેશાની પામ્યો ને હતાશ થઈ દહાડા પૂરા કરવા લાગ્યો. એવામાં પોતાના એક સરદારે તેની હત્યા કરી (લગભગ ઈ.સ. ૧૨૦૬).

## કુત્બુદ્દીન અયબેકે કરેલી સ્વતંત્ર હકૂમતની સ્થાપના

ઘોરનો સુલતાન ઘિયાસુદ્દીન ઈ.સ. ૧૨૦૨માં મરણ પામ્યો ને મુઇઝઝુદ્દીન મુહમ્મદ ગાદીએ બેઠો. ઈ.સ. ૧૨૦૫માં તેની પડતી થઈ ને પંજાબમાં બળવો થયો. ઈ.સ. ૧૨૦૫-૬માં એ બળવો શમાવી લાહોર આવ્યો ને પાછા ફરતાં કોઈના ખૂની હુમલાનો ભોગ થઈ પડ્યો. એના વારસાદાર મહમૂદના વખતમાં ઘોરી સલ્તનતની સત્તાનો હ્રાસ થયો ને એના મૃત્યુ બાદ થોડા વખતમાં ઘોરી સત્તાનો અંત આવ્યો (ઈ.સ. ૧૨૧૫).

આ સંજોગોમાં મુહમ્મદ ઘોરીનું મૃત્યુ થતાં કુત્બુદ્દીન અયબેકે હિંદુસ્તાનમાં પોતાની સ્વતંત્ર હકૂમત જમાવી (ઈ.સ. ૧૨૦૬). ગઝનામાં ગમે તે ઊથલપાથલ થયા કરે તે તરફ ધ્યાન ન આપતાં તેણે લાહોરમાં રહી પોતાની અહીંની સત્તા દૃઢ રીતે ટકાવી રાખવાની તકેદારી રાખી. લખનૌતીના સરદારો સ્વતંત્ર થવા ગયા, તેમને તેણે વશ કર્યા એટલું જ. બાકી એ નવા પ્રદેશો જીતવાનો લોભ તજી દઈ, મળેલી સત્તા ટકાવી રાખવામાં પરાયણ રહ્યો. પોતાનું સ્વતંત્ર રાજ્ય હોય ને તેને પોતાની વિદેશનીતિ હોય તેવી સ્થિતિ એણે સર્જાવી. એવામાં એ ઈ.સ. ૧૨૧૦માં મરણ પામ્યો.

અયબેકે આમ હિંદુસ્તાનમાં પોતાની સ્વતંત્ર હકૂમત સ્થાપી અને ટકાવી. છતાં એણે સુલતાનની પદવી ધારણ કરી નહિ ને પોતાના નામના સિક્કા પડાવ્યા નહિ. આથી અહીં એની હકૂમતમાં કોઈ નોંધપાત્ર ફેરફાર વરતાયો નહિ. દિલ્હી પાસે આવેલ ઊંચો કુતુબમિનાર આ કુત્બુદ્દીનની યાદગીરી દર્શાવતો મનાય છે.

### અલ્તમશ

અયબેકનો ગાદીવારસો લાહોરમાં તેના પુત્ર આરામે લીધો, પણ દિલ્હીમાં અમીરોએ તેના જમાઈ અલ્તમશ માટે હિલચાલ કરી. એમાં આખરે આરામ મૃત્યુ પામ્યો ને અલ્તમશ ફત્તેહમંદ બન્યો. આસપાસના અનેક પ્રદેશ સ્વતંત્ર થવા લાગ્યા. અલ્તમશે પોતાની સ્થિતિ દૃઢ કરી એ પ્રદેશો પર હકૂમત જમાવવા માંડી. લખનૌતીના ખલજી અમીરને દિલ્હીના આધિપત્ય નીચે રાખવા તેણે વારંવાર કોશિશ કરી. ઈ.સ. ૧૨૨૬માં અલ્તમશે રણથંભોર લીધું અને જાલોરને નમાવ્યું. નાગદામાં ગુહિલોતોએ તેને હરાવ્યો. ગુજરાતમાં પણ તે ફાવ્યો નહિ. ચંદેલ્લ રાજ્યનું ગ્વાલિયર લીધું. ગંગા-યમુના પ્રદેશમાં પણ તેણે કામચલાઉ ફતેહ મેળવી. અલ્તમશે વંશગત સલ્તનત પ્રવર્તાવી. એ સલ્તનતને ખલીફાએય મંજૂર કરી (ઈ.સ. ૧૨૨૯). તેણે સુલતાનની સત્તાવાર પદવી ધારણ કરીને પોતાના નામના સિક્કા પડાવ્યા. અલ્તમશ ઈ.સ. ૧૨૩૬માં મૃત્યુ પામ્યો.

## અલ્તમશના નિર્બળ ઉત્તરાધિકારીઓ

વડા શાહજાદાનું ઈ.સ. ૧૨૨૯માં અકાળ અવસાન થતાં અલ્તમશે વડી શાહજાદી રઝિયાને ગાદીવારસ નીમી હતી, પરંતુ અલ્તમશનું મૃત્યુ થતાં શાહજાદા ફીરોઝે સલ્તનત હાથમાં લીધી, પણ એણે બધો દોર પોતાની માતાને સોંપી દીધો, જેના ગેરવહીવટે વ્યાપક અસંતોષ ફેલાવ્યો. પ્રજાએ તેની સામે બળવો કર્યો ને સરદારોએ રઝિયાને ગાદીનશીન કરી ફીરોઝની માતાને તથા ફીરોઝને કેદમાં પૂર્યાં. રઝિયા ઝનાના છોડી પુરુષનો પોષાક ધારણ કરતી અને દરબારનાં તેમ જ લડાઈનાં કામોમાં જાહેર ભાગ લેતી. એણે ભેદનીતિ અખત્યાર કરી વિરોધીઓને વશ કરવા માંડ્યા, પરંતુ એક એબિસિનિયન અમલદાર તરફના એના પ્રખર પક્ષપાતે તુર્ક મમલૂકોમાં ઈર્ષા જગાવી અને અમીરોએ એ આઝાદ ઓરત સામે બળવો કર્યો. રઝિયાને પદભ્રષ્ટ કરી અલ્તમશના ત્રીજા શાહજાદા બહરામને સુલતાન નીમ્યો (ઈ.સ. ૧૨૪૦).

બીજે વર્ષે મોંગલોએ લાહોર પર ચડાઈ કરી. જુલમી બહરામશાહને મારી નાખવામાં આવ્યો (ઈ.સ. ૧૨૪૨) ને ફીરોઝનો પુત્ર મસઊદ સુલતાન થયો. બલબન નામે અમીરે મોંગલ હુમલાને પાછો હઠાવ્યો. મસઊદના જુલમથી કંટાળી અમીરોએ એને કેદ કરી અલ્તમશના કનિષ્ઠ પુત્ર મહમૂદને સુલતાન બનાવ્યો. સલ્તનતના કરતાકારવતા તરીકે બલબન રહ્યો. એણે પોતાની દીકરી સુલતાનને પરણાવી, પોતે નાયબની પદવી ધારણ કરી ને પોતાનાં સગાંસંબંધીઓને મોટા હોદ્દા અપાવ્યા. તુર્કોની આ સરમુખત્યારી સામે અન્ય મુસ્લિમોમાં ભારે અસંતોષ વ્યાપ્યો ને તેમણે સુલતાનને પક્ષમાં લઈ તુર્કોની સત્તા પડાવી લીધી, પરંતુ બલબને તુર્ક સરદારોનું સંગઠન સાધી ગુમાવેલી સત્તા પાછી મેળવી ને અપુત્ર સુલતાન મરણ પામતાં સુલતાન તરીકે પોતે ગાદીએ બેઠો (ઈ,સ. ૧૨૬૫). અલ્તમશના વંશનો સદંતર અંત આવ્યો, પરંતુ બલબનની હકૂમતમાં લોકોને વંશપલટા જેવું ભાગ્યે જ લાગ્યું.

### બલબન

બલબનના સમય પહેલાં અનેક હિંદુ રાજાઓ અને મુસ્લિમ સૂબેદારો દિલ્હી સલ્તનતથી સ્વતંત્ર થઈ રહ્યા હતા. લખનૌતી તો અલ્તમશના સમયથી આઝાદ થવા મથતી હતી. ત્યાંના અમીરે બિહાર અને અવધ કબજે કર્યાં હતાં.

બલબને સુલતાનના અલૌકિક દરજ્જાની છાપ પાડી ને પોતાનો મોભો ઘણો ઊંચો રાખ્યો. પહેલાં તેણે પાયતખ્તની આસપાસનાં જંગલ સાફ કરાવ્યાં ને લૂંટારુઓને હાંકી કાઢી લશ્કરી થાણાં સ્થાપ્યાં. એણે તુર્કોનું વર્ચસ જમાવ્યું.

પશ્ચિમ સરહદે મોંગલો સામે સબળ સંરક્ષણાત્મક પગલાં લીધાં. મુલતાન અને ભટીંડામાં પોતાના શાહજાદાઓને હાકેમ નીમ્યા. લખનૌતીમાં તેણે પોતાનો હાકેમ નીમ્યો, પરંતુ તે પણ ત્યાં જઈ સ્વતંત્ર થઈ ગયો. બલબને ત્યાં જાતે ચડાઈ કરી તે પ્રદેશ સર કર્યો. તેની આ ફતેહે તેને ભારે પ્રતિષ્ઠા અપાવી. પછી થોડા વખતમાં વડો શાહજાદો મુહમ્મદ મોંગલો સાથેની અથડામણમાં માર્યો ગયો (ઈ.સ. ૧૨૮૬) ને બીજે વર્ષે સુલતાન બલબન મૃત્યુ પામ્યો. એણે દિલ્હી સલ્તનતને અલ્તમશની જેમ તાકાતવાળી બનાવી હતી.

**બલબનના વંશજો**

બલબનનું મરણ થતાં કોટવાલે તેના પૌત્ર કૈકોબાદને સુલતાન નીમ્યો. સત્તાનાં ખરાં સૂત્ર કોટવાલના સમર્થ જમાઈ નિઝામુદ્દીનના હાથમાં આવ્યાં. તેણે સુલતાનને ભોગવિલાસમાં મસ્ત રહેવા દીધો, પણ છેવટે સુલતાને તેને ઝેર દઈ મારી નખાવ્યો. સત્તાનો દોર બીજા અમીરોએ હાથમાં લીધો ને તેમણે બિન-તુર્ક સત્તાનું નિકંદન કાઢવા કૈકોબાદને પદભ્રષ્ટ કરી તેના ત્રણ વર્ષના શાહજાદા શમ્સુદ્દીનને ગાદીએ બેસાડયો (ઈ.સ. ૧૨૮૯). પરંતુ ફીરોઝ નામે ખલજી સરદારે સત્તા કબજે કરી ને ત્રણ મહિના પછી પોતાને સુલતાન તરીકે જાહેર કર્યો (ઈ.સ. ૧૨૯૦). ત્યારથી દિલ્હીમાં તદ્દન નવા વંશનો અમલ શરૂ ગયો.

**ગુલામ વંશ કે મમલૂક વંશ?**

કુત્બુદ્દીન અયબેકથી માંડીને શમ્સુદ્દીન સુધીના આ સુલતાનોને ભારતીય ઇતિહાસમાં એક વંશના ગણીને એ વંશને સામાન્યતઃ 'ગુલામ વંશ' તરીકે ઓળખવામાં આવે છે. ખરી રીતે એ સુલતાનો અયબેક, અલ્તમશ અને બલબનનાં ત્રણ જુદાંજુદાં કુલના હતા, પરંતુ એકંદરે એ ત્રણ કુલો વચ્ચે એક પ્રકારની એકસૂત્રતા રહેલી હતી ને એથી એ વ્યાવહારિક દૃષ્ટિએ એક વંશ જેવા ગણાય તો તે છેક અસ્થાને નથી. પરંતુ એ વંશને ગુલામ વંશ તરીકે ઓળખવો બરાબર નથી. અયબેક, અલ્તમશ અને બલબન ગુલામ અર્થાત્ જિંદગીભરના દાસ નહોતા, પણ મમલૂક અર્થાત્ કામચલાઉ માલકી નીચેના દાસ હતા. તેમાં અયબેક મમલૂક અવસ્થામાંથી મોડો મુક્ત થયો પરંતુ અલ્તમશ અને બલબન તો સત્તારૂઢ થતા પહેલાં મુક્ત થયેલા હતા. એમાંના કોઈએ મમલૂક અવસ્થામાં રાજપદવી ધારણ કરી નહોતી. વળી આ સહુ સુલતાનોમાં આ ત્રણ જ મમલૂક હતા; તેમના વંશજો ક્યારેય મમલૂક હતા નહિ. મિસરના મધ્યકાલીન ઈતિહાસમાં આવા સુલતાનોને 'મમલૂક' કહે છે. તેવી રીતે હિંદના આ સુલતાનોને પણ 'ગુલામ' કહેવા કરતાં 'મમલૂક' કહેવા ઘટે.

## ખલજી વંશની ચડતી અને મધ્યકાલનાં મંડાણ

જલાલુદ્દીન ફીરોઝ સુલતાન તરીકે તખ્તનશીન થયો ત્યારે ત્યાં નવા વંશનો અમલ સ્થપાયો. એના પૂર્વજો મૂળ તુર્કસ્તાનના હતા. પરંતુ લાંબા વખતથી તેઓ ત્યાંથી બહાર વસેલા હોઈ બિન-તુર્ક ગણાતા. તેઓ ગઝના પાસે આવેલ ખલ્જ નામે સ્થળે રહેતા, તે પરથી 'ખલજી' તરીકે ઓળખાતા. જલાલુદ્દીન ઘણો વયોવૃદ્ધ હતો પરંતુ તેનો ભત્રીજો અલાઉદ્દીન ઘણો પરાક્રમી અને મહત્ત્વાકાંક્ષી હતો. એણે દખ્ખણ પર ચઢાઈ કરી દેવગિરિ તથા એલિચપુરમાં પોતાની આણ પ્રવર્તાવી. આખરે એણે કાકાને મારી નખાવી ગાદી કબજે કરી (ઈ.સ. ૧૨૯૬). એના વખતમાં મોંગલોએ વારંવાર હુમલા કર્યા, પણ દર વખતે તેણે તેમને પાછા હઠાવ્યા. વળી, તેણે પૂર્વ ભારત, રાજસ્થાન, ગુજરાત અને દખ્ખણમાં પોતાનું શાસન પ્રવર્તાવ્યું અને છેક માયસોર સુધી પોતાની આણ ફેલાવી (આકૃતિ ૫૫). અલાઉદ્દીન ખલજીના અમલ દરમ્યાન (ઈ.સ. ૧૨૯૬–૧૩૧૬) ભારતના લગભગ સર્વ પ્રદેશમાં દિલ્હી સલ્તનતનો તથા ઇસ્લામ સંસ્કૃતિનો પ્રભાવ વરતાયો. ઈસ્વી ચૌદમી સદી બેસતાં ભારતના રાજકીય તથા સાંસ્કૃતિક ઇતિહાસમાં હવે ખરેખર પ્રાચીન કાલ પૂરો થયો ને મધ્યકાલનાં ખરાં મંડાણ થયાં.

ઈ.સ. ૧૦૦૦થી ૧૩૦૦ સુધીના આ લાંબા ગાળા દરમ્યાન ભારતના બીજા ભાગોમાં અનેક મોટાં–નાનાં રાજ્ય પ્રવર્તતાં, જેમાંનાં કેટલાંક મહાન અને ગણનાપાત્ર હતાં.

## ગંધારના શાહીઓ

ગંધારમાં નવમી સદીથી, હિંદુ શાહી વંશની સત્તા પ્રવર્તતી હતી. એની રાજધાની ઉદ્ભાંડ (ઉંડ જિ. રાવળપિંડી)માં હતી. દસમી સદીના અંતમાં ત્યાં જયપાલ નામે રાજા રાજ્ય કરતો હતો. એને ગંધારની પશ્ચિમે આવેલ ગઝનવી સલ્તનત સાથે ઘર્ષણ થયું. પેશાવરની પશ્ચિમનો પ્રદેશ ગઝનવી સુલતાને કબજે કર્યો. જયપાલના પુત્ર આનંદપાલે લાહોરનો કિલ્લો જીતી લીધો (ઈ.સ. ૯૯૯). મહમૂદ ગઝનવીએ શાહી રાજ્ય પર ચડાઈ કરી. પરાજયની નામોશીથી હતાશ થઈ જયપાલે અગ્નિપ્રવેશ કર્યો.

આનંદપાલના સમયમાં મહમૂદની ચડાઈઓ ચાલુ રહી મહમૂદે નગરકોટ જીતી લીધું અને સિંધુ નદીની પશ્ચિમનો તમામ પ્રદેશ સર કર્યો, જેમાં શાહી પાટનગર ઉદ્ભાંડનો પણ સમાવેશ થતો. આનંદપાલના ઉત્તરાધિકારી ત્રિલોચનપાલના સમયમાં મહમૂદે

શાહી રાજ્યના નવા પાટનગર નંદન પર ચડાઈ કરી. ત્રિલોચનપાલ અને તેના પુત્ર ભીમપાલે આ ચડાઈનો ઘણો સામનો કર્યો. પણ છેવટે તે હારી કાશ્મીર ભરાયા. નંદકોટ કબજે કરી મહમૂદે શાહી રાજ્યનો ઘણો પ્રદેશ સર કર્યો. આગળ જતાં પૂર્વ પંજાબનો પ્રદેશ પણ જીતી લીધો. ઈ.સ. ૧૦૨૦–૨૧ માં ત્રિલોચનપાલ યુદ્ધમાં માર્યો ગયો અને શાહી રાજ્યની રહી સહી સત્તા અસ્ત પામી.

## દિલ્હીના તોમરો

દિલ્હીમાં તોમર વંશની સત્તા પ્રવર્તતી. તોમર રાજ્યની અંદર આવેલ થાણેશ્વર પર મહમૂદ ગઝનવીએ ચડાઈ કરી તે કબજે લીધું (ઈ.સ. ૧૦૧૪). તોમર રાજ્ય પર પડોશના ચાહમાન રાજ્યની ભીંસ રહેતી. શાકંભરીના ચાહમાન રાજા વિગ્રહરાજ વીસલદેવે (ઈ.સ.૧૧૫૩–૬૩) તોમરો પાસેથી ઢિલ્લિકા(દિલ્હી) જીતી લીધું.

## શાકંભરી–અજમેરના ચાહમાનો

શાકંભરી(સાંભર)ના ચાહમાન (ચૌહાણ) રાજ્ય પર મહમૂદ ગઝનવીએ ચડાઈ કરી ત્યારે ત્યાં ગોવિંદરાજ બીજો રાજ્ય કરતો હતો. તેના ઉત્તરાધિકારી વાક્‌પતિરાજ બીજાએ ગુહિલ અંબાપ્રસાદને હરાવ્યો. તેનો ભાઈ વીર્યરામ પરમાર ભોજદેવ સાથે લડતાં મરાયો. વિગ્રહરાજ ત્રીજાએ સોલંકી રાજા કર્ણદેવ સામે પરમાર રાજા ઉદયાદિત્યને મદદ કરી. પૃથ્વીરાજ ૧ લાએ પુષ્કર પર ચડી આવેલા સાતસો સોલંકીઓને હણ્યા(ઈ.સ.૧૧૦૫). તેના પુત્ર અજયરાજે અજયમેરુ (અજમેર) વસાવ્યું. તેના પુત્ર અર્ણોરાજે મુસ્લિમ ચડાઈને પાછી હઠાવી પરંતુ એને સોલંકી નરેશ જયસિંહ અને કુમારપાલની પ્રબળ સત્તાને વશ થવું પડ્યું. જયસિંહ સિદ્ધરાજે તેને પોતાની કુંવરી કાંચનદેવી પરણાવી અને કુમારપાલે તેની કુંવરી જલ્હણાનું પાણિગ્રહણ કર્યું. તેના ભાઈ વિગ્રહરાજ ૪ થા ઉર્ફે વીસલદેવે (ઈ.સ. ૧૧૫૩–૬૨) ચાહમાન રાજ્યનો વિસ્તાર કર્યો. તેણે તોમર રાજ્યની દિલ્હી જીતી લીધી અને પંજાબના મુસ્લિમોનો મુકાબલો કર્યો. ઈ.સ. ૧૧૬૮ માં અર્ણોરાજ–કાંચનદેવીના પુત્ર સોમેશ્વરને શાકંભરીની ગાદી મળી. સિદ્ધરાજનો એ દૌહિત્ર ગુજરાતના અણહિલવાડમાં મોટો થયો હતો. એના પુત્ર પૃથ્વીરાજ તથા હરિરાજનો જન્મ તે દરમ્યાન થયો હતો. સોમેશ્વર પછી તેનો પુત્ર પૃથ્વીરાજ ૩ જો ગાદીએ આવ્યો (ઈ.સ. ૧૧૭૭).

પૃથ્વીરાજની સગીર વય દરમ્યાન તેની માતા કર્પૂરદેવીએ રાજ્ય સંભાળ્યું અને અજમેરની સમૃદ્ધિ વધારી. કનોજના ગાહડવાલ રાજા જયચંદ્રની કુંવરી સંયોગિતા પૃથ્વીરાજને પરણવા આતુર હતી; પરંતુ એ બે રાજકુલો વચ્ચે અણબનાવ હોવાથી સંયોગિતાના સ્વયંવરમાં પૃથ્વીરાજને આમંત્રણ આપવામાં આવ્યું નહિ. ઊલટું, એના

બાવલાને દ્વારપાલની જગ્યાએ મૂકવામાં આવ્યું. સંયોગિતાએ વરમાળ એ બાવલાને પહેરાવી અને પૃથ્વીરાજે તેનું અપહરણ કરી તેનું પ્રાણિગ્રહણ કર્યું. ઈ.સ. ૧૧૮૨માં પૃથ્વીરાજે જેજાકભુક્તિ પર ચડાઈ કરી ચંદેલ્લ નરેશ પરમર્દીનો પરાજય કર્યો. સોલંકી રાજા ભીમદેવ બીજા સાથે સંધિ થઈ. એવામાં શિહાબુદ્દીન મુહમ્મદ ઘોરીએ પશ્ચિમ પંજાબ સર કરી ચાહમાન રાજ્ય પર ચડાઈ કરી. પૃથ્વીરાજ મોટી સેના લઈ સામે લડવા ગયો. થાણેશ્વર પાસે આવેલા તરાંઈ નામે સ્થળે મુસ્લિમ ફોજ સાથે ભારે જંગ ખેલાયો (ઈ.સ. ૧૧૯૦-૯૧) અને એ ફોજનો ભારે પરાજય થયો, પરંતુ બીજે વર્ષે સુલતાને ફરી ચડાઈ કરી રાજપૂત સેનાનો પરાજય કર્યો. પૃથ્વીરાજ ચૌહાણને કેદ કર્યો; ને અજમેર લૂંટી ત્યાં મંદિરો તોડી મસ્જિદો બંધાવી. ચૌહાણોની પ્રબલ સત્તાનો હ્રાસ થયો ને ચોપાસ હાહાકાર વર્ત્યો. પૃથ્વીરાજના ભાઈ હરિરાજે મુસ્લિમ સત્તાનો સામનો કર્યો, પરંતુ ઈ.સ. ૧૧૯૩માં દિલ્હીમાં અને ઈ.સ. ૧૧૯૪માં અજમેરમાં મુસ્લિમ હકૂમત જામી.

## નાડોલ-જાલોરના ચાહમાનો

શાકંભરીના ચાહમાન રાજા વાક્પતિરાજના કનિષ્ઠ પુત્ર લક્ષ્મણે દસમી સદીમાં નડ્ડુલ(નાડોલ)માં અલગ રાજ્ય સ્થાપ્યું હતું. એના પૌત્ર અણહિલ્લે સોલંકી રાજા ભીમદેવ, પરમાર ભોજદેવ અને ચાહમાન વીર્યરામનો તેમ જ મુસ્લિમોનો સામનો કર્યો. એના પુત્રો તથા પૌત્રોએ સોલંકી રાજ્ય સામે ટક્કર ઝીલી પરંતુ સિદ્ધરાજ જયસિંહ અને કુમારપાલના સમયમાં નાડોલના રાજકુલમાં આંતરિક કલહ થયા. કલ્હણના સમય(ઈ.સ. ૧૧૬૩-૯૨)માં શિહાબુદ્દીન મુહમ્મદ ઘોરીએ નાડોલ લૂંટ્યું, પણ સોલંકીઓની મદદથી કલ્હણે અને એના ભાઈ કીર્તિપાલે મુસ્લિમ ફોજને પાછી હઠાવી (ઈ.સ. ૧૧૭૮).

કીર્તિપાલે પરમારો પાસેથી જાબાલિપુર (જાલોર) જીતી લીધું ને ત્યાં પોતાની અલગ શાખા સ્થાપી. ત્યાં એના વંશજોએ સોએક વર્ષ રાજ્ય કર્યું.

કલ્હાણના પુત્ર જયસિંહના સમયમાં કુત્બુદ્દીન અયબેકે નાડોલ પર ચડાઈ કરી (ઈ.સ. ૧૧૯૭) ને ત્યાંનું રાજકુલ બીજે ચાલ્યું ગયું.

જાલોરના રાજા ઉદયસિંહે (ઈ.સ. ૧૨૦૫-૪૯) નાડોલ, મંડોર, શ્રીમાલ, રતનપુર, સાંચોર વગેરે પ્રદેશો પર સત્તા જમાવી, પણ ઈ.સ. ૧૨૧૪ના અરસામાં અલ્તમશે જાલોરનો ગઢ લીધો. અલાઉદ્દીન ખલજીએ જાલોરના કાન્હડદેવ અને એના પુત્ર વીરમને મારી જાલોર અને સાંચોર કબજે કર્યાં.

નાડોલના રાજા કલ્હણના કનિષ્ઠ ભાઈ વિજયસિંહે બારમી સદીમાં સત્યપુર-(સાંચોર, જિ. જોધપુર)માં અલગ સત્તા સ્થાપી. એના વંશજો જાલોરના સામંત હતા.

જાલોરના રાજા સમરસિંહના પુત્ર માનવ્યસિંહના પૌત્ર દેવરાજે ચાહમાનોની દેવડા શાખા સ્થાપી. તેના પુત્ર લૂણિગે આબુ પ્રદેશ જીતી લીધો (લગભગ ઈ.સ. ૧૩૦૦).

## રણથંભોરના ચાહમાનો

અજમેરના ચાહમાન રાજ્યનો હ્રાસ થયો ત્યારે તે કુલના ગોવિંદરાજે રણસ્તંભપુર(રણથંભોર, જિ. જયપુર)માં અલગ રાજ્ય સ્થાપ્યું. આ રાજ્યે દિલ્હીની સલ્તનતની આણ સ્વીકારી. અલ્તમશે ઈ.સ. ૧૨૨૬માં રણથંભોર પર ચડાઈ કરી તે જીતી લીધું. વાગ્ભટે રઝિયા બેગમના વખતમાં તે પાછું મેળવ્યું. બલબને બે વાર ચડાઈ કરી, પણ તે ફાવ્યો નહિ. સુલતાન નાસિરુદ્દીનની ફોજે જૈત્રસિંહને હરાવ્યો (ઈ.સ. ૧૨૫૯).

તેનો પુત્ર હમ્મીર (ઈ.સ. ૧૨૮૩–૧૩૦૧) ઘણો શૂરવીર હતો. એણે માળવા, મેવાડ, આબુ, વઢવાણ, પુષ્કર અને શાકંભરી પર વિજયકૂચ કરી. ઈ.સ. ૧૨૯૦માં જલાલુદ્દીન ખલજીએ રણથંભોર પર ચડાઈ કરી, પણ તેમાં તે નિષ્ફળ ગયો. અલાઉદ્દીન ખલજીના સરદાર ઉલુગખાને હમ્મીરને નમાવવા ઘણી કોશિશ કરી. છેવટે અલાઉદ્દીને જાતે ચડાઈ કરી. હમ્મીર યુદ્ધમાં વીરગતિ ગામ્યો અને રણથંભોર પર મુસ્લિમ હકૂમત જામી (ઈ. સ. ૧૩૦૧).

## માળવાના પરમાર

ભોજદેવના સમય(ઈ.સ. ૧૦૦૦–૫૫)માં માળવાના પરમાર રાજ્યનો અભ્યુદય થયો. કોંકણના શિલાહારો, લાટના ચાલુક્યો અને શાકંભરીના ચાહમાનો પર સત્તા જમાવી ભોજદેવે ગુજરાતના સોલંકી રાજ્ય સાથે વિગ્રહ કર્યો તેમ જ પંજાબની ગઝનવી સત્તા સામે ટક્કર ઝીલી. એ પોતે વિદ્વાન હતો અને વિદ્વાનોને આશ્રય આપતો. એની વૃદ્ધાવસ્થામાં કલચુરિ રાજા કર્ણદેવે તથા સોલંકી રાજા ભીમદેવે ધારાનગરીને ઘેરી લૂંટી લીધી. ભોજદેવનું મૃત્યુ થયું ને માળવા શત્રુઓના હાથમાં ગયું.

ચાલુક્ય રાજપુત્ર વિક્રમાદિત્યની મદદથી ભોજના પુત્ર જયસિંહે ધારાની ગાદી મેળવી અને એની સાથે ગાઢ મૈત્રી સાધી. આથી આશંકિત થયેલા ચાલુક્ય રાજા સોમેશ્વર ૨ જાએ સોલંકી રાજા કર્ણદેવની મદદથી માળવા પર આક્રમણ કર્યું.

જયસિંહ યુદ્ધમાં મરાયો. તેના કાકા ઉદયાદિત્યે ચાહમાનોની મદદથી માળવાની ગાદી મેળવી. એનો પુત્ર જગદેવ ઘણો પરાક્રમી હતો. એના ભાઈ નરવર્માના સમયમાં માળવા પર ચંદેલ્લ, ચાહમાન અને સોલંકી રાજાઓનાં આક્રમણ થયાં, સોલંકી રાજા સિદ્ધરાજ જયસિંહે એને લાંબા વિગ્રહને અંતે પરાજિત કર્યો. એના પુત્ર યશોવર્માને કેદ કરી તેણે 'અવન્તિનાથ'નું બિરુદ ધારણ કર્યું. પછી સોલંકી રાજા કુમારપાલે બલ્લાલ પાસેથી ભીલસા સુધીનો પ્રદેશ કબજે કર્યો. સોલંકી રાજા બાલ મૂલરાજના સમયમાં પરમાર વિંધ્યવર્માએ માળવા પાછું મેળવ્યું.

ઈ.સ. ૧૨૦૦ના અરસામાં એના પુત્ર સુભટવર્માએ ગુજરાત પર આક્રમણ કર્યું, પણ છેવટે લવણપ્રસાદે એને પાછો હઠાવ્યો. પરમાર રાજા અર્જુનવર્મા સાહિત્ય અને કલાનો શોખીન હતો. દેવપાલના સમયમાં પરમાર રાજ્ય ભરૂચથી ભીલસા સુધી વિસ્તૃત હતું. લાટના સામંત શંખ પાસેથી ગુજરાતના વીરધવલે ભરૂચ લઈ લીધું. અલ્તમશે ભીલસા અને ઉજ્જન પર હુમલો કર્યો (ઈ.સ. ૧૨૩૩). દેવપાલના વંશજો યાદવો, સોલંકીઓ અને ચાહમાનોનાં આક્રમણોનો સામનો કરતા રહ્યા. છેવટે ઈ.સ. ૧૩૦૫ માં અલાઉદ્દીન ખલજીની ફોજે મહલકદેવને મારી માળવા સર કર્યું ને ત્યાંના પરમાર રાજ્યનો અંત આવ્યો.

ચંદ્રાવતી (આબુ), વાગડ (વાંસવાડા), જાલોર અને ભીનમાલમાં આ દરમ્યાન પરમારોના નાના રાજવંશ સ્થપાયા હતા. તેમાંથી વાગડનું રાજ્ય મેવાડના ગુહિલોએ જીતી લીધું, જ્યારે બાકીનાં રાજ્યો પર ચાહમાનોની સત્તા પ્રવર્તી.

## ગુજરાતના સોલંકીઓ

ચૌલુક્ય (સોલંકી) કુલના મૂળરાજે અણહિલવાડમાં ઈ.સ. ૯૪૨માં પોતાની રાજસત્તા સ્થાપી હતી અને સત્યપુર (સાંચોર) પ્રદેશ પર પણ સત્તા પ્રવર્તાવી હતી તેમ જ સૌરાષ્ટ્ર અને કચ્છ પર પોતાની આણ પ્રસારી હતી. મૂલરાજના પુત્ર ચામુંડરાજે ઈ.સ. ૯૯૭થી ૧૦૧૦ સુધી રાજ્ય કર્યું. એને માળવાના રાજા સિન્ધુરાજ સાથે ઘર્ષણ થયું. ચામુંડરાજનો પુત્ર દુર્લભરાજ (ઈ.સ. ૧૦૧૦–૨૨) નડ્ડુલની ચાહમાન રાજકન્યાને પરણ્યો. ભીમદેવ ૧લા (ઈ.સ. ૧૦૨૨–૬૪)ના સમયમાં મહમૂદ ગઝનવીએ અણહિલવાડ, મોઢેરા અને સોમનાથ પર ચડાઈ કરી ત્યારે ભીમદેવ અણહિલવાડમાંથી પલાયન થઈ ગયો હતો ને મહમૂદે સોમનાથના શિવલિંગનો તથા મંદિરનો નાશ કર્યો (ઈ.સ. ૧૦૨૬). પછી ભીમદેવ પાટણ પાછો ફર્યો અને સોમનાથનું પથ્થરનું મંદિર બંધાવ્યું. ભીમદેવે ચંદ્રાવતી(આબુ)-

ના પરમાર રાજા ધન્ધુકને વશ કર્યો. વિમલ મંત્રીએ આબુ પર્વત પર આદિનાથનું સુંદર મંદિર બંધાવ્યું (ઈ.સ. ૧૦૩૨). માલવરાજ ભોજદેવની વૃદ્ધાવસ્થામાં ચેદિરાજ કર્ણ તથા ભીમદેવ સોલંકીએ ધારાનગરી લૂંટી. ભીમદેવને બકુલા નામે ગુણિકાથી ક્ષેમરાજ નામે પુત્ર થયો હતો. તે એનો જ્યેષ્ઠ પુત્ર હતો, પરંતુ રાજગાદીનો વારસો રાણી ઉદયમતીના પુત્ર કર્ણને મળ્યો (ઈ.સ. ૧૦૬૪).

કર્ણદેવ પરમાર રાજા ઉદયાદિત્ય સાથેના વિગ્રહમાં પરાજિત થયો, પરંતુ તેણે નડ્ડુલના ચાહમાન રાજાને વશ કર્યો. લાટ જીતી લઈ છેક નવસારી સુધીનો પ્રદેશ સર કર્યો અને 'ત્રૈલોકયમલ્લ' બિરુદ ધારણ કર્યું. તેણે ગોવાના કદંબવંશી રાજા જયકેશીની પુત્રી મીનલદેવી સાથે લગ્ન કર્યું. આશાપલ્લીના આશા ભીલને હરાવી ત્યાં કર્ણાવતી નગરી વસાવી.[1]

કર્ણદેવ પછી એનો પુત્ર જયસિંહ નાની ઉંમરે ગાદીએ આવ્યો (ઈ.સ.૧૦૯૪). એ સોલંકી વંશનો સહુથી પ્રતાપી રાજા નીવડયો. પોતાની ઉજ્જવલ કારકિર્દી દરમ્યાન તેણે ત્રિભુવનગંડ, સિદ્ધચક્રવર્તી, બર્બરક-જિષ્ણુ અને અવંતીનાથ જેવાં બિરુદ ધારણ કર્યાં. 'સિદ્ધરાજ' તરીકે વિખ્યાત બનેલો એ રાજવી ગુજરાતના લોકસાહિત્યનો લોકપ્રિય નાયક બન્યો. તેણે સોરઠ પર ચડાઈ કરી રા' ખેંગારને હરાવ્યો અને વિ.સં. ૧૧૭૦(ઈ.સ. ૧૧૧૪)માં સોરઠમાં 'સિંહ સંવત' શરૂ થયો. રાજમાતા મીનલદેવીએ સોમનાથના તીર્થમાં લેવાતો યાત્રાળુવેરો કાઢી નખાવ્યો. દરમ્યાન માળવાના રાજા નરવર્માએ ગુજરાત પર ઉપદ્રવ કર્યો. આથી જયસિંહદેવે કરી માળવા પર ચડાઈ કરી અને પરમાર નરેશ યશોવર્માને કેદ કર્યો (ઈ.સ. ૧૧૩૬). આ વિજયે તેને ભારે યશ અપાવ્યો અને માળવા, મેવાડ, ડુંગરપુર અને વાંસાવાડાના પ્રદેશો પર સોલંકી રાજ્યની સત્તા પ્રસરી. વળી અજબ સિદ્ધિ ધરાવતા બર્બરકને જીતી લીધો. સિદ્ધરાજે શાકંભરીના ચાહમાન રાજા અર્ણોરાજને વશ કર્યો ને તેને પોતાની કુંવરી કાંચનદેવી પરણાવી. કાંચનદેવીના પુત્ર સોમેશ્વરને અપુત્ર સિદ્ધરાજે અણહિલવાડમાં રાખી મોટો કર્યો. કલ્યાણીના ચાલુક્ય રાજા પરમર્દીને પરાજિત કર્યો. મહોલકના ચંદેલ્લ રાજા મદનવર્મા સાથે મૈત્રી કરી.

સિદ્ધરાજ જયસિંહ પરમ માહેશ્વર (શૈવ) હતો. એણે અણહિલવાડના જૂના સરોવરનો જીર્ણોદ્ધાર કરી એના કાંઠા પર સહસ્રલિંગની પ્રતિષ્ઠા કરી શ્રીસ્થલમાં સરસ્વતીને તીરે બંધાયેલા રુદ્રમહાલયને પૂર્ણ સ્વરૂપ આપ્યું અને રાજ્યમાં અનેક કિલ્લા તથા જલાશય બંધાવ્યાં. આચાર્ય હેમચંદ્ર, શ્રીપાલ, વાગ્ભટ વગેરે

૧. આગળ જતાં અહમદશાહે એની પાસે અમદાવાદ વસાવ્યું.

વિદ્વાનોની સાહિત્યપ્રવૃત્તિને પ્રોત્સાહન આપી તેમ જ પાઠશાળાઓ સ્થાપી સાહિત્ય અને શિક્ષણના ક્ષેત્રમાં ગુજરાતને ગૌરવ અપાવ્યું. એના સમયમાં દિગંબર કુમુદચંદ્ર અને શ્વેતાંબર દેવસૂરિ વચ્ચે વાદવિવાદ થયો ને એમાં શ્વેતાંબરોનો વિજય થયો. સિદ્ધરાજ જયસિંહના લાંબા યશસ્વી રાજ્યકાલ (ઈ.સ. ૧૦૯૪–૧૧૪૨) દરમ્યાન સોલંકી રાજ્ય એક વિશાળ અને પ્રબળ સામ્રાજ્યમાં વિકસ્યું અને પશ્ચિમ ભારતમાં સાંસ્કૃતિક ક્ષેત્રે ગુજરાતે ગૌરવભર્યું સ્થાન પ્રાપ્ત કર્યું.

અપુત્ર જયસિંહદેવના મૃત્યુ પછી ગાદીનો વારસો ભીમદેવ–બકુલાદેવીના પુત્ર ક્ષેમરાજના પ્રપૌત્ર કુમારપાલને સાંપડ્યો. એણે સેનાપતિ કાન્હડદેવ વગેરે પ્રતિસ્પર્ધીઓને વશ કર્યા. શાકંભરીના ચાહમાન અર્ણોરાજે માળવાના બલ્લાલની મદદ લઈ ગુજરાત પર હુમલો કર્યો. એમાં અર્ણોરાજે હારી જતાં પોતાની પુત્રી કુમારપાલને પરણાવી. કુમારપાલે ચંદ્રાવતીના પરમાર વિક્રમસિંહને પદભ્રષ્ટ કરી એના ભત્રીજા યશોધવલને ગાદી આપી. યશોધવલ આદિ સામંતોએ બલ્લાલને માર્યો અને ભીલસા સુધીના માલવદેશને સોલંકી રાજ્યમાં ભેળવી દેવામાં આવ્યો. ઉત્તર કોંકણના શિલાહાર રાજા મલ્લિકાર્જુન પર આક્રમણ કરી કુમારપાલની સેનાએ એને લડાઈમાં મારી નાખ્યો. શાકંભરીના ચાહમાન રાજા વીસલદેવે કુમારપાલનું આધિપત્ય ફગાવી દીધું અને નડ્ડુલ તથા જાલોર પર હુમલો કર્યો. સિદ્ધરાજનો દૌહિત્ર સોમેશ્વર શાકંભરીની ગાદીએ આવતાં, ચાહમાનો અને ચાલુક્યો વચ્ચેનો સંબંધ પાછો સારો થયો. આમ જયસિંહની જેમ કુમારપાલે પણ ઘણાં પરાક્રમ કરી સોલંકી રાજ્યની સત્તાનો અભ્યુદય કર્યો.

કુમારપાલ જૈન ધર્મનો અનુરાગી હતો. એણે પોતાના સમસ્ત રાજ્યમાં મારિ(હિંસા)નો નિષેધ ફરમાવ્યો અને અપુત્રિકા અર્થાત્ અપુત્ર વિધવાનું દ્રવ્ય જપ્ત કરી લેવાનો જુલમી રિવાજ બંધ કર્યો. કુમારપાલ પર હેમચંદ્રાચાર્યની પ્રબળ અસર હતી. પાશુપત મહંત ભાવ બૃહસ્પતિની પ્રેરણાથી તેણે સોમનાથના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો, નગર–આનંદપુર(વડનગર)નો દુર્ગ બંધાવ્યો. હેમચંદ્રાચાર્ય તેમજ તેમના શિષ્યોની સાહિત્યપ્રવૃત્તિને પ્રોત્સાહન આપ્યું અને સામ્રાજ્યમાં અનેક સ્થળોએ દેરાસર બંધાવ્યાં. કુમારપાલે સોલંકી સામ્રાજ્યની રાજકીય તેમ જ સાંસ્કૃતિક જાહોજલાલીમાં કીમતી ફાળો આપ્યો. ત્રીસ વર્ષ રાજ્ય ભોગવી એ ઈ.સ. ૧૧૭૨માં મૃત્યુ પામ્યો.

કુમારપાલના ઉત્તરાધિકારી અજયપાલે માળવા પરની સત્તા જારી રાખી અને શાકંભરીના રાજા પાસેથી કર લીધો. મેવાડના ગુહિલ રાજા સામંતસિંહ સાથેના વિગ્રહમાં ચંદ્રાવતીના પરમાર રાજા પ્રહ્લાદને અજયપાલનું રક્ષણ કર્યું.

અજયપાલના પુત્ર બાલ મૂલરાજના સમય દરમ્યાન મુઇઝુદ્દીન મુહમ્મદ ઘોરીએ ગુજરાત પર ચડાઈ કરી ત્યારે સોલંકી સેનાએ એને આબુ પાસેથી જ પાછો હઠાવ્યો.

મૂલરાજ પછી એનો નાનો ભાઈ બીજો ભીમદેવ ગાદીએ આવ્યો (ઈ.સ. ૧૧૭૮). એ નાની ઉંમરનો હોઈ એના સમયમાં મંત્રીઓ અને માંડલિકોની સત્તા વધી પડી. વાઘેલા સોલંકી કુલના માંડલિક લવણપ્રસાદે સોલંકી રાજ્યના સર્વેશ્વર બની વફાદારીથી તેનું સંરક્ષણ કર્યું. તેના પુત્ર વીરધવલે ધોળકાના રાણક(રાણા) તરીકે તેની આસપાસના પ્રદેશમાં પોતાની સત્તા પ્રવર્તાવી. માળવામાં પરમાર વિંધ્યવર્માએ ધારાનગરીને ચૌલુક્ય શાસનથી મુક્ત કરી. દેવગિરિના યાદવ રાજા ભિલ્લમે ગુજરાત તથા માળવાના રાજાઓને હરાવ્યા, પરંતુ નડ્ડુલના ચાહમાન રાજા કલ્હણે તેને પાછો હઠાવ્યો. શાકંભરીના ચાહમાન રાજા પૃથ્વીરાજે ભીમદેવની સેનાને હરાવી. પંજાબના હાકેમ કુત્બુદ્દીન અયબેકે ગુજરાત પર ચડાઈ કરી અને અણહિલવાડ લૂંટ્યું. માળવાના રાજા સુભટવર્માએ ગુજરાત પર હુમલો કર્યો. જયન્તસિંહ નામે સોલંકીએ ભીમદેવને પદભ્રષ્ટ કરી રાજપદ કબજે કર્યું. માળવાના રાજા અર્જુનવર્માએ તેને પાવાગઢ પાસે હરાવ્યો. ઈ.સ. ૧૨૨૫ના અરસામાં ભીમદેવે પોતાની રાજસત્તા પાછી મેળવી.

ધોળકાના રાણા વીરધવલે અણહિલવાડના મંત્રી વસ્તુપાલ તથા તેજપાલને પોતાના મંત્રી તરીકે મેળવ્યા. આ મંત્રીઓએ તેના રાજ્યના અભ્યુદયમાં તેમ જ સમસ્ત ગુજરાતના રાજકીય તથા સાંસ્કૃતિક અભ્યુદયમાં ઘણો કીમતી ફાળો આપ્યો. વીરધવલે લાટ પર પોતાની સત્તા જમાવી અને દેવગિરિના યાદવો તથા જાલોર, ચંદ્રાવતી, મેવાડ અને નડ્ડુલ રાજાઓનાં આક્રમણોનો સફળ સામનો કર્યો. વળી અલ્તમશની ફોજને આબુથી પાછી હઠાવી ને પછી મુત્સદ્દીગીરીથી તેની મૈત્રી સાધી. વીરધવલ પછી તેનો પુત્ર વીસલદેવ ધોળકાનો રાણો થયો (ઈ.સ. ૧૨૩૮). મહામાત્ય વસ્તુપાલ ઈ.સ. ૧૨૪૦ સુધી જીવ્યો. તેણે અનેક વાર સંઘ કાઢયા અને શત્રુંજય તથા ગિરનારની યાત્રા કરી, ઠેકઠેકાણે જિનાલય બંધાવ્યાં; અણહિલવાડ, ખંભાત અને ભરૂચમાં જ્ઞાનભંડાર સ્થાપ્યા. એની દાનવીરતા અનેક કવિઓની ભારે પ્રશંસા પામી છે. એ પોતે વિદ્વાન અને સાહિત્યકાર હતો અને અનેક કવિઓને પ્રોત્સાહન આપતો. વસ્તુપાલ પછી તેનો ભાઈ તેજપાલ મહામાત્ય નિમાયો. તેણે આબુ–દેલવાડામાં નેમિનાથનું સુંદર મંદિર બંધાવેલું (ઈ.સ.૧૨૩૧).

ભીમદેવે સોમનાથના મંદિરમાં મેઘનાદ મંડપ કરાવ્યો. ઈ.સ. ૧૨૪૨માં ભીમદેવ પછી ત્રિભુવનપાલ ગાદીએ આવ્યો. તે મૂલરાજના વંશનો છેલ્લો રાજા છે. તેની પછી અણહિલવાડની ગાદી ધોળકાના રાણા વીસલદેવને મળી (ઈ.સ.૧૨૪૪).

વીસલદેવ વાઘેલ ગામના ચૌલુક્ય (સોલંકી) કુલનો હતો. તેણે માળવા પર ચડાઈ કરી ધારાનગરીનો ધ્વંસ કર્યો ને મેવાડ પણ જીતી લીધું. વીસલદેવ પછી એનો ભત્રીજો અર્જુનદેવ (ઈ.સ. ૧૨૬૨–૭૫) અને અર્જુનદેવ પછી એનો પુત્ર સારંગદેવ (ઈ.સ. ૧૨૭૫–૯૬) ગાદીએ આવ્યો. સારંગદેવે માળવા પર વિજય મેળવ્યો. એણે અગાઉ દેવગિરિના યાદવ રાજાને પણ હરાવેલો. સારંગદેવ પછી એનો ભત્રીજો કર્ણદેવ ગાદીએ આવ્યો (ઈ.સ. ૧૨૯૬). એના સમયમાં અલાઉદ્દીન ખલજીના સરદાર ઉલુગખાને ગુજરાત પર ચડાઈ કરી.[૧] કર્ણદેવ અણહિલવાડમાંથી ભાગી ગયો. મુસ્લિમ ફોજે અન્ય શહેરો લૂંટી સોમનાથના મંદિરનો નાશ કર્યો (ઈ.સ. ૧૨૯૯). ઉલુગખાનની ફોજ ચાલી જતાં કર્ણદેવ પાટનગરમાં પાછો ફર્યો. એ પછી વિ.સં. ૧૩૬૦(ઈ.સ. ૧૩૦૪)માં અલાઉદ્દીનની ફોજે બીજી વાર ચડાઈ કરી ગુજરાત જીતી લીધું ને ત્યાં અલપખાનને નાઝિમ નીમ્યો. કર્ણદેવ દેવગિરિના યાદવ રાજા રામચંદ્રના રાજ્યની સીમા પાસે આવેલ બાગલાણના કિલ્લામાં રહ્યો ને મલેક કાફૂરે દેવગિરિ પર ચડાઈ કરી ત્યારે તેને ત્યાંથીય ચાલ્યા જવું પડ્યું. અંતે તે રખડી–રઝળી રાંકની જેમ મૃત્યુ પામ્યો.[૨] આમ વિ. સં. ૯૯૮(ઈ.સ. ૯૪૨)માં સ્થપાયેલા સોલંકી રાજ્યની સત્તા વિ.સં. ૧૩૬૦(ઈ.સ. ૧૩૦૪)માં સદંતર અસ્ત પામી ને ગુજરાતમાં દિલ્હી સલ્તનતની હકૂમત જામી.

## ચેદિના કલચુરિઓ

ચેદિ દેશમાં ડાહલમંડલની ત્રિપુરી નગરીમાં[૩] કોક્કલના પુત્ર ગાંગેયદેવ વિક્રમાદિત્યના સમયમાં (ઈ.સ. ૧૦૧૦ના અરસામાં) કલચુરિ વંશની રાજસત્તાનો અભ્યુદય થયો. દખ્ખણના ચાલુક્ય રાજ્ય પર વિજય મેળવવામાં એ નિષ્ફળ ગયો, પરંતુ કોસલ અને ઉત્કલ જીતી લઈ એ 'ત્રિકલિંગાધિપતિ' બન્યો. એણે વારાણસી સર કરી પૂર્વમાં અંગ દેશ પર વિજય મેળવ્યો. એના પુત્ર કર્ણે પ્રયાગ જીતી લીધું, પશ્ચિમ બંગાળ પર સત્તા જમાવી અને પાલ નરેશ વિગ્રહપાલ ૩જાની તેમ જ વંગપતિ જટાવર્માની સાથે લગ્નસંબંધ બાંધ્યો. કલિંગ થઈને એણે ચોળ રાજ્યના

૧. આ ચડાઈમાં કર્ણદેવના સિતમનો ભોગ બનેલ મહામાત્ય માધવ નિમિત્ત બન્યો હોવાનું કહેવાય છે.

૨. કર્ણદેવની કુંવરી દેવળદેવી પકડાઈ ગઈ, તેને દિલ્હી મોકલી અને મોટી થતાં તેની શાહજાદા ખિજરખાન સાથે શાદી થઈ એમ મનાય છે, પરંતુ તેની વિગતો શંકાસ્પદ ગણાય છે.

૩. મધ્યપ્રદેશના જબલપુર પાસે આવેલ હાલનું તેવર ગામ.

કાંચી પ્રદેશ પર તેમ જ કુન્તલના ચાલુક્ય રાજ્ય પર આક્રમણ કર્યું. જેજાકભુક્તિના ચંદેલ્લ રાજા કીર્તિવર્માને હરાવ્યો. સોલંકી રાજા ભીમદેવનો સાથ લઈ પરમાર ભોજદેવના રાજ્ય પર આક્રમણ કર્યું.

કર્ણના પુત્ર યશઃકર્ણે ચંપારણ્ય (બિહાર) અને આંધ્ર પર ચડાઈ કરી. ગાહડવાલ નરેશ ચંદ્રદેવે પ્રયાગ અને વારાણસી પડાવી લીધાં. પરમાર રાજા લક્ષ્મદેવે ત્રિપુરી લૂંટી. યશઃકર્ણના પુત્ર ગયાકર્ણને ચંદેલ્લ રાજા મદનવર્માએ હરાવ્યો. ગયાકર્ણના પુત્ર જયસિંહે ગુજરાત અને કુન્તલના રાજા પર વિજય મેળવ્યો અને મુસ્લિમ હુમલાને પાછો હઠાવ્યો. ચંદેલ્લ રાજા ત્રૈલોક્યવર્માએ એની પાસેથી વાઘેલખંડ અને ડાહલખંડ જીતી લીધા.

અગિયારમી સદીમાં દક્ષિણ કોસલમાં કલચુરિઓની અલગ શાખા સ્થપાઈ હતી. ગાંગેયદેવના સામંત કમલરાજના પુત્ર રત્નરાજે રત્નપુર (મધ્યપ્રદેશના બિલાસપુર પાસે) વસાવ્યું, જે આગળ જતાં આ વંશનું પાટનગર બન્યું. એના પૌત્ર જાજલ્લદેવે ત્રિપુરીનું સામંતપદ તજી સ્વાતંત્ર્ય જમાવ્યું (ઈ.સ. ૧૧૧૪). પ્રતાપમલ્લના સમયમાં (લગભગ ઈ.સ. ૧૨૦૦માં) કલિંગના ગંગનરેશે રત્નપુરના રાજ્ય પર આક્રમણ કર્યું. તે પછી થોડા વખતમાં આ વંશ લુપ્ત થયો.

## જેજાકભુક્તિના ચંદેલ્લો

દસમી સદીની આખરે મહારાજ ધંગે ચંદેલ્લ વંશની મહત્તા સ્થાપી હતી. એના પૌત્ર વિદ્યાધરના સમયમાં મહમૂદ ગઝનવીએ કાલંજર પર ચડાઈ કરી, પણ એ જિતાયું નહિ. વિદ્યાધર પરમાર ભોજદેવ તથા કલચુરિ કોક્કલ સામે સફળતાથી લડ્યો. વિજયપાલે કલચુરિ ગાંગેયદેવને હાર આપી. કીર્તિવર્મા કલચુરિ કર્ણ વડે પરાભવ પામ્યો (ઈ.સ. ૧૦૭૩). એના પુત્ર સલ્લક્ષમણવર્માએ માલવ અને ચેદિના રાજાને પરાજિત કર્યા. મદનવર્માએ (ઈ.સ. ૧૧૨૯–૬૩) પરમાર રાજા યશોવર્મા પાસેથી ભીલસા જીતી લીધું, પરંતુ એ ગુજરાતના સિદ્ધરાજ જયસિંહે પડાવી લીધું. મદનવર્માના પૌત્ર પરમર્દીના સમયમાં પૃથ્વીરાજ ચૌહાણે જેજાકભુક્તિ પર વિજયકૂચ કરી. ઈ.સ. ૧૨૦૨માં કુત્બુદ્દીન અયબેકે કાલંજર જીતી લીધું, પરંતુ પરમર્દીના પુત્ર ત્રૈલોક્યવર્માએ એ પાછું મેળવ્યું. હમ્મીરવર્માના સમયમાં અલાઉદ્દીન ખલજીએ ચંદેલ્લ રાજ્યનો કેટલોક પ્રદેશ સર કર્યો (ઈ.સ. ૧૩૦૯). પછી થોડા વખતમાં આ રાજ્યનો લોપ થયો.

## મેવાડના ગુહિલો

ગુહિલ વંશમાં શક્તિકુમાર પછી એનો પુત્ર અંબાપ્રસાદ ગાદીએ આવ્યો. એ શાકંભરીના રાજા વાક્પતિ બીજા સાથે લડતાં મરાયો. બારમી સદીમાં ગુહિલોના

મુખ્ય વંશના રાજાઓ 'રાવળ' (રાજકુલ) કહેવાયા, જ્યારે સિસોદના ભાયાતો 'રાણા' કહેવાયા. સામંતસિંહના સમયમાં સોલંકી રાજા અજયપાલે મેવાડ પર ચડાઈ કરી. જૈત્રસિંહ(ઈ.સ. ૧૨૧૩–૫૨)ના સમયમાં ગુહિલ સત્તાનો અભ્યુદય થયો. સુલતાન અલ્તમશે મેવાડ પર હુમલો કરી પાટનગર નાગહ્રદ( નાગદા )નો નાશ કર્યો. જૈત્રસિંહે નાડોલ, ગુજરાત અને શાકંભરી સામે પરાક્રમ દાખવ્યું. સમરસિંહ(ઈ.સ. ૧૨૭૩–૧૩૦૧)ના સમયમાં ગુહિલોનું રાજ્ય ચિતોડથી આબુ સુધી વિસ્તૃત હતું. ઉલુગખાને ગુજરાત પર ચડાઈ કરી ત્યારે તેણે એને માર્ગ આપ્યો, છતાં એના પુત્ર રત્નસિંહના સમયમાં અલાઉદ્દીન ખલજીએ ચિતોડ પર ચડાઈ કરી ને ગઢ જીતી લીધો (ઈ.સ. ૧૩૦૩). રત્નસિંહના ભાણેજ માલદેવને ચિતોડ પાછું મળ્યું. એની સત્તા સિસોદિયા ગુહિલ હમ્મીરે પડાવી લીધી.

### ગ્વાલિયરના કચ્છપઘાતો

કનોજના પ્રતીહારો પાસેથી કચ્છપઘાત કુલના વજ્રદામાએ ગોપાદ્રિ (ગ્વાલિયર) પડાવી લીધું (લગભગ ઈ.સ. ૯૭૫). ઈ.સ. ૧૦૨૧ માં મહમૂદ ગઝનવીએ ગ્વાલિયરના રાજાને વશ કર્યો. રત્નપાલ(ઈ.સ. ૧૧૦૪)ના સમય પછી આ વંશની માહિતી મળતી નથી.

ઈ.સ. ૧૧૯૫–૯૬માં મુહમ્મદ ઘોરીએ ગ્વાલિયર કબજે કર્યું, ત્યારે ત્યાં પ્રતિહાર વંશના રાજાની સત્તા પ્રવર્તતી હતી. એના ઉત્તરાધિકારી વિગ્રહરાજે ગ્વાલિયર પાછું મેળવ્યું (ઈ.સ. ૧૨૧૦). અલ્તમશે ગ્વાલિયર જીતી લીધું (ઈ.સ. ૧૨૩૫), પણ એના મરણ બાદ નૃવર્માએ તેનો કબજો પાછો લીધો. ઈ.સ. ૧૨૫૮ માં વળી એ બલ્બને જીતી લીધું.

### બયાનાના યદુવંશીઓ

શ્રીપથ(બયાના, ભરતપુર પાસે, રાજસ્થાન)માં યદુવંશી રાજાઓ રાજ્ય કરતા. અગિયારમી સદીના પૂર્વાર્ધમાં ત્યાં જૈતપાલ અને વિજયપાલ નામે રાજા થયા. કુંવરપાલ(ઈ.સ. ૧૧૯૬) ના સમયમાં મુહમ્મદ ઘોરીએ બયાના પર હુમલો કર્યો. તેરમી સદીના અંતે ત્યાં ત્રિલોકપાલ નામે રાજા રાજ્ય કરતો હતો.

### કનોજના રાઠોડો અને ગાહડવાલો

મહમૂદ ગઝનવીની ચડાઈએ કનોજમાં પ્રતીહાર સત્તાનો અંત આણ્યો (ઈ.સ. ૧૦૧૯). અગિયારમી–બારમી સદીમાં ત્યાં રાષ્ટ્રકૂટ (રાઠોડ) કુલની રાજસત્તા પ્રવર્તી. એ વંશના રાજા ભુવનપાલના સમયમાં ચાલુક્ય સોમેશ્વર અને વીર રાજેન્દ્રે કનોજ પર ચડાઈ કરી. ગોપાલના સમયમાં ગઝનાના સુલતાન ઇબ્રાહીમના

શાહજાદા મહમૂદે કનોજ જીતી લીધું. મદનપાલે સુલતાન મસઊદ ત્રીજાનો હુમલો પાછો હઠાવ્યો (ઈ.સ. ૧૧૧૯). પછી આ વંશમાં બીજા પાંચેક રાજા થયા. પછી અયબેકે આ પ્રદેશ જીતી અલ્તમશને સોંપ્યો (ઈ.સ. ૧૨૦૨).

રાઠોડ રાજ્યની સત્તાનો હ્રાસ થતાં, ગાહડવાલ[૧] કુલના ચન્દ્રદેવે કનોજની ગાદીનો કબજો લીધો હતો (લગભગ ઈ.સ. ૧૦૮૮). ગઝનાના સુલતાનને ખંડણી ભરવા ગાહડવાલો 'તુરુષ્ક–દંડ' નામે કર લેતા. ચન્દ્રદેવે કલચુરિ યશઃકર્ણ પાસેથી પ્રયાગ–કાશી પ્રદેશ જીતી લીધો. મદનચન્દ્રના સમયમાં ગઝનવી મસઊદ ત્રીજાએ કનોજ પર ચડાઈ કરી. એના પુત્ર ગોવિંદચંદ્રે મુસ્લિમ ફોજને હરાવી તેમ જ ગૌડરાજ રામપાલના આક્રમણને હઠાવ્યું. ગોવિંદચંદ્ર(ઈ.સ. ૧૧૧૪–૫૪)નું રાજ્ય કનોજથી દિનાપુર (પટના પાસે) સુધી વિસ્તૃત હતું. એણે ચંદેલ્લ મદનવર્મા પાસેથી દશાર્ણ (પૂર્વ માળવા) જીતી લીધું.

એના પુત્ર જયચંદ્ર(ઈ.સ. ૧૧૭૦–૯૩)ની પુત્રી સંયોગિતાનું પૃથ્વીરાજ ચૌહાણે અપહરણ કર્યું. મુહમ્મદ ઘોરીએ ચૌહાણ રાજ્ય સર કર્યા બાદ ગાહડવાલ રાજ્ય પર ચડાઈ કરી (ઈ.સ. ૧૧૯૩). ત્યારે જે ખૂનખાર યુદ્ધ થયું તેમાં જયચંદ્ર મરાયો ને મુસ્લિમ ફોજે કનોજ તથા કાશી લૂંટી લીધાં. થોડાં વર્ષમાં અલ્તમશે કનોજમાં મુસ્લિમ સત્તા સ્થાપી.

### મિથિલાનો કર્ણાટક વંશ

તીરભુક્તિ (તિરહૂત)[૨] પર ગૌડ દેશના પાલ વંશની સત્તા પ્રવર્તતી. પાલ રાજ્યમાં અનેક કર્ણાટકી અધિકારી હતા. તેમાંના નાન્યદેવ નામે અધિકારીએ ઈ.સ. ૧૦૯૭ ના અરસામાં તિરહૂતમાં રાજસત્તા સ્થાપી. તેની રાજધાની સીમરામપુર બિહારની ઉત્તરે આવેલ નેપાલની સીમ પર હતી. નાન્યદેવના વંશજોએ ત્યાં લાંબા કાલ લગી રાજ્ય કર્યું. ઈ.સ. ૧૩૨૪ માં ગિયાસુદ્દીન તઘલકે તિરહૂત પર ચડાઈ કરી તે પ્રદેશ જીતી લીધો. રાજા હરસિંહે નેપાલમાં ભટગાંવમાં વસવાટ કર્યો.

### બંગાળનો પાલ વંશ

મહીપાલ ૧ લો (લગભગ ઈ.સ. ૯૮૮–૧૦૩૮) ગાદીએ આવ્યો ત્યારે પાલ રાજ્યની સત્તા માત્ર મગધ પર રહી હતી, પરંતુ એણે ઉત્તર અને પૂર્વ બંગાળનો પ્રદેશ પાછો મેળવ્યો. ઉત્તર બિહાર પણ તેની સત્તા નીચે આવ્યું. તેના સમયમાં રાજેન્દ્ર

૧. આગળ જતાં ગાહડવાલ રાઠોડ ગણાયા.

૨. બિહારમાં

ચોળે બંગાળ પર આક્રમણ કર્યું અને કલચુરિ ગાંગેયદેવે મહીપાલને હરાવી વારાણસી પ્રદેશ સર કર્યો. મહીપાલે વારાણસી, સારનાથ અને નાલંદામાં ધર્મસ્થાનક બંધાવ્યાં હતાં.

નયપાલના સમયમાં (ઈ.સ. ૧૦૩૮–૧૦૫૫) કલચુરિ કર્ણે મગધ પર આક્રમણ કર્યું, પણ નયપાલે તેના સૈન્યને પાછું હઠાવ્યું. ચાલુક્ય રાજા વિક્રમાદિત્ય ૬ ઠ્ઠાએ ગૌડ દેશ પર ચડાઈ કરી વિગ્રહપાલને હરાવ્યો.

રામપાલે (ઈ.સ. ૧૦૭૭–૧૧૨૦) પૂર્વ બંગાળ, કામરૂપ અને ઉત્કલના રાજાઓને વશ કર્યા. કવિ સંધ્યાકર નંદીએ 'રામચરિત'માં રામપાલનું ચરિત આલેખ્યું છે. એના વંશજોના સમયમાં પાલ રાજ્યની પડતી થઈ. પશ્ચિમ મગધ ગાહડવાલ ગોવિંદચંદ્રે લઈ લીધું. કામરૂપનો રાજ્યપાલ વૈદ્યદેવ સ્વતંત્ર થયો. ઉત્તર બંગાળ પર પૂર્વ બંગાળના સેન વંશની સત્તા જામી. આખરે પાલ સત્તા અસ્ત પામી (ઈ.સ. ૧૧૬૨).

## બંગાળનો સેન વંશ

સેન વંશના રાજાઓના પૂર્વજો મૂળ કર્ણાટકના વતની હતા. શરૂઆતમાં એ પાલ રાજ્યમાં અધિકાર ધરાવતા અને પશ્ચિમ બંગાળમાં વસતા. તેમાંના સામંતસેને ત્યાં પોતાની રાજસત્તા સ્થાપી (લગભગ ઈ.સ. ૧૦૫૦). એનો પૌત્ર વિજયસેન (ઈ.સ. ૧૦૯૫–૧૧૫૮) એ સેન વંશનો પ્રતાપી રાજા છે. પાલ સત્તાની પડતી થતાં તેણે મદનપાલ પાસેથી ઉત્તર બંગાલ પડાવી લીધું. ગૌડ, બંગ અને રાઢા પર તેની સત્તા પ્રવર્તી. કૌશાંબી અને મિથિલાના રાજાને તેણે વશ કર્યા. કામરૂપ અને કલિંગના રાજાનો પરાજય કર્યો. વલ્લાલસેને (૧૧૫૮–૭૮) ગૌડેશ્વર ગોવિંદપાલની સત્તાનું ઉન્મૂલન કર્યું અને 'નિઃશંક શંકર'નું બિરુદ ધારણ કર્યું. એ મહાન વિદ્વાન હતો.

એના પછી એનો પુત્ર લક્ષ્મણસેન (ઈ.સ. ૧૧૭૮–લગભગ ૧૨૦૫) ગાદીએ આવ્યો. એણે કાશીના રાજા જયચંદ્રને હરાવી ગાહડવાલ સત્તાના ઘસારાને રોકી રાખ્યો. કામરૂપ અને કલિંગના રાજાને હરાવ્યા. પુરી, કાશી અને પ્રયાગમાં વિજયસ્તંભ સ્થાપ્યા. એવામાં બખ્તયાર ખલજીએ ઉદ્દંડપુર(બિહાર)નો દુર્ગ જીતી બિહારના શ્રમણોની કતલ કરી ને થોડા મહિનામાં લક્ષ્મણસેનના પાટનગર વિજયપુર (નદિયા) પર ચડાઈ કરી ત્યાંથી અઢળક દોલત લૂંટી (લગભગ ઈ.સ. ૧૨૦૦). વૃદ્ધ લક્ષ્મણસેન વિક્રમપુર (જિ. ઢાકા) ચાલ્યો ગયો હતો. ખલજીએ ઉત્તર બંગાળ જીતી લઈ ત્યાંની લક્ષ્મણવતી(લખનૌતી)માં પોતાનું વડું મથક સ્થાપ્યું.

સેન રાજાઓ મુખ્યતઃ શૈવ હતા, પરંતુ લક્ષ્મણસેને વૈષ્ણવ ધર્મ અંગીકાર કર્યો હતો. 'ગીતગોવિંદ' રચનાર કવિ જયદેવ, કવિ ધોયી, પંડિત હલાયુધ અને શ્રીધરદાસ જેવા વિદ્વાનોને તે પ્રોત્સાહન આપતો તેમ જ પોતે પણ કાવ્ય-રચના કરતો. એના ઉત્તરાધિકારીઓએ મુસ્લિમ હુમલાઓનો સામનો કર્યો. દેવકુલના રાજા દશરથદેવે ઈ.સ. ૧૨૫૦ના અરસામાં વંગ સર કરી સેન સત્તાનો અંત આણ્યો. એના મૃત્યુ પછી એના પ્રદેશ ઉપર મુસ્લિમ સત્તા જામી.

## કામરૂપનો રાજવંશ

કામરૂપ(આસામ)માં સાલંભ વંશનો અંત આવતાં છેલ્લા રાજા ત્યાગસિંહના સંબંધી બ્રહ્મપાલને પ્રજાએ રાજા નીમ્યો. એની રાજધાની દુર્જયા(ગોહાટી)માં હતી. એના પુત્ર રત્નપાલના સમયમાં ચાલુક્ય રાજપુત્ર વિક્રમાદિત્યે કામરૂપ પર આક્રમણ કર્યું. ઇન્દ્રપાલ 'પ્રાચી-પ્રદીપ' કહેવાતો. ધર્મપાલ વિદ્વાન હતો. રામપાલની સત્તા તેના સામંત ત્ર્યંગદેવે પડાવી લીધી અને ત્ર્યંગદેવનો પ્રદેશ વૈદ્યદેવ નામે અમાત્યે જીતી લીધો. લક્ષ્મણસેને કામરૂપના રાજા વલ્લભદેવનો પરાજય કર્યો. બખ્તયાર ખલજી તિબેટથી પાછો ફરતો હતો ત્યારે કામરૂપના રાજાએ તેની ફોજને પરાસ્ત કરી (ઈ.સ. ૧૨૦૫). તેરમી સદીમાં લખનૌતીના મુસ્લિમોએ કામરૂપ પર હુમલા કર્યા.

## નેપાલના રાજવંશ

અગિયારમી સદીના આરંભમાં નેપાલમાં રુદ્રદેવ નામે રાજા રાજ્ય કરતો હતો. પછી ઠાકુરી કુલના ભાસ્કરદેવને ગાદી મળી (ઈ.સ. ૧૦૪૬). શંકરદેવ (ઈ.સ. ૧૦૬૮–૭૭) પાસેથી બીજા ઠાકુરી કુલે સત્તા પડાવી લીધી. શિવદેવે (ઈ.સ. ૧૧૧૮–૨૩) આસપાસના પ્રદેશો પર વિજય મેળવી રાજ્યની સમૃદ્ધિ વધારી. એના વંશજોએ લગભગ ઈ.સ. ૧૨૦૦ સુધી રાજ્ય કર્યું.

પછી મલ્લવંશની સ્થાપના થઈ. અનન્તમલ્લ(ઈ.સ. ૧૨૬૯–૧૩૦૭)ના સમયમાં પશ્ચિમનાં પહાડી સૈન્યોએ નેપાલ પર હુમલા કર્યા. જયયુદ્ધમલ્લ-(ઈ.સ. ૧૩૨૦–૨૬)ના સમયમાં ત્યાં કર્ણાટકવંશી હરિસિંહનું આધિપત્ય પ્રવર્ત્યું.

## કાશ્મીરના રાજવંશ

રાણી દિદ્દાનો ઉત્તરાધિકાર તેના ભાઈ ઉદયરાજના પુત્ર સંગ્રામરાજને મળ્યો (ઈ.સ. ૧૦૦૩). ત્યારથી કાશ્મીરમાં લોહર વંશની સત્તા પ્રવર્તી. સંગ્રામરાજે મહમૂદ ગઝનવીની ચડાઈ સામે ત્રિલોચનપાલને મદદ મોકલી અને લોહર પ્રદેશનું

રક્ષણ કર્યું. અનંતરાજે આસપાસના પ્રદેશો પર ચડાઈ કરી. રાણી સૂર્યમતીએ પુત્ર કલેશને પિતાની હયાતીમાં ગાદી અપાવી. પરંતુ એ દુર્ગુણી પુત્રથી કાયર થઈ પિતાને આપઘાત કરવાનો વખત આવ્યો. સૂર્યમતી પણ સતી થઈ. આ કરુણ ઘટનાએ કલશને સત્ત્વશીલ બનાવ્યો. પુત્ર હર્ષની પજવણીથી કલશે તેને કેદ કર્યો ને ઉત્તરાધિકાર નાના પુત્ર ઉત્કર્ષને મળ્યો (ઈ.સ. ૧૦૮૯). પણ થોડા જ વખતમાં હર્ષે ગાદી કબજે કરી. એણે પ્રજા પર અનેક પ્રકારના કર નાખ્યા. એટલામાં વળી દુકાળ પડ્યો. ઉચ્ચલ નામે પિતરાઈએ હર્ષને તેમ જ તેના પુત્રને મારી ગાદી કબજે કરી. આમ બીજા લોહર વંશની સત્તા સ્થપાઈ (ઈ.સ. ૧૧૦૧). ઉચ્ચલના મૃત્યુ બાદ તેના ભાઈ સુસ્સલે શ્રીનગરની ગાદી સર કરી. હર્ષના પૌત્ર ભિક્ષાચારે તેના રાજ્ય પર હુમલો કર્યો, પણ તેમાં તે ફાવ્યો નહિ. સુસ્સલના પુત્ર જયસિંહે ભિક્ષાચારને મારી નાખ્યો અને આસપાસના બીજા પ્રતિસ્પર્ધીઓને પણ વશ કર્યા. એના સમયમાં કવિ કલ્હણે કાશ્મીરના ઇતિહાસને લગતી 'રાજતરંગિણી' નામે કાવ્યકૃતિ રચી. આ વંશની સત્તા ઈ.સ. ૧૧૭૨ સુધી રહી.

પછી વુપ્પદેવ નામે રાજા થયો. એનો વંશજ લક્ષ્મદેવ મુસ્લિમો સાથે લડતાં મરાયો (ઈ.સ. ૧૨૮૬). સૂહદેવના સમય(ઈ.સ. ૧૩૦૧–૨૦)માં કંદહાર અને તિબેટની સેનાએ કાશ્મીર પર હુમલો કરી હોનારત વરસાવી. ઉદયનદેવના મૃત્યુ પછી શમ્સુદ્દીને કાશ્મીરમાં મુસ્લિમ સત્તા જમાવી (ઈ.સ. ૧૩૩૮).

### કલ્યાણીના ચાલુક્યો

માન્યખેટની રાષ્ટ્રકૂટ રાજસત્તાનું ઉન્મૂલન કરનાર તૈલપ વાતાપિના ચાલુક્ય વંશનો હતો. તૈલપે માન્યખેટમાં ૨૪ વર્ષ (ઈ.સ. ૯૭૩–૯૭) રાજ્ય કર્યું. દરમ્યાન એણે ગંગ રાજ્ય પર આધિપત્ય જમાવ્યું. રાજા ઉત્તમ ચોળને હરાવ્યો, દક્ષિણ કોંકણના શિલાહાર રાજાને તેમ જ દેવગિરિના યાદવ રાજાને વશ કર્યો ને લાટમાં બારપ્પની સત્તા સ્થાપી. માલવ દેશ પર તૈલપે અનેક વાર આક્રમણ કર્યું, પરંતુ પરમાર મુંજ જિતાયો નહિ. છતાં જ્યારે મુંજે ગોદાવરી ઓળંગી ચાલુક્ય રાજ્ય પર ચડાઈ કરી ત્યારે તૈલપ તેને હરાવી કેદ કરવામાં સફળ થયો. ત્યાંથી એને ભગાડી જવાનું એના અમાત્યોનું કાવતરું પકડાતાં તેને દેહાંતદંડ દેવામાં આવ્યો. તૈલપે છેવટમાં રાજધાની કલ્યાણ–કલ્યાણી(કર્ણાટક)માં ખસેડી. આ વંશના રાજાઓ કર્ણાટ અથવા કુન્તલના રાજા કહેવાતા.

તૈલપ પછી એનો પુત્ર સત્યાશ્રય આહવમલ્લ ગાદીએ આવ્યો. માલવપતિ સિંધુરાજે તથા કલચુરિ કોક્કલ બીજાએ તેના રાજ્ય પર આક્રમણ કરી તેની સત્તાનો હ્રાસ કર્યો. સત્યાશ્રયે ઉત્તર કોંકણના શિલાહાર રાજાને વશ કરી સોલંકી

ચામુંડરાજને હરાવ્યો. ચોળ રાજરાજે ચાલુક્ય રાજ્ય પર ચડાઈ કરી કેટલોક પ્રદેશ જીતી લીધો, પરંતુ સત્યાશ્રયે તેને ભગાડી દક્ષિણમાં સત્તા વિસ્તારી.

જયસિંહ બીજાના સમય(ઈ.સ. ૧૦૧૫–૪૩)માં પરમાર ભોજદેવે અને રાજેન્દ્ર ચોળે ચાલુક્ય રાજ્ય પર આક્રમણ કર્યું, પણ તેમાં તે છેવટે ફાવ્યા નહિ. સોમેશ્વર ૧લા(ઈ.સ. ૧૦૪૩–૬૮)ને ચોળ રાજાઓએ અનેક વાર હરાવ્યો, પરંતુ તેઓ એનો પ્રદેશ સર કરી શક્યા નહિ. સોમેશ્વરે ઉત્તર કોંકણ, લાટ અને ગુજરાત પર ચડાઈ કરી. ભોજદેવ ધારાનગરીમાંથી પલાયન થતાં એણે ત્યાં લૂંટ ચલાવી. પણ એના મૃત્યુ સમયે કલચુરિ કર્ણ અને સોલંકી ભીમે ત્યાં પોતાની સત્તા જમાવી ત્યારે સોમેશ્વરે રાજપુત્ર વિક્રમાદિત્યને મોકલી પરમાર જયસિંહને ધારાની ગાદી અપાવી. કલિંગ અને કેરલ પર એમણે આણ વર્તાવી.

એશઆરામી સોમેશ્વર બીજાનો પરાભવ કરી એનો નાનો ભાઈ વિક્રમાદિત્ય છઠ્ઠો ઈ.સ. ૧૦૭૬ માં સત્તારૂઢ થયો. એ વિક્રમાંક જેવો મહાન ગણાતો. કાશ્મીરી કવિ બિલ્હણે એના આશ્રયે રહી 'વિક્રમાંકદેવચરિત' રચ્યું. કાંચી અને વેંગી જીતી લઈ તેણે હોયસાળ રાજ્ય પર વર્ચસ જમાવ્યું. વળી કોંકણ, દેવગિરિ અને લાટ પર આણ વર્તાવી.

સોમેશ્વર ૩જા(ઈ.સ. ૧૧૨૬–૩૮)એ હોયસાળ આક્રમણનો સફળ સામનો કર્યો. એણે 'માનસોલ્લાસ' નામે જ્ઞાનકોશ રચ્યો છે. એના પુત્ર જગદેકમલ્લે માલવ પર ચડાઈ કરી જયવર્માને પદભ્રષ્ટ કર્યો ને બલ્લાલને ગાદીએ બેસાડ્યો. સોલંકી તથા ચોળ રાજાને હરાવ્યા. તૈલપ ૩ જાએ સોલંકી તથા ચોળ રાજાના હુમલા પાછા હઠાવ્યા. તેણે વરંગલ પર ચડાઈ કરી, પણ તે કાકતીયોને હરાવી શક્યો નહિ.

કલચુરિ સામંત બિજ્જલે દખ્ખણની સત્તા સર કરી ૨૫ વર્ષ (ઈ.સ. ૧૧૫૬–૮૧) જારી રાખી. એના મંત્રી બસવે લિંગાયત સંપ્રદાયની સ્થાપના કરી. એના પુત્ર આહવમલ્લ પાસેથી સોમેશ્વર ૪ થાએ દખ્ખણનો મોટો ભાગ પાછો મેળવ્યો. એના સમયના યાદવ રાજા ભિલ્લમે દખ્ખણનો પ્રદેશ સર કરી ચાલુક્ય રાજસત્તાનો હ્રાસ કર્યો (ઈ.સ. ૧૧૮૯).

## દેવગિરિના યાદવો

દ્વારવતી(દ્વારકા)ના રાજપુત્ર ગણાતા દૃઢપ્રહારે નાસિક પ્રદેશમાં નવમી સદીમાં યાદવ સત્તા સ્થાપી હતી. એના પુત્રના નામ પરથી એ પ્રદેશ સેવુણદેશ તરીકે ઓળખાયો. આ વંશના શરૂઆતના રાજાઓ પહેલાં માન્યખેટના રાષ્ટ્રકૂટોના

અને પછી કલ્યાણીના ચાલુકયોના સામંત હતા. પછી ભિલ્લમ ૫ માએ મોટી સેના લઈ ચાલુકય રાજ્ય પર ચડાઈ કરી અને કલ્યાણ સહિત ઘણો પ્રદેશ સર કર્યો (ઈ.સ. ૧૧૮૯). પછી ચોળ અને હોયસાળના રાજાઓ પર તેમ જ માળવા, ગુજરાત અને નાડોલના રાજાઓ પર આક્રમણ કર્યું. હોયસાળ નરેશ બલ્લાલે યાદવ રાજ્ય પર હુમલો કરી તેનો કેટલોક પ્રદેશ જીતી લીધો. ભિલ્લમે દેવગિરિ[1] વસાવી રાજધાની ત્યાં રાખી.

એના પુત્ર જૈતુગીએ કૃષ્ણા–તુંગભદ્રાના સંગમ સુધી દક્ષિણ સીમા વિસ્તારી. કાકતીય, પરમાર અને સોલંકી રાજાને વશ કર્યા. એનો પુત્ર સિંઘણ (ઈ.સ. ૧૨૦૦–૪૭) ઘણો પરાક્રમી હતો. એણે કાવેરી નદી સુધી વિજયકૂચ કરી કરહાટકની શિલાહાર સત્તાનો અંત આણ્યો ને લાટ અને ગુજરાત પર ચડાઈ કરી.

સિંઘણના પૌત્ર કૃષ્ણે (ઈ.સ. ૧૨૧૭–૬૧) યાદવ રાજ્યનો વિસ્તાર કરવાનું ચાલુ રાખ્યું. એની સેનાએ હોયસાળ, શિલાહાર, પાંડય, કાકતીય, માલવ અને સોલંકી રાજા સાથે વિગ્રહ કર્યો. મહાદેવે હોયસાળ રાજ્યનો થોડો પ્રદેશ જીતી લીધો, ઉત્તર કોંકણની શિલાહાર સત્તાનો અંત આણ્યો અને સોલંકી તથા પરમાર રાજાનો તેમ જ કાકતીય રાણીનો પરાજય કર્યો. એના અમાત્ય હેમાદ્રિએ અનેકવિધ મહત્ત્વના ગ્રંથ લખ્યા છે. રામચંદ્રના સમયમાં સંત જ્ઞાનેશ્વરે ગીતા પર મરાઠીમાં ભાષ્ય લખ્યું (ઈ.સ. ૧૨૯૧). સુલતાન ફીરોઝશાહ ખલજીના ભત્રીજા અલાઉદ્દીને ઈ.સ. ૧૨૯૪ માં દેવગિરિ પર હુમલો કરી યાદવ રાજ્યની કીર્તિ ઝાંખી પાડી. કાકતીય અને હોયસાળ રાજાએ યાદવ રાજ્યનો કેટલોક પ્રદેશ જીતી લીધો. ઈ.સ. ૧૩૦૭ માં સુલતાન અલાઉદ્દીન ખલજીના મલેક કાફૂરે દેવગિરિ પર ચડાઈ કરી રામચંદ્રનો પરાભવ કર્યો. સિંઘણદેવના[2] સમયમાં મલેક કાફૂરે દેવગિરિ પર ફરી ચડાઈ કરી અને ત્યાં સલ્તનતની સત્તા સ્થાપી. થોડા વખતમાં રામચંદ્રના જમાઈ હરપાલદેવે દેવગિરિ કબજે કર્યું. ઈ.સ. ૧૩૧૭માં સુલતાન મુબારક ખલજીની ફોજે સેવુણ દેશ ખાલસા કર્યો.

## કોંકણના શિલાહારો

દક્ષિણ કોંકણના શિલાહારોની સત્તા ચાલુકય તૈલપ અને સત્યાશ્રયના સમયમાં અસ્ત પામી, પરંતુ ઉત્તર કોંકણના શિલાહારોએ પોતાની સત્તા ટકાવી રાખી.

૧. પછીનું દૌલતાબાદ (જિ. ઔરંગાબાદ).

૨. એનું ખરું નામ સંકલદેવ (શંકરદેવ) નહિ, પણ સિંખનદેવ (સિંઘણદેવ) છે.

વજ્જડ ૧ લાના પુત્ર અપરાજિત મૃગાંકને છેવટે નવા ચાલુક્ય વંશનું આધિપત્ય સ્વીકારવાની ફરજ પડી. અરિકેસરીના સમયમાં પરમાર ભોજદેવે કોંકણ પર આક્રમણ કર્યું. પછી કદંબોએ દક્ષિણ કોંકણ ઉપરાંત ઉત્તર કોંકણ પર આણ વર્તાવી. ચાલુક્ય નરેશ સોમેશ્વર ૧ લાએ કોંકણ પર ચડાઈ કરી રાજા મુમ્મુણિને પદભ્રષ્ટ કર્યો. અનંતપાલ સમસ્ત કોંકણ દેશનો તથા પશ્ચિમ સમુદ્રનો અધિપતિ બન્યો.

અપરાર્ક અપરાદિત્ય(ઈ.સ. ૧૧૧૮–૩૮)ના સમયમાં ગોવાના કદંબ રાજાએ સમસ્ત કોંકણ જીતી લીધું, પરંતુ અપરાર્કે આખરે એને ભગાડયો. તેણે તેજઃકંઠ નામે વિદ્વાનને કાશ્મીરના રાજા જયસિંહની વિદ્વત્સભામાં મોકલ્યો. અપરાર્ક સંગીત તથા સ્મૃતિમાં વિશારદ હતો.

મલ્લિકાર્જુનના સમય(ઈ.સ. ૧૧૫૭–૬૦)માં સોલંકી રાજા કુમારપાલના મંત્રી આંબડે, પરમાર રાજા ધારાવર્ષ અને ચૌહાણ રાજપુત્ર સોમેશ્વરની મદદથી કોંકણ પર ચડાઈ કરી અને મલ્લિકાર્જુનને મારી ત્યાં સોલંકી રાજ્યની આણ વર્તાવી. કલચુરિ બિજ્જલના પુત્રોએ અપરાદિત્ય બીજાને પરાજિત કર્યો. કેશિરાજ બીજાના સમય(ઈ.સ. ૧૨૦૩–૩૮)માં યાદવો સત્તાધીશ બન્યા. સોમેશ્વરને યાદવ રાજા મહાદેવે મારી આ શિલાહાર રાજ્યનો પ્રદેશ પોતાના રાજ્યમાં ભેળવી દીધો (ઈ.સ. ૧૨૬૦).

## કોલ્હાપુરના શિલાહારો

શિલાહારોનો ત્રીજો રાજવંશ કોલ્હાપુરમાં દસમી સદીમાં સ્થપાયો હતો. જટિગના પુત્ર ગોંકલે કરહાટક (કરાડ, જિ. સતારા) જીત્યું, જે આ રાજ્યનું એક મુખ્ય નગર બન્યું. એણે આ ઉપરાંત મીરજ અને કોંકણનો કોઈ ભાગ જીતી લીધો. ગણ્ડરાદિત્ય(ઈ.સ. ૧૧૧૦–૩૬)ના સમયમાં યુવરાજ વિજયાદિત્યે થાણાના શિલાહાર રાજ્ય પર આક્રમણ કરનાર કદંબ રાજાને હરાવી દક્ષિણ કોંકણનો થોડો ભાગ જીતી લીધો. એ પરમ ધાર્મિક હતો. એના પુત્ર વિજયાદિત્યે બિજ્જલને ચાલુક્ય સત્તા પડાવી લેવામાં મદદ કરી અને થાણા તથા ગોવાના રાજાને પુનઃ પ્રતિષ્ઠિત કર્યા. એના પુત્ર ભોજ બીજા(ઈ.સ. ૧૧૭૯–૧૨૦૫)ને બિજ્જલના પુત્રો નમાવી શક્યા નહિ, પરંતુ દેવગિરિના યાદવ રાજા સિંઘણે એને હરાવી એના રાજ્યનો પ્રદેશ પડાવી લીધો.

આ રાજાઓ મહાલક્ષ્મીને ઇષ્ટદેવતા માનતા, જેની પ્રતિષ્ઠા કોલ્હાપુરના મહામંદિરમાં થયેલી છે. એ મંદિરમાં તેઓના ઘણા લેખ કોતરાયા છે.

### કદંબ વંશો

દસમી સદીમાં રાષ્ટ્રકૂટોની સત્તાનો અસ્ત થતાં વનવાસી પ્રદેશમાં કદંબ સત્તા સજીવન થઈ. રાજા કામદેવ(ઈ.સ. ૧૧૮૦–૧૨૧૭)ના સમયમાં કવિરાજે 'રાઘવ-પાંડવીય' મહાકાવ્ય રચ્યું. કદંબકુલના રાજાઓને દક્ષિણના ચોળ અને હોયસાળ રાજાઓની આક્રમક સત્તાનો સામનો કરવો પડચો. ચૌદમી સદીના પૂર્વાર્ધમાં હોયસાળ રાજ્યની સત્તાનો હ્રાસ થતાં વિજયનગરના રાજ્યનો ઉદય થયો અને હાંગલ(જિ. ધારવાડ)નું કદંબ રાજ્ય એમાં લય પામ્યું.

દસમી સદીમાં ગોવાની દક્ષિણે કદંબોનો એક બીજો રાજવંશ સ્થપાયો હતો. તેનું પાટનગર ચન્દ્રપુર (સાલસેતનું ચંદોર) હતું. ષષ્ઠદેવના પુત્ર ગૂહલ્લદેવ બીજાએ આસપાસના હરીફોને હરાવી સોમનાથની યાત્રા કરી (લગ. ઈ.સ. ૧૦૦૦). ષષ્ઠદેવ બીજાએ દક્ષિણ કોંકણની શિલાહાર સત્તાનો હ્રાસ થતાં ગોવા સુધીનો પ્રદેશ જીતી લીધો તેમ જ ઉત્તર કોંકણના શિલાહાર રાજ્ય પર વર્ચસ જમાવ્યું. તેણે પણ સમુદ્રમાર્ગે સોમનાથની યાત્રા કરી. એના પુત્ર જયકેશી ૧લા(ઈ.સ. ૧૦૫૦–૮૦)એ ગોપકપત્તન(ગોવા)ને પાટનગર બનાવ્યું. એણે ચાલુક્ય નરેશ સોમેશ્વર ૧ લા સાથે લગ્નસંબંધ બાંધ્યો. વનવાસીના કદંબો પર આણ વર્તાવી. તેની કુંવરી મીનળદેવી પાટણ જઈ ગુજરાતના રાજા કર્ણદેવને પરણી. જયકેશી બીજા-(ઈ.સ. ૧૧૨૫–૪૭)એ કોંકણ-ચક્રવર્તી થવા કોશિશ કરી, પરંતુ આખરે એને ચાલુક્ય આધિપત્ય સ્વીકારવું પડ્યું. એવામાં હોયસાળ રાજા વિષ્ણુવર્ધને એનો પ્રદેશ જીતી લીધો, તે જયકેશીએ થોડા વખતમાં પાછો મેળવ્યો.

પરમર્દિદેવે (ઈ.સ. ૧૧૪૭–૭૫) પટરાણી કમલાદેવીની પ્રેરણાથી રાજ્યમાં અનેક અગ્રહાર સ્થાપી એમાં શિક્ષણનો પ્રબંધ કરાવ્યો, અનેક મંદિર બંધાવ્યાં અને અસંખ્ય દાન દીધાં. વિજયાદિત્યને બિજ્જલના પુત્રોની આણ અંગીકાર કરવી પડી. જયકેશી ૩જા(ઈ.સ. ૧૧૮૭–૧૨૧૨)એ કોંકણ-ચક્રવર્તીનું બિરુદ ધારણ કર્યું. એણે ચાલુક્ય નરેશ સોમેશ્વરને આશ્રય આપ્યો. ત્રિભુવનમલ્લ(ઈ.સ. ૧૨૧૨-૪૬)ને યાદવ રાજા સિંઘણની સેનાએ વશ કર્યો. ચૌદમી સદીના આરંભમાં મલેક કાફૂરે યાદવ રાજ્યને જીતી લઈ ગોવા પર ચડાઈ કરી હોનારત વરસાવી. કદંબોએ પાટનગર પ્રાચીન ચંદ્રપુરમાં ખસેડયું. મુહમ્મદ તગલકના વખત(ઈ.સ.૧૩૨૫–૫૧)માં ત્યાંની સત્તાનો પણ અંત આવ્યો.

### કોસલના સોમવંશીઓ

દસમી સદીને અંતે દક્ષિણ કોસલમાં સોમવંશી રાજા યયાતિ મહાશિવગુપ્ત ૧ લો રાજ્ય કરતો હતો. અગિયારમી સદીમાં આ વંશની સત્તા કોસલ ઉપરાંત

ઉત્કલ પર પણ પ્રવર્તતી. ચંડીહર યયાતિ એ ઉપરાંત કલિંગ પર પણ સત્તા ધરાવતો. ગંગ નરેશ ચોડગંગે (ઈ.સ. ૧૦૭૮-૧૨૫૦) ઉત્કલનો પ્રદેશ જીતી લીધો અને છિંદક (નાગ) રાજા સોમેશ્વર (ઈ.સ. ૧૦૯૦-૧૧૧૦) અને એના ચોળ સામંત યશોરાજે કોસલ પણ જીતી લીધું.

## કોસલના ચોળો

અગિયારમી સદીના પૂર્વાર્ધમાં યશોરાજ ચોળે કોસલમાં સત્તા મેળવી. એનો પુત્ર ચંદ્રાદિત્ય (ઈ.સ. ૧૦૬૦) બસ્તરના છિંદક (નાગ) રાજા ધારાવર્ષનો સામંત હતો. સોમવંશનું પાટનગર સુવર્ણપુરમાં હતું. સોમેશ્વર ૨ જો પ્રતાપી હતો. એનો પૌત્ર સોમેશ્વર ૩ જો મહામહીનો મંડલેશ્વર હતો (ઈ.સ. ૧૧૫૦).

## પૂર્વના ગંગો

કલિંગના ગંગ વંશનો રાજા વજ્રહસ્ત અનંતવર્મા (ઈ.સ. ૧૦૩૮-૭૦) ત્રિકલિંગાધિપતિ કહેવાતો. એના પુત્ર રાજરાજે ચોળ નરેશ કુલોત્તુંગના આક્રમણનો સામનો કર્યો અને એની કુંવરી રાજસુંદરીનું પાણિગ્રહણ કર્યું. અનંતવર્મા(ઈ.સ. ૧૦૭૮-૧૧૪૮)ના સમયમાં ચોળ સેનાએ કલિંગનો પ્રદેશ સર કર્યો, પણ અનંતવર્માએ થોડા વખતમાં એ પાછો મેળવ્યો એટલું જ નહીં વિશાખાપટ્ટમ પ્રદેશ પણ જીતી લીધો ને પૂર્વમાં ઉત્કલનો પ્રદેશ સર કર્યો. એની સત્તા ગંગાથી ગોદાવરી પર્યંત વિસ્તરી. તેણે પુરીમાં જગન્નાથનું ભવ્ય મંદિર બંધાવ્યું. તેરમી સદીમાં બંગાળના મુસ્લિમ શાસકોના હુમલા થવા લાગ્યા. નરસિંહ ૧ લાએ (ઈ.સ. ૧૨૩૫-૬૪) લખનૌતીના મુસ્લિમ રાજ્ય પર આક્રમણ કર્યું (ઈ.સ. ૧૨૪૫). કોનારકનું સુપ્રસિદ્ધ સૂર્યમંદિર આ રાજાએ બંધાવ્યું છે. પછીના સમયમાં ઓરિસામાં વૈષ્ણવધર્મની લોકપ્રિયતા વધી.

## પૂર્વના ચાલુક્યો

આન્ધ્ર પ્રદેશમાં ચાલુક્ય રાજા શક્તિવર્મા ૧લા(ઈ.સ. ૯૯૯-૧૦૧૧)એ સત્તાને સંગઠિત કરી. આ વંશના રાજાઓ ચોળ રાજ્યના આધિપત્ય હેઠળ હતા. વિક્રમાદિત્ય ચોળ નરેશ રાજરાજનો જમાઈ થતો. એના પુત્રનું નામ પણ 'રાજરાજ' રખાયું. એ એના મામા રાજેન્દ્ર ચોળની કુંવરીને પરણ્યો. એના સાવકા ભાઈ વિજયાદિત્યે વિશાખપટ્ટણમાં અલગ સત્તા સ્થાપી. રાજરાજના પુત્ર રાજેન્દ્રે વીર રાજેન્દ્રના મૃત્યુ બાદ ચોળ રાજ્યની ગાદી મેળવી અને આન્ધ્ર પ્રદેશને ચોળ રાજ્યમાં ભેળવી દીધો (ઈ.સ. ૧૦૭૬).

## તેલંગણના કાકતીયો

અગિયારમી સદીમાં તેલંગણમાં કાકતીય દુર્જયના કુલની રાજસત્તા સ્થપાઈ. આ કુલના રાજાઓ શરૂઆતમાં પલ્લવોના અને પછી ચોળોના સામંત હતા. પ્રોલ ૧ લાએ ચાલુક્ય નરેશ સોમેશ્વર ૧ લા પાસેથી વરંગલ પ્રદેશ પ્રાપ્ત કર્યો. એના પુત્ર બેત ૨ જાએ (ઈ.સ. ૧૦૭૫–૧૧૦૦) ચાલુક્ય વિક્રમાદિત્ય ૬ ઠ્ઠાના સામંત તરીકે માલવપતિ ઉદયાદિત્ય તથા કુલોત્તુંગ ચોળ પર વિજય મેળવ્યો. એનું પાટનગર વરંગલ પાસેના અન્મકોંડમાં હતું. એના પુત્ર પ્રોલ ૨ જાએ ચાલુક્ય નરેશ તૈલપ ૩ જાનો પરાભવ કરી સ્વતંત્ર દરજ્જો ધારણ કર્યો. રુદ્ર ૧ લા(ઈ.સ. ૧૧૫૮–૯૫)એ સામંતોને વશ કરી રાજ્યનો વિસ્તાર કર્યો. એણે અનેક મંદિર બંધાવ્યાં અને 'નીતિસાર' નામે ગ્રંથ લખ્યો. ધર્મપરાયણ મહાદેવને મારી દેવગિરિના યાદવ રાજા જૈતુગિએ તેલુંગ દેશ પર સત્તા જમાવી.

ગણપતિ(ઈ.સ. ૧૧૯૮–૧૨૬૨)ના સમયમાં ચાલુક્ય તથા ચોળ સત્તા અસ્ત પામી અને યાદવો, કાકતીયો, હોયસાળો અને પાંડ્યો પોતપોતાની સત્તા વધારવા લાગ્યા. ગણપતિએ આન્ધ્ર અને કાંચી પ્રદેશ સર કર્યા. પરંતુ કાંચી પ્રદેશ પાંડ્ય રાજાએ જીતી લીધો. ગણપતિએ પાટનગર ઓરંગલ્લુ(વરંગલ)માં રાખ્યું. એણે રાજ્યમાં અનેક સુંદર મંદિર બંધાવ્યાં. એને પુત્ર ન હતો. એણે રાજપુત્રી રુદ્રામ્બાને રાજપુત્રની તાલીમ આપી ઉત્તરાધિકારી બનાવી. રુદ્રામ્બા(ઈ.સ. ૧૨૬૨–૯૬)ના સમયમાં દેવગિરિના યાદવ મહાદેવે કાકતીય રાજ્ય પર આક્રમણ કરી તેની સત્તાને કુંઠિત કરી. રુદ્રામ્બાએ પોતાની પુત્રી મહાદેવ વેરે પરણાવી અને એના પુત્ર પ્રતાપરુદ્રને પોતાનો ઉત્તરાધિકારી નીમ્યો. પ્રતાપરુદ્ર(ઈ.સ. ૧૨૯૬–૧૩૨૬)ના સમયમાં અલાઉદ્દીન ખલજીના મલેક કાફૂરે વરંગલ પર ચડાઈ કરી (ઈ.સ. ૧૩૦૯–૧૦). પ્રતાપરુદ્રે એને ખજાનો આપી રવાના કર્યો અને દક્ષિણમાં ત્રિચિનાપોલી સુધીનો પ્રદેશ જીતી લીધો. પરંતુ સુલતાન ઘિયાસુદ્દીન તઘલકના પુત્ર ઉલુગખાને વરંગલ પર ચડાઈ કરી પ્રતાપરુદ્રને કેદ કર્યો અને તેલંગણમાં મુસ્લિમ હકૂમત જમાવી (ઈ.સ. ૧૩૨૨).

## માયસોરના હોયસાળો

અગિયારમી સદી બેસતાં કલ્યાણના ચાલુક્યો અને દક્ષિણના ચોળો વચ્ચે એમનાં રાજ્યો વચ્ચે આવેલા પ્રદેશ માટે વિગ્રહ શરૂ થયો ત્યારે ત્યાં ચાલુક્ય રાજ્યના હોયસાળ અધિકારીની રાજસત્તા સ્થપાઈ. શાલ-નૃપકામ (ઈ.સ. ૧૦૨૨–૪૭) શરૂઆતમાં એ પ્રદેશના વાઘ મારવાનો ધંધો કરતો એ પરથી આ રાજાઓ

હોયસાળ (વાઘમાર) કહેવાયા હોવાનું મનાય છે. એના પુત્ર વિનયાદિત્ય(ઈ.સ. ૧૦૪૭–૧૧૦૧)ના સમયમાં ચોળ રાજાએ ગંગાવાડીનો પ્રદેશ કબજે કર્યો, પણ વિનયાદિત્યે ચાલુક્યોના સામંત તરીકે ત્યાં પોતાની સત્તા પ્રવર્તાવી. એના પુત્ર બલ્લાલ ૧ લાએ શશકપુર(સોસાવીર)માંથી વેલાપુર (વેલૂર) રાજધાની ખસેડી. ચાલુક્ય નરેશ વિક્રમાદિત્ય ૬ ઠ્ઠાના સામંત જગદેવ પરમારે હોયસાળ રાજ્ય પર આક્રમણ કર્યું.

બિટ્ટિગ (બિટ્ટિદેવ-વિષ્ણુદેવ) અથવા વિષ્ણુવર્ધન (લગ. ઈ.સ. ૧૧૦૬–પર) હોયસાળ વંશનો ઘણો પ્રતાપી રાજા છે. એ ગંગવાડીના તળકાડના વિજેતા તરીકે વિખ્યાત થયો (ઈ.સ. ૧૧૧૭). હોયસાળ રાજ્યનો ખરો વિસ્તાર તેના સમયમાં થયો. દ્વારસમુદ્ર(હળેબીડ) તેનું પાટનગર હતું. દક્ષિણમાં ચોળ રાજ્યનો કેટલોક પ્રદેશ સર કરી તેણે ઉત્તરમાં સત્તા વિસ્તારવા કોશિશ કરી, પરંતુ ત્યાં ચાલુક્ય નરેશ વિક્રમાદિત્યે તેને ઝાઝો ફાવવા દીધો નહિ. છતાં હાલના સમસ્ત કર્ણાટક રાજ્ય ઉપરાંત તેની ઉત્તરે આવેલા થોડા પ્રદેશનો પણ તેના રાજ્યમાં સમાવેશ થતો. વિષ્ણુવર્ધન રામાનુજ સંપ્રદાયનો વૈષ્ણવ હતો, છતાં તે શૈવ તથા જૈન ધર્મને પણ ઉત્તેજન આપતો. એના પૌત્ર બલ્લાલ ૨ જા(ઈ.સ. ૧૧૭૩–૧૨૨૦)ના સમયમાં ચાલુક્ય સત્તા અસ્ત પામી અને તેણે યાદવોનાં આક્રમક સત્તાનો સામનો કરી પોતાની સત્તાવાર સ્વતંત્રતા સ્થાપી. નરસિંહ બીજાએ યાદવોનો સામનો કર્યો તેમ જ ચોળ રાજાને પાંડ્ય ઉપદ્રવમાંથી ઉગાર્યો. સોમેશ્વરે (ઈ.સ. ૧૨૩૪–૬૩) શ્રીરંગમ પાસે આવેલા વિક્રમપુરમાં રહી પાંડ્ય રાજ્યના આક્રમણનો સામનો કર્યો. પરંતુ અંતે પાંડ્ય નરેશ જટાવર્મા સુંદરે એનો ચોળ પ્રદેશ જીતી લીધો. વળી એના રાજ્યનો કેટલોક ઉત્તર પ્રદેશ યાદવ રાજા કૃષ્ણે સર કર્યો. બલ્લાલ ૩ જાએ (ઈ.સ. ૧૨૯૧–૧૩૪૨) ઉત્તરનાં યાદવોને તથા દક્ષિણમાં પાંડ્યોને વશ કર્યા. ઈ.સ. ૧૩૧૧ માં મલેક કાફૂરે દ્વારસમુદ્ર પર ચડાઈ કરી ત્યારથી ખલજી તથા તઘલક સલ્તનતોનાં આક્રમણ થયાં કર્યાં. આખરે બલ્લાલ મુસ્લિમ ફોજ સામે લડતાં મરાયો (ઈ.સ. ૧૩૪૨). હોયસાળ રાજ્યના અવશેષોમાંથી વિજયનગરનું રાજ્ય સ્થપાયું.

## તાંજોરના ચોળો

રાજરાજ (ઈ.સ. ૯૮૫–૧૦૧૪) ચોળ વંશનો પ્રબળ રાજવી હતો. એણે પાંડ્ય અને ચેર(કેરલ)ની સત્તાનો સફળ સામનો કર્યો અને સિલોન પર ચડાઈ કરી. પશ્ચિમ ગંગ રાજ્યના પ્રદેશ જીતી લીધા. પૂર્વ ચાલુક્ય વંશ સાથે લગ્ન સંબંધ

બાંધ્યો. કલિંગ અને માલદીવ જીત્યાં. ચોળ સામ્રાજ્ય હવે તુંગભદ્રાથી ઉત્તર શ્રીલંકા સુધી વિસ્તર્યું. રાજરાજે રાજ્યતંત્ર સુધાર્યું અને યુવરાજને તાલીમ આપવાની પ્રથા શરૂ કરી. તાંજોરનું રાજરાજેશ્વરનું મંદિર એ આ શૈવ રાજાનું સ્મારક છે.

એનો પુત્ર રાજેન્દ્ર ૧લો (ઈ.સ ૧૦૧૨–૪૪)[૧] પિતાના જેવો પરાક્રમી હતો. એણે સમસ્ત શ્રીલંકા તથા કેરલ સર કર્યું. ગંગઈ કોંડ ચોળપુરમ (ચિદંબરમ પાસે) નામે નવું નગર વસાવ્યું અને દંડયાત્રા દ્વારા બંગાળમાંથી ગંગાજળ મંગાવી પાટનગર પાસે બંધાવેલા ચોળગંગમ જળાશયમાં રેડ્યું. આ દંડયાત્રાએ બંગાળ અને મિથિલામાં ચોળ લોકોના વસવાટનો તેમ જ ચોળ રાજ્યમાં શૈવોના વસવાટનો માર્ગ મોકળો કર્યો. વળી રાજેન્દ્રે દરિયાપાર આવેલા મલાયા અને સુમાત્રા પર વિજય મેળવ્યો. યુવરાજ રાજાધિરાજે પાંડય અને ચેરને વશ કરી ચાલુક્ય રાજ્ય પર જીત મેળવી, એક વૈષ્ણવ ધામમાં શિક્ષણ માટે પ્રબંધ કર્યો.

રાજાધિરાજ ૧લો (ઈ.સ ૧૦૧૮–૫૨), રાજેન્દ્ર ૨ જો (ઈ.સ ૧૦૫૨–૬૪) અને વીર રાજેન્દ્ર ૧લો (ઈ.સ ૧૦૬૩–૭૦) એના પુત્ર હતા. રાજાધિરાજ શત્રુઓ તરફ ઘણી ક્રૂરતા દાખવતો. ચાલુક્ય સોમેશ્વરનો પરાજય કરતાં એ મરાયો. રાજેન્દ્ર ચોળે સોમેશ્વરને હરાવ્યો અને કુંવરીને પૂર્વ ચાલુક્ય વંશના રાજપુત્ર રાજેન્દ્ર વેરે પરણાવી. વીર રાજેન્દ્રે ચાલુક્ય રાજ્ય પર આક્રમણ કરી તુંગભદ્રાને તીરે વિજયસ્તંભ રોપાવ્યો ને વેંગીના ચાલુક્ય રાજ્ય પર જીત મેળવી. એના પુત્ર અધિરાજેન્દ્રનું ઓચિંતું અવસાન થતાં આ વંશનો અંત આવ્યો.

રાજરાજની પૌત્રી અમ્મંગાદેવી પૂર્વ ચાલુક્ય વંશના રાજરાજ વેરે પરણી હતી, જે રાજરાજ ચોળનો દૌહિત્ર પણ થતો. તેઓના પુત્ર રાજેન્દ્ર ચાલુક્ય ઉર્ફે કુલોત્તુંગ ૧લાએ ચોળ રાજ્યનો ઉત્તરાધિકાર મેળવ્યો (ઈ.સ ૧૦૭૦). દરમ્યાન શ્રીલંકાનો રાજા વિજયબાહુ સ્વતંત્ર થયો. કલિંગના અનંતવર્માને ચોળ સેનાએ પરાજિત કર્યો. એવામાં હોયસાળ નરેશ વિષ્ણુવર્ધને ગંગવાડીનો પ્રદેશ સર કર્યો અને ચાલુક્ય વિક્રમાદિત્ય ૬ ઠ્ઠાએ વેંગી પ્રદેશ જીતી લીધો. વિક્રમ ચોળે (ઈ.સ. ૧૧૧૮–૩૫) ચોળ સમ્રાટોના માનીતા ચિદંબરના નટરાજ મંદિરને ઉદાર દાન દીધાં. કુલોત્તુંગ રાજા(ઈ.સ ૧૧૩૩–૫૦)એ તમિળ કવિઓને ઉત્તેજન આપ્યું, પણ એ વૈષ્ણવ ધર્મ તરફ અસહિષ્ણુ હતો. એના પુત્ર રાજરાજ ૨ જા (ઈ.સ ૧૧૪૬–૭૩) અને રાજાધિરાજ ૨ જા(ઈ.સ ૧૧૬૩–૭૯)[૨]ને પાંડય રાજ્યના ઉત્તરાધિકારીની બાબતમાં

૧–૨. શરૂઆતનાં થોડાં વર્ષ પુરોગામીના રાજ્યકાલનાં છેલ્લાં વર્ષો દરમિયાનનાં છે, કેમ કે તે વર્ષોમાં બંનેનું સંયુક્ત શાસન પ્રવર્તતું.

શ્રીલંકાના રાજા પરાક્રમબાહુ સાથે ઘર્ષણ થયું. કુલોત્તુંગ ૩ જા(ઈ.સ. ૧૧૭૮–૧૨૧૬) ના મૃત્યુ પછી પાંડ્ય સમ્રાટોએ ચોળ રાજ્યનો હ્રાસ કરવા માંડયો. રાજરાજ ૩ જા(ઈ.સ. ૧૨૧૬–૪૬)ને પાંડ્ય સેનાએ પરાજિત કરી કેદ કર્યો. હોયસાળ નરેશ નરસિંહ ૨ જાએ રામેશ્વર સુધી કૂચ કરી તેને છોડાવ્યો. ત્યારથી ચોળ રાજ્યમાં હોયસાળ સત્તાનું વર્ચસ જામ્યું. રાજેન્દ્ર ૩ જા(ઈ.સ. ૧૨૪૬–૭૯) ના સમયમાં પાંડ્ય સમ્રાટ મારવર્મા સુંદરે ચોળ રાજ્ય પર આધિપત્ય સ્થાપ્યું. મહારાજસિંહ નામે પલ્લવ સામંતે (ઈ.સ ૧૨૨૯–૭૮) ચોળ રાજ્યનો કબજો લીધો ને પાંડ્ય રાજ્યનું આધિપત્ય સ્વીકાર્યું.

## મદુરાના પાંડ્યો

ચોળ નરેશ પરાન્તક ૧ લાએ મદુરાના પાંડ્ય રાજા રાજસિંહ ૨ જાને ઈ.સ. ૯૨૦ ના અરસામાં હરાવ્યો ત્યારથી ત્યાં ચોળ સત્તાનું વર્ચસ જામ્યું હતું. સમય જતાં પાંડ્ય સત્તાનો અભ્યુદય થતો ગયો. પરાક્રમ પાંડ્ય અને કુલશેખર પાંડ્યના કુટુંબ વચ્ચે લાંબો સમય (ઈ.સ. ૧૧૬૯–૧૨૦૫) આંતરિક વિગ્રહ ચાલ્યો, જેમાં અંતે કુલશેખર પાંડ્યનો વંશજ જટાવર્મા કુલશેખર (ઈ.સ. ૧૧૯૦–૧૨૧૬) સફળ થયો.

મારવર્મા સુંદર પાંડ્યે (ઈ.સ. ૧૨૧૬–૩૮) પાંડ્યોનું બીજું સામ્રાજ્ય સ્થાપ્યું. એણે ચોળ રાજ્ય પર સફળ આક્રમણ કર્યું, પરંતુ હોયસાળ નરેશ નરસિંહ ૨ જાએ એને એમાં પાછો પાડયો, મારવર્મા સુંદર પાંડ્ય ૨ જા(ઈ.સ. ૧૨૩૮–૫૧)ને ચોળ નરેશ રાજેન્દ્ર ૩ જાએ નમાવ્યો. જટાવર્મા સુંદર પાંડ્યે (ઈ.સ ૧૨૫૧–૬૮) ચેર, હોયસાળ, ચોળ અને સિંહલ (સિલોન) સત્તાને વશ કરી. કોસલના ચોળ રાજાને મારી કાંચી જીતી લીધી અને કાકતીય ગણપતિને હરાવી વીરાભિષેક ઊજવ્યો. ચોળ રાજ્યનો ઘણો પ્રદેશ તેણે પાંડ્ય સામ્રાજ્યમાં ભેળવી દીધો. સામ્રાજ્યની સમૃદ્ધિ વધતાં જટાવર્માએ ચિદમ્બરમ અને શ્રીરંગમાં મંદિરોને અનેક સુવર્ણદાન દીધાં.

મારવર્મા કુલશેખર પાંડ્યે (ઈ.સ ૧૨૬૮–૧૩૧૦) ચોળ રાજેન્દ્ર ૩ જાને તેમ જ હોયસાળ રામનાથને હરાવી એમના પ્રદેશ ખાલસા કર્યા (ઈ.સ ૧૨૭૯). વેનીસના પ્રવાસી માર્કો પોલોએ ઈ.સ ૧૨૯૩ ના અરસામાં પાંડ્ય દેશની મુલાકાત લીધી. મારવર્માએ ઉત્તરાધિકારી તરીકે વીર પાંડ્ય નામે અનૌરસ પુત્રની પસંદગી કરતાં એના ઔરસ પુત્ર સુંદર પાંડ્યે પિતાને મારી ગાદી કબજે કરી (ઈ.સ ૧૩૧૦), પરંતુ વીર પાંડ્યે તેને મદુરામાંથી હાંકી કાઢયો. એવામાં મલેક કાફૂરે હોયસાળ રાજ્ય જીતીને પાંડ્ય રાજ્ય પર ચડાઈ કરી, વીર પાંડ્યનો ખજાનો લૂંટયો અને કાંચીપુરમાં લૂંટફાટ ચલાવી, પરંતુ સુંદર પાંડ્યના કાકા વિક્રમ પાંડ્યે

એને મદુરાથી પાછો હઠાવ્યો (ઈ.સ. ૧૩૧૧). વીર પાંડ્ય અને સુંદર પાંડ્યનો વિગ્રહ પછીયે ચાલુ રહ્યો અને કાકતીય પ્રતાપરુદ્ર ૨ જાએ સુંદર પાંડ્યનો પક્ષ લઈ એને વીરધવલપત્તનમ(વીરધૂમ)ની ગાદી પર સ્થિર કર્યો (ઈ.સ ૧૩૧૭). ઘિયાસુદ્દીન તઘલકના શાહજાદા ઉલુગખાને પરાક્રમદેવને કેદ કરી પાંડ્ય રાજ્ય ખાલસા કર્યું (ઈ.સ ૧૩૨૩).

## રાજ્યતંત્ર

રાજ્યશાસ્ત્રનું નિરૂપણ કરતા ધર્મશાસ્ત્રમાં નવી સ્મૃતિઓ રચાવી બંધ થઈ હતી; જૂની સ્મૃતિઓ પર વૃત્તિ લખાતી અને એના વિવિધ વિષયો પર સ્વતંત્ર નિબંધ લખાતા. વૃત્તિઓમાં વિજ્ઞાનેશ્વરે 'યાજ્ઞવલ્કય–સ્મૃતિ' પર લખેલી 'મિતાક્ષરા' વૃત્તિ સમસ્ત સ્મૃતિસાહિત્યના વિવિધ વિષયોનું વિશદ વિવરણ કરે છે ને હિંદુ કાયદાની ઘણી બાબતોમાં પ્રાચીન પરંપરાને સમજવામાં મહત્ત્વનું સ્થાન ધરાવે છે. વિજ્ઞાનેશ્વર કલ્યાણના ચાલુક્ય રાજા વિક્રમાદિત્ય ૬ ઠ્ઠા(ઈ.સ ૧૦૭૬–૧૧૨૬)ના સમયમાં થયો. બારમી સદીના પૂર્વાર્ધમાં ગોવિંદરાજે 'મનુસ્મૃતિ' પર વિસ્તૃત વૃત્તિ લખી. શિલાહાર રાજા અપરાર્કે (૧૨મી સદી) યાજ્ઞવલ્કય–સ્મૃતિ પર વિસ્તૃત વૃત્તિ લખી. બંગાળના કુલ્લૂક ભટ્ટે ઈ.સ. ૧૨૫૦ ના અરસામાં કાશીમાં મનુસ્મૃતિ પર નાની પણ વિશદ વૃત્તિ લખી, જે મનુસ્મૃતિ પરની વૃત્તિઓમાં સહુથી વધુ પ્રસિદ્ધ છે.

રાજનીતિને લગતા નિબંધોમાં હેમચન્દ્ર-કૃત 'લઘ્વર્હન્નીતિ', ભોજ–કૃત "યુક્તિકલ્પતરુ'," ચંડેશ્વર–કૃત 'નીતિ રત્નાકર' ઇત્યાદિ નોંધપાત્ર છે. 'શુક્રનીતિસાર'નો મૂળ ભાગ આ સમયમાં લખાયો ગણાય છે. સ્મૃતિને લગતા વિષયો પર આ કાલ દરમ્યાન અનેકાનેક નિબંધ લખાયા, જેમાંનાં કેટલાંક માત્ર ઉદાહરણો દ્વારા જાણવા મળે છે. ઉપલબ્ધ નિબંધોમાં ભટ્ટ લક્ષ્મીધરનું 'ક્રિયાકલ્પતરુ', જીમૂતવાહન-કૃત 'વ્યવહારમાતૃકા' તથા 'દાયભાગ', દેવણ્ણ ભટ્ટની 'સ્મૃતિ-ચન્દ્રિકા,' વરદરાજનો 'વ્યવહાર-નિર્ણય' ઇત્યાદિ નોંધપાત્ર છે. એમાંના 'દાયભાગ' માં 'મિતાક્ષરા' થી કેટલાક ભિન્ન મત પ્રવર્તે છે ને બંગાળમાં એ બાબતમાં 'દાયભાગ' ના મતને મહત્ત્વ આપવામાં આવે છે.

રાજધર્મની બાબતમાં હવે 'રાજા' શબ્દને ક્ષત્રિય વર્ણ અને રાજ્યાભિષેક પૂરતો મર્યાદિત ન રાખતાં, રાજ્યતંત્ર ચલાવનાર સર્વવિધ મોટાનાના શાસકના વિશાળ અર્થમાં ઘટાવવામાં આવતો; અને પ્રજા પર કર નાખવાના અધિકારને પ્રજાનું રક્ષણ કરવાની જવાબદારી સાથે સાંકળવામાં આવતો.

ઉત્તર ભારતના કેટલાક મોટા રાજાઓ પરમભટ્ટારક-મહારાજાધિરાજ–પરમેશ્વર એ ૩૯ મહાબિરુદો ઉપરાંત અશ્વપતિ, ગજપતિ, નરપતિ અને રાજત્રયાધિપતિ[૧] જેવાં બીજાં બિરુદ ધારણ કરતા. અધિકારીઓમાં મહારાજપુત્ર, અમાત્યમુખ્ય કે મહામાત્ય, ધર્મકર્માધિકારી કે ધર્મપ્રધાન, સાન્ધિવિગ્રહિક, અક્ષપટલિક, ભાણ્ડાગારિક, સેનાપતિ, પ્રતીહાર, માંડલિક, કોટ્ટપાલ,[૨] શ્રેષ્ઠી, મહત્તર, પટ્ટકિલ[૩] ઇત્યાદિ અનેકવિધ અધિકારીઓનો ઉલ્લેખ આવે છે.

અનુકાલીન ચાલુક્યો 'સમસ્તભુવનાશ્રય' અને 'શ્રીપૃથ્વીવલ્લભ' જેવાં અધિક મહાબિરુદ ધારણ કરતા. ચોળ રાજાઓ 'ચક્રવર્તી' અને 'ત્રિભુવનાધિપતિ' જેવાં મહાબિરુદ પણ ધરાવતા. હોયસાળ રાજાઓ સમય જતાં કલ્યાણના ચાલુક્યો જેવાં મહાબિરુદ ધારણ કરતા. પાંડય રાજ્યમાં રાજા અને યુવરાજનું સંયુક્ત રાજ્ય પ્રવર્તતું. માર્કો પોલો જેવા વિદેશી પ્રવાસીઓએ પણ આ હકીકતની નોંધ લીધી છે. દક્ષિણ ભારતનાં રાજ્યોના અધિકારીઓમાં દંડનાયક, ધર્માધિકારી, મહાપ્રધાન સાંધિવિગ્રહિક, સેનાપતિ ઇત્યાદિ અનેકવિધ અધિકારીઓના ઉલ્લેખ આવે છે.

પ્રાદેશિક વિભાગોમાં ૧૨, ૧૬, ૩૬, ૪૮, ૮૪ વગેરે સંખ્યાનાં ગામોના નાનામોટા વહીવટી વિભાગ સવિશેષ પ્રચલિત હતા.[૪] ઉપરાંત પથક, વિષય અને મંડલ જેવા વહીવટી વિભાગ પણ ચાલુ હતા. ચાલુક્ય રાજ્યના પ્રાદેશિક તંત્રમાં સ્ત્રી-અધિકારીઓની ઠીક ઠીક નિમણૂક થતી. કર્ણાટકમાં મોટાંનાનાં મહાજનોનું પણ વર્ચસ રહેતું. ચોળ રાજ્યના ગ્રામવહીવટમાં ગ્રામ-મહાસભા ઘણો અધિકાર ધરાવતી. હોયસાળ તથા પાંડય રાજ્યમાં પણ સ્થાનિક મહાસભાને ઘણો અધિકાર રહેતો.

કાયદાને લગતી બાબતોમાં જીમૂતવાહન, વિજ્ઞાનેશ્વર અને અપરાર્કના મતોની પ્રબળ અસર પ્રવર્તતી. 'દાયભાગ' અનુસાર દાય(મિલકત)ના સ્વત્વ(માલિકી)નો પ્રશ્ન દાય ધરાવનાર વ્યક્તિના મૃત્યુ પછી જ ઉપસ્થિત થાય છે ને દાયના વિભાગ નક્કી થયા પછી જ તે તે ભાગ પરની માલિકી નિશ્ચિત થાય છે. વળી એ દાયાદો-

---

૧. ત્રણ શ્રેણીના રાજાઓના અધિપતિ.

૨. કોટવાલ

૩. પટેલ.

૪. ચાલુક્ય રાજ્યમાં ૨૦, ૩૦, ૩૦૦, ૫૦૦, ૧૦૦૦, ૨૦૦૦, ૩૦૦૦થી માંડીને ૨૦,૦૦૦ ને ૩૦,૦૦૦ ગામોના સમૂહનો ઉલ્લેખ આવે છે.

(વારસદારો)ની બાબતમાં સપિંડમાં પિતૃપક્ષીય ઉપરાંત માતૃપક્ષીય સંબંધીઓનો સમાવેશ થતો હોઈ, દૌહિત્ર, ભાણેજ વગેરેને પણ મહત્ત્વનું સ્થાન આપે છે. આ મત બંગાળમાં પ્રબળ અસર ધરાવતો.

પરંતુ વિજ્ઞાનેશ્વરનો મત ઘણી બાબતમાં જુદો પડે છે. આ મત મુજબ સ્વત્વ (માલિકી) તો જન્મથી જ પ્રાપ્ત થાય છે. દાય-વિભાગ પછી પડે છે એટલું જ. વડીલોપાર્જિત મિલકતમાં સહુ પુત્રોનો પહેલેથી સરખો ભાગ રહે છે. વારસાના ક્રમમાં એ પિતૃપક્ષીય સંબંધીઓને વધારે મહત્ત્વનું સ્થાન આપે છે. સ્ત્રીધનની બાબતમાં પણ એ વિશિષ્ટ મત ધરાવે છે. અપરાર્કનો મત કેટલીક બાબતમાં વિજ્ઞાનેશ્વરના મતથી જુદો પડે છે. 'સ્મૃતિચન્દ્રિકા'નો મત પણ અમુક બાબતમાં 'મિતાક્ષરા'ના મતથી જુદો પડે છે. દક્ષિણ ભારતમાં 'મિતાક્ષરા', 'સ્મૃતિચન્દ્રિકા' વગેરેની પ્રબળ અસર પ્રવર્તતી.

## ભાષા અને સાહિત્ય

### સંસ્કૃત સાહિત્ય

સંસ્કૃત ભાષા અને સાહિત્ય વધુ વિદ્વદ્‌ભોગ્ય બનતાં જાય છે એટલું જ નહિ, એ સાહિત્યમાં પ્રતિભાજન્ય મૌલિકતાને સ્થાને શાસ્ત્રીય નિયમો અનુસારના દૃઢ રચનાપ્રકારોનું પ્રમાણ વધતું જાય છે.

ભોજ જેવા રાજવી-કવિઓ અને આશ્રયદાતાઓનું પ્રોત્સાહન રહે છે, હેમચન્દ્ર જેવા બહુદેશીય વિદ્વત્તા ધરાવતા સાહિત્યકારો થયા કરે છે અને 'માનસોલ્લાસ' જેવા જ્ઞાનકોશ લખાતા રહે છે. શાસ્ત્રીય રચનાઓ તથા નિબંધો, વૃત્તિઓ અને ઉપવૃત્તિઓ ઇત્યાદિ સારા પ્રમાણમાં લખાતાં રહે છે. છતાં જાણે કવિપ્રતિભા તથા મૌલિક ચિંતન અને લેખનનો પ્રશિષ્ટ યુગ ક્યારનોય અસ્ત પામી ગયો હોવાનું વરતાય છે.

### કાવ્ય

મહાકાવ્યોમાં શ્રીહર્ષે રચેલું 'નૈષધચરિત' સહુથી વધુ નોંધપાત્ર છે. આ કવિ પ્રાયઃ બારમી સદીમાં કનોજના ગાહડવાલ રાજા જયચંદ્રના સમયમાં થયો. મહાકાવ્યના ૨૨ સર્ગ છે, ને એમાં દમયન્તી સાથેના લગ્ન સુધીનું નલ-ચરિત નિરૂપાયું છે. આ મહાકાવ્યને કાલિદાસ, ભારવિ અને માઘનાં મહાકાવ્યોની હરોળમાં મૂકી સંસ્કૃત સાહિત્યનાં પાંચ પ્રશિષ્ટ મહાકાવ્યોમાં સ્થાન આપવામાં આવ્યું છે. આ કૃતિમાં પાંડિત્યનું પ્રદર્શન કરવાની તથા કાવ્યરચનાની સ્થૂલ

ચમત્કૃતિઓ દર્શાવવાની પ્રબળ વૃત્તિ રહેલી છે, જે મૌલિકતાને ગૌણ કરી કૃત્રિમતાને પ્રાધાન્ય આપે છે. તેમ છતાં કાવ્યતત્ત્વની દૃષ્ટિએ એ ગણનાપાત્ર મહાકાવ્યનો છેલ્લો ઉત્તમ નમૂનો બની રહે છે.

કાશ્મીરનો કવિ ક્ષેમેન્દ્ર એ અગાઉ અગિયારમી સદીમાં થયો. એણે 'ભારત-મંજરી'માં મહાભારતનો અને 'રામાયણમંજરી'માં રામાયણનો સંક્ષેપ ઉતાર્યો છે. 'પદ્ય-કાદંબરી'માં બાણ-કૃત 'કાદંબરી'નું પદ્યમાં રૂપાંતર કર્યું છે અને 'દશાવતાર-ચરિત' રચ્યું છે. કાશ્મીરના કવિ મંખે બારમી સદીમાં 'શ્રીકંઠ-ચરિત' રચી શિવે કરેલા ત્રિપુરાસુર-વધનો પ્રસંગ નિરૂપ્યો છે. જયદ્રથ-કૃત 'હરચરિત-ચિન્તામણિ', કવિરાજ-કૃત 'પારિજાત-હરણ' તથા 'રાઘવ–પાંડવીય'[1] અને સોમેશ્વર-કૃત 'સુરથોત્સવ' પણ પૌરાણિક કથા ધરાવતાં મહાકાવ્ય છે.

પૌરાણિક કથાનકવાળાં મહાકાવ્યોમાં જૈન કવિઓએ પણ નોંધપાત્ર ફાળો આપ્યો છે. માણિક્યસૂરિ-કૃત 'યશોધર-ચરિત', હેમચન્દ્ર-કૃત 'ત્રિષષ્ટિશલાકાપુરુષ-ચરિત', ઓડેયદેવ-કૃત 'ક્ષત્રચૂડામણિ', અભયદેવ-કૃત 'જયન્તવિજય', દેવ-પ્રભસૂરિ-કૃત 'પાણ્ડવચરિત', અમરચન્દ્રસૂરિ-કૃત 'બાલભારત' તથા 'પદ્માનંદ-મહાકાવ્ય', વસ્તુપાલ-કૃત 'નરનારાયણાનંદ', માણિક્યચન્દ્રસૂરિ-કૃત 'શાન્તિનાથ-ચરિત' તથા 'પાર્શ્વનાથચરિત', ધર્મકુમાર-કૃત 'શાલિભદ્રચરિત' અને મુનિરત્ન-કૃત 'અમમ-ચરિત' તથા 'મુનિસુવ્રતચરિત' આ પ્રકારનાં મહાકાવ્ય છે.

આ કાલ દરમ્યાન ઐતિહાસિક કથાનકવાળાં કેટલાંક મહાકાવ્ય પણ રચાયાં. પદ્મગુપ્ત-કૃત 'નવસાહસાંકચરિત'માં માળવાના પરમાર રાજા સિન્ધુરાજ-નવસાહસાંકનું, બિલ્હણ-કૃત 'વિક્રમાંકદેવ-ચરિત'માં કલ્યાણના ચાલુક્ય રાજા વિક્રમાદિત્ય ૬ ઠ્ઠાનું, અતુલ-કૃત 'મૂષિકવંશ'માં મૂષિક રાજ્ય(દક્ષિણ કેરલ)ના રાજવંશનું, સોમેશ્વર-કૃત 'કીર્તિકૌમુદી'માં, અરિસિંહ-કૃત 'સુકૃત સંકીર્તન'માં, બાલચંદ્ર-કૃત 'વસન્ત-વિલાસ'માં અને ઉદયપ્રભસૂરિ-કૃત 'ધર્માભ્યુદય'માં ધોળકાના રાણા વીરધવલના મહામાત્ય વસ્તુપાલ(વસન્તપાલ)નું ચરિત આલેખાયું છે.

આમાં કેટલાંક મહાકાવ્ય બેવડા હેતુથી રચાયેલાં છે. સન્ધ્યાકર નંદીએ 'રામચરિત'માં શ્લેષ દ્વારા રઘુકુલના રામચંદ્રનું તેમ જ બંગાળના પાલવંશના રાજા રામપાલનું ચરિત નિરૂપ્યું છે. આચાર્ય હેમચંદ્રે સંસ્કૃત 'દ્વયાશ્રય'માં ચૌલુક્ય વંશનું સંકીર્તન કર્યું છે. અને સાથે સાથે 'ભટ્ટિકાવ્ય'ની જેમ શબ્દ-શાસ્ત્ર(વ્યાકરણ)ના અટપટા નિયમોનાં ઉદાહરણ પૂરાં પાડ્યાં છે.

---

૧. આ દ્વિસંધાન કાવ્ય છે. એમાં શ્લેષ દ્વારા એક બાજુ રાઘવ(રામ)નું ચરિત અને બીજી બાજુ પાંડવોનું ચરિત નિરૂપાયેલું છે.

ઊર્મિપ્રધાન કાવ્યોમાં બિલ્હણ-કૃત 'ચૌર-પંચાશિકા'[૧], જયદેવ-કૃત 'ગીત-ગોવિન્દ'[૨], ગોવર્ધન-કૃત 'આર્યા-સપ્તશતી'[૩] અને ધોયી-કૃત 'પવનદૂત'[૪] નોંધપાત્ર છે. આ ઉપરાંત શૈવ, વૈષ્ણવ અને જૈન કવિઓનાં અનેક સ્તોત્ર પણ આ પ્રકારનાં કાવ્યોના સુંદર નમૂના પૂરા પાડે છે. એમાં સોમેશ્વર-કૃત 'રામશતક' તથા રામચંદ્ર-કૃત 'ભક્તિશતક' તેમ જ આચાર્ય હેમચન્દ્ર તથા મહામાત્ય વસ્તુપાલ વગેરેનાં સ્તોત્ર ખાસ નોંધપાત્ર છે.

બોધપ્રધાન કાવ્યોમાં શંભુ-કૃત 'અન્યોક્તિમુક્તાલતાશતક', કુસુમદેવ-કૃત 'દૃષ્ટાંતશતક', નાગરાજ-કૃત 'ભાવશતક', ક્ષેમેન્દ્ર-કૃત 'સમયમાતૃકા', 'કલાવિલાસ', 'દર્પદલન', 'સેવ્યસેવકોપદેશ', 'ચારુચર્યા', 'દેશોપદેશ' અને 'નર્મમાલા', જલ્હણ-કૃત 'મુગ્ધોપદેશ', અમિતગતિ-કૃત 'સુભાષિતરત્નસંદોહ', સોમેશ્વર-કૃત 'કર્ણામૃતપ્રપા' તથા જટેન્દ્રપ્રભસૂરિ-કૃત 'વિવેકપાદપ' અને 'વિવેકકલિકા' નોંધપાત્ર છે.

આ કાલમાં કેટલાક સુભાષિતસંગ્રહ પણ તૈયાર થયા, જેમ કે વલ્લભદેવની 'સુભાષિતાવલી', શ્રીધરદાસનું 'સદુક્તિકર્ણામૃત' અને જલ્હણની 'સૂક્તિમુક્તાવલી'. આ સંગ્રહોમાં સેંકડો કવિઓનાં સુભાષિત સંગૃહીત થયાં છે, જેમાં કેટલીક કવયિત્રીઓનો પણ સમાવેશ થાય છે.

## નાટક

પૌરાણિક વસ્તુવાળાં નાટકોમાં જયદેવ-કૃત 'પ્રસન્નરાઘવ' તથા સોમેશ્વર-કૃત 'ઉલ્લાઘ-રાઘવ'; ઉમાપતિધર-કૃત 'પારિજાતહરણ', આચાર્ય હેમચન્દ્રના શિષ્ય રામચન્દ્રે રચેલ 'નલવિલાસ', 'રઘુવિલાસ', 'યદુવિલાસ', 'સત્યહરિશ્ચન્દ્ર', 'નિર્ભય-ભીમ', 'રાઘવાભ્યુદય' અને 'યાદવાભ્યુદય', કુલશેખર—કૃત 'તપતી—સંવરણ' તથા 'સુભદ્રા-ધનંજય', વિજયપાલ—કૃત 'દ્રૌપદી—સ્વયંવર', રવિવર્માનું 'પ્રદ્યુમ્નાભ્યુદય', શાકંભરીના ચાહમાન રાજા વીસલદેવનું 'હરકેલિ', પ્રહ્લાદનદેવનું 'પાર્થપરાક્રમ', બાલચન્દ્ર—કૃત 'કરુણાવજ્રાયુધ', રામભદ્રનું 'પ્રબુદ્ધરૌહિણેય' અને સુભટ—કૃત 'દૂતાંગદ'

૧. આ કાવ્ય શૃંગારવિષયક છે.

૨. રાધા-કૃષ્ણનો પ્રણય નિરૂપતું આ કાવ્ય ભક્તિપ્રધાન ગેયકાવ્યના ઉત્તમ નમૂના તરીકે નામાંકિત છે.

૩. એ શૃંગારવિષયક ૭૦૦ શ્લોકોનું બનેલું છે.

૪. 'મેઘદૂત'ના અનુકરણમાં રચાયેલા આ કાવ્યમાં મલયગિરિની ગંધર્વ રાજકન્યા કુવલયવતી બંગાળના રાજા લક્ષ્મણસેનને પવન દ્વારા સંદેશો મોકલે છે.

નોંધપાત્ર છે. કાલંજરના રાજા પરમર્દિદેવના મંત્રી વત્સરાજે રચેલ 'કિરાતાર્જુનીય' વ્યાયોગ, 'રુક્મિણીહરણ' ઈહામૃગ', 'ત્રિપુરદાહ' ડિમ અને 'સમુદ્રમંથન' સમવકાર તે તે રૂપક-પ્રકારનો નમૂનો પૂરો પાડે છે.

કેટલાંક નાટક ઐતિહાસિક કે અર્ધ-ઐતિહાસિક વસ્તુ ધરાવે છે, જેમ કે બિલ્હણ-કૃત 'કર્ણસુંદરી', જેનો નાયક ગુજરાતનો સોલંકી રાજા કર્ણદેવ છે; યશશ્ચન્દ્ર-કૃત 'મુદ્રિતકુમુદચંદ્ર', જેમાં સિદ્ધરાજની સભામાં શ્વેતાંબર દેવસૂરિએ વાદવિવાદમાં દિગંબર કુમુદચંદ્રને નિરુત્તર કરી દીધાની ઘટના નિરૂપાઈ છે; દેવેન્દ્ર-કૃત 'ચન્દ્રલેખાવિજય', જેમાં સોલંકી રાજા કુમારપાલે શાકંભરીના રાજા અર્ણોરાજને હરાવ્યાનો બનાવ કેન્દ્રસ્થાને રહેલો છે; જયસિંહસૂરિનું 'હમ્મીરમદમર્દન', જેમાં મહામાત્ય વસ્તુપાલે કરેલ મુસ્લિમ સુલતાન હમ્મીરનો પરાજય નિરૂપાયો છે; મદન-કૃત 'પારિજાત-મંજરી' જેમાં પરમાર રાજા અર્જુનવર્મા નાયક છે; સોમદેવ-કૃત 'લલિતવિગ્રહરાજ', જેમાં ચાહમાન રાજા વીસલદેવનું ચરિત નિરૂપેલું છે અને વિદ્યાનાથ-કૃત 'પ્રતાપરુદ્રકલ્યાણ', જેમાં વરંગલના રાજા પ્રતાપરુદ્રની યશોગાથા ગાવામાં આવી છે.

ઉપર જણાવેલાં રૂપકોમાં કેટલાંક પ્રકરણ પ્રકારનાં છે, તો કેટલાંક વ્યાયોગ પણ છે. રામચંદ્રે રચેલાં અગિયાર રૂપકોમાં 'કૌમુદી-મિત્રાણંદ', 'મલ્લિકા-મકરન્દ' અને 'રોહિણી-મૃગાંક' પ્રકરણ છે. રામચન્દ્રકૃત 'નિર્ભયભીમ', પ્રહ્લાદન-કૃત 'પાર્થપરાક્રમ' અને વત્સરાજ-કૃત 'કિરાતાર્જુનીય' વ્યાયોગ છે. વત્સરાજે રચેલાં અન્ય પ્રકારોનાં રૂપકોનો ઉલ્લેખ અગાઉ આવી ગયો છે, જેમાં 'કર્પૂરચરિત' નામે ભાણ અને 'હાસ્યચૂડામણિ' નામે પ્રહસન અહીં નોંધપાત્ર છે. શંખધર-કૃત 'લટકમેલક' પ્રહસન તરીકે પ્રસિદ્ધ છે.

કવિ કૃષ્ણમિશ્ર-કૃત 'પ્રબોધચન્દ્રોદય' તથા યશઃપાલ-કૃત 'મોહરાજપરાજય' એ ગુણદોષનાં રૂપક-પાત્રો ધરાવતાં નાટક છે.

આ કાલમાં 'છાયાનાટક' નામે એક નવો રૂપક-પ્રકાર પ્રયોજાયો છે. આ રૂપક-પ્રકારનાં લક્ષણ સ્પષ્ટતઃ જાણવા મળ્યાં નથી, પરંતુ એમાં કઠપૂતળીના ખેલનું તત્ત્વ રહેલું લાગે છે. સુભટ-કૃત 'દૂતાંગદ', મેઘપ્રભ-કૃત 'ધર્માભ્યુદય' અને કોઈ અજ્ઞાત કવિનું 'શમામૃત' – એ ત્રણેય છાયાનાટક ગુજરાતમાં રચાયાં છે.

**ગદ્યકથા**

બાણ, દંડી અને સુબંધુની ગદ્યકૃતિઓની તોલે આવે એવી કોઈ કથાઓ પછીના કાલમાં રચાઈ નથી. કવિ સોઢ્ઢલની 'ઉદયસુન્દરીકથા', ઓડેયદેવની 'ગદ્ય-

ચિન્તામણિ' અને વિદ્યાચક્રવર્તીની 'ગદ્યકર્ણામૃત' એ આ કાલની ગદ્યકથાઓ છે, જે કવિપ્રતિભાની ઊંચી છાપ પાડતી નથી.

### ચમ્પૂ

દસથી સદીથી વિકસેલા આ સાહિત્ય-પ્રકારમાં ભોજ-લક્ષ્મણનો 'રામાયણ-ચમ્પૂ', લક્ષ્મણ-કૃત 'ભારતચમ્પૂતિલક' અને અભિનવ-કાલિદાસનો 'ભાગવતચમ્પૂ' તથા 'અભિનવ-ભારતચમ્પૂ' નોંધપાત્ર છે.

### કથા-સાહિત્ય

પૈશાચી ભાષામાં રચાયેલ પ્રાચીન બૃહત્કથાનાં બે સંક્ષિપ્ત સંસ્કૃત રૂપાંતર કાશ્મીરમાં ૧૧મી સદીમાં પદ્યમાં રચાયાં. એમાં ક્ષેમેન્દ્ર-કૃત 'બૃહત્કથામંજરી' વધારે સંક્ષિપ્ત છે, જ્યારે સોમદેવ-કૃત 'કથાસરિત્સાગર' એના કરતાં વિસ્તૃત છે.

લોકકથા સાહિત્યની અન્ય લોકપ્રિય કથાઓમાં 'વેતાલપંચવિંશતિકા', 'શુકસપ્તતિ' અને 'સિંહાસનદ્વાત્રિંશિકા'નાં રૂપાંતર મળે છે, જેમાંનાં કેટલાંક આ કાલ દરમ્યાન લખાયાં લાગે છે.

આચાર્ય હેમચન્દ્રે 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત'ના પરિશિષ્ટ રૂપે લખેલ 'પરિશિષ્ટપર્વ'માં તેમ જ પ્રભાચન્દ્રે રચેલા 'પ્રભાવકચરિત'માં પ્રાચીન સૂરિઓ તથા રાજાઓનાં ચરિત આલેખાયાં છે.

'બૃહત્કથા'ની જેમ પ્રાચીન 'પંચતંત્ર'નાં ઘણાં રૂપાંતર આ કાલમાં થયાં છે, જેમ કે 'તંત્રાખ્યાયિકા' નામે જૈન રૂપાંતર, પૂર્ણભદ્ર-કૃત 'પંચાખ્યાયિકા' અને નારાયણ-કૃત 'હિતોપદેશ'.

નરચંદ્રસૂરિ-કૃત 'કથારત્નાકર' એ જૈન ધર્મકથાઓનો એક સંગ્રહ છે, જે વસ્તુપાલના સમયમાં (૧૩મી સદીમાં) લખાયો છે.

### વ્યાકરણ

પાણિનિ-કૃત અષ્ટાધ્યાયી, ધાતુપાઠ, ગણપાઠ, પતંજલિ-કૃત મહાભાષ્ય, કાશિકા ઇત્યાદિ પર આ કાલમાં કેટલીક વૃત્તિઓ લખાઈ. જૈનેન્દ્ર-વ્યાકરણ, કાતન્ત્ર-વ્યાકરણ તથા શાકટાયન-વ્યાકરણ વિશે પણ કેટલીક કૃતિઓ લખાઈ. સંસ્કૃત ભાષા શીખવાને સારસ્વત-વ્યાકરણ નામે સરલ સંક્ષિપ્ત વ્યાકરણ રચાયું. પાણિનિનું વ્યાકરણ ૪,૦૦૦ સૂત્રોનું છે, કાતન્ત્ર ૧,૪૦૦ ઉપરાંત સૂત્રોનું છે, જ્યારે સારસ્વત-વ્યાકરણ માત્ર ૭૦૦ સૂત્રોનું છે.

સિદ્ધરાજ જયસિંહની પ્રેરણાથી આચાર્ય હેમચન્દ્રે 'સિદ્ધહૈમશબ્દાનુશાસન' તૈયાર કર્યું. એના છેલ્લા અધ્યાયમાં પ્રાકૃત ભાષાઓનું વ્યાકરણ સમાવ્યું છે. આ વ્યાકરણ જૈન અભ્યાસીઓમાં અદ્યાપિ લોકપ્રિય છે. વિદર્ભના બોપદેવનું 'મુગ્ધબોધ' પણ સરલતા તથા સંક્ષિપ્તતા ધરાવે છે. એમાં હરિ, હર અને રામને લગતાં ઉદાહરણ વધારે આવે છે.

## કોશ

યાદવપ્રકાશ-કૃત 'વૈજયન્તી'માં એકાર્થ શબ્દો તથા શબ્દના અનેક અર્થો એ બંને પદ્ધતિ પ્રયોજાઈ છે. ભોજ-કૃત 'નામ-માલિકા' સંગ્રહરૂપ છે. પુરુષોત્તમ-કૃત 'ત્રિકાણ્ડ-શેષ' એ અમરકોશની પુરવણીરૂપ છે.

મહેશ્વરના 'વિશ્વપ્રકાશ' તથા મંખ-કૃત 'અનેકાર્થકોશ'માં અનેકાર્થ શબ્દોને અંત્ય વ્યંજનો અનુસાર ગોઠવવામાં આવ્યા છે, 'મેદિની' એ 'વિશ્વપ્રકાશ'નો રૂપાંતર જેવું છે. કેશવસ્વામીનો 'નાનાર્થાર્ણવસંક્ષેપ' એ આ પ્રકારનો ઘણો મોટો કોશ છે. એમાં શબ્દોને અક્ષરસંખ્યા પ્રમાણે વર્ગીકૃત કરી તેના દરેક કાંડમાં આદ્ય અક્ષરોના અનુક્રમ ગોઠવેલા છે.

ગુજરાતના આચાર્ય હેમચંદ્રે 'અભિધાન-ચિન્તામણિ' નામે એકાર્થકોશ તથા 'અનેકાર્થસંગ્રહ' નામે અનેકાર્થકોશ લખ્યો છે. તેમની 'દેશીનામમાલા' દેશી શબ્દોના કોશ તરીકે મહત્ત્વની છે. તેમના 'નિઘંટુકોશ'ના પહેલા બે ભાગ ઓષધિ અને વનસ્પતિને લગતા છે, જ્યારે તેનો ત્રીજો ભાગ રત્નોને લગતો છે.

અમરકોશ પર બેત્રણ વૃત્તિઓ લખાઈ.

## છંદઃશાસ્ત્ર

કાશ્મીરના કવિ ક્ષેમેન્દ્રે છન્દઃશાસ્ત્ર વિશે 'સુવૃત્તતિલક' નામે ગ્રંથ લખ્યો. કેદાર-કૃત 'વૃત્ત-રત્નાકર' આ વિશેનો મહત્ત્વનો ગ્રંથ છે. આચાર્ય હેમચંદ્રે 'છન્દો-નુશાસન'માં સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ છંદોનું નિરૂપણ કર્યું છે. જય-કીર્તિ-કૃત 'છન્દોનુશાસન' પણ બારમી સદીમાં લખાયું છે. એમાં સંસ્કૃત ઉપરાંત કન્નડ છંદોનાં લક્ષણ આપ્યાં છે. 'કવિદર્પણ' મુખ્યતઃ પ્રાકૃતમાં રચાયું છે; સંસ્કૃત છંદોને લગતો ભાગ સંસ્કૃતમાં છે. ગુજરાતના અમરચંદ્રસૂરિએ 'છન્દોરત્ના-વલિ' રચી છે. આ ગ્રંથોમાં સામાન્યતઃ છંદનાં નામ તથા લક્ષણ તેના ઉદાહરણમાં વણી લેવામાં આવે છે.

## કાવ્યશાસ્ત્ર

રાજાનક મહિમભટ્ટ(૧૧મી સદી)ના 'વ્યક્તિવિવેક'માં લક્ષ્ય અને વ્યંગ્યને અનુમેયની અન્તર્ગત ગણીને ધ્વનિના પ્રાધાન્યને લગતા મતનું ખંડન કરવામાં આવ્યું છે. 'અગ્નિપુરાણ'માંનો અલંકાર-પર્વ આ કાલમાં લખાયો લાગે છે. ભોજ-કૃત 'સરસ્વતીકણ્ઠાભરણ'માં અગ્નિપુરાણના મતનો વિકાસ દેખા દે છે. તેના 'શૃંગારપ્રકાશ'માં શૃંગારરસનો મહિમા દર્શાવ્યો છે.

ક્ષેમેન્દ્ર-કૃત 'ઔચિત્યવિચારચર્ચા'માં રસનું તત્ત્વ ઔચિત્ય હોવાનું પ્રતિપાદિત કરવામાં આવ્યું છે.

મમ્મટ-કૃત 'કાવ્યપ્રકાશ' સંસ્કૃત કાવ્યશાસ્ત્રમાં અનુપમ સ્થાન ધરાવે છે. એના દસ ઉલ્લાસોમાં કારિકા, વૃત્તિ અને ઉદાહરણો દ્વારા કાવ્યશાસ્ત્રના સર્વ વિષયોનું નિરૂપણ કરવામાં આવ્યું છે. મમ્મટ ઈ.સ. ૧૧૦૦ના અરસામાં થયો. એણે કાવ્યશાસ્ત્રને લગતા વિવિધ મતોનું સુંદર સંયોજન કર્યું છે. થોડાં જ વર્ષોમાં 'કાવ્યપ્રકાશ'નો ગુજરાતમાં અભ્યાસ થવા લાગ્યો. વસ્તુપાલના સમકાલીન માણિક્યચંદ્રે ઈ.સ. ૧૨૦૦ના અરસામાં એના પર 'સંકેત' નામે ટીકા લખી અને ગુજરાતના જયંત ભટ્ટે ઈ.સ. ૧૨૯૪માં ટીકા લખી.

કાશ્મીરી પંડિત રુય્યકે બારમી સદીમાં 'અલંકારસર્વસ્વ'માં અલંકારોનું સૂક્ષ્મ નિરૂપણ કરીને ધ્વનિસંપ્રદાયની હિમાયત કરી. આચાર્ય હેમચંદ્રે 'કાવ્યાનુશાસન'માં મમ્મટ-કૃત 'કાવ્યપ્રકાશ'ની અસર ઝીલીને કાવ્યશાસ્ત્રના વિવિધ વિષયોનું નિરૂપણ કર્યું અને એની કારિકાઓ ઉપરાંત વૃત્તિ અને ઉદાહરણો પણ પૂરાં પાડયાં.

ધ્વનિ-સંપ્રદાયના પ્રતિપાદક શારદાતનયે 'ભાવપ્રકાશન'માં રસ, ભાવ અને નાટ્યશાસ્ત્રનું નિરૂપણ કર્યું. એમાં રસ કાવ્યનો આત્મા હોવાનું અને ગુણ, રીતિ, અલંકાર ઇત્યાદિ ગૌણ હોવાનું પ્રતિપાદન કરેલું છે. જયદેવ-કૃત 'ચંદ્રાલોક'માં કાવ્યશાસ્ત્રનું ટૂંકું અને વિશદ નિરૂપણ કરેલું છે. શોભાકારનો 'અલંકાર-રત્નાકર' કાશ્મીરમાં ઘણો લોકપ્રિય હતો. બંને વાગ્ભટ-કૃત 'વાગ્ભટાલંકાર'માં અલંકાર-શાસ્ત્રનું સરસ લોકભોગ્ય વિવેચન કરેલું છે. વિદ્યાધર-કૃત 'એકાવલી' મમ્મટના 'કાવ્યપ્રકાશ'નું અનુકરણ ધરાવે છે.

મહામાત્ય વસ્તુપાલની વિનંતીથી નરેન્દ્રપ્રભસૂરિએ ઈ.સ. ૧૨૨૬ માં 'અલંકાર-મહોદધિ' લખ્યો. એમાં કારિકાઓ, વૃત્તિ અને ઉદાહરણો છે. એમાં મમ્મટના 'કાવ્યપ્રકાશ'ની તેમ જ હેમચન્દ્રના 'કાવ્યાનુશાસન'ની વિપુલ અસર નજરે પડે છે.

આ કાલ દરમ્યાન કવિશિક્ષા અર્થાત્ ઊગતા કવિઓને કાવ્યરચનાની કલાના વિષયમાં વ્યાવહારિક રીતે ઉપયોગી નીવડે તેવાં સૂચનો આપવાનું સાહિત્ય વિકસ્યું. કાશ્મીરી ક્ષેમેન્દ્ર–કૃત 'ઔચિત્યવિચારચર્ચા' તથા 'કવિકંઠાભરણ'માં કવિશિક્ષાનાં પગરણ થયેલાં છે. આ વિશેનો રીતસરનો પહેલો ઉપલબ્ધ ગ્રંથ ગુજરાતના જયમંગલનો 'કવિશિક્ષા' છે. એનો કર્તા સિદ્ધરાજ જયસિંહનો સમકાલીન જણાય છે. વિનયચંદ્રસૂરિ-કૃત 'કાવ્યશિક્ષા' તેરમી સદીના બીજા કે ત્રીજા ચરણમાં લખાઈ લાગે છે. 'કાવ્યકલ્પલતા'માંની કારિકાઓ અમરચન્દ્ર તથા અરિસિંહે તે અરસામાં રચેલી છે. અમરચન્દ્રે એના પર 'કવિશિક્ષા' નામે રસાળ વૃત્તિ લખી છે. એમાં નિરૂપેલા વિષયો પર એણે 'મંજરી' તથા 'પરિમલ' નામે વિવરણ પણ લખેલાં.

હેમચંદ્રાચાર્યના શિષ્ય રામચંદ્રે તથા ગુણચંદ્રે લખેલ 'નાટ્યદર્પણ' એ નાટ્યશાસ્ત્રને લગતો એક વિરલ ગ્રંથ છે. એમાં નાટક, પ્રકરણ ઇત્યાદિ દસ પ્રકારનાં રૂપકો ઉપરાંત નાટિકા તથા પ્રકરણી નામે બીજા બે રૂપક–પ્રકારોનું, વૃત્તિ, રસ, ભાવ અને અભિનયનું તેમ જ રૂપકનાં સામાન્ય લક્ષણોનું નિરૂપણ કરેલું છે. એમાં આપેલાં ઉદાહરણોમાં 'દેવીચન્દ્રગુપ્ત' જેવા અનુપલબ્ધ નાટકનાં ઉદાહરણ ખાસ નોંધપાત્ર છે. શારદાતનયના 'ભાવપ્રકાશન'માં અંતે રૂપકના દસ પ્રકારો તથા નૃત્યના વીસ પ્રકારોનું નિરૂપણ કરેલું છે.

## ગણિત અને જ્યોતિષ

ભાસ્કરાચાર્ય(૧૨મી સદી)નો 'સિદ્ધાંતશિરોમણિ' એ આ વિષયોને લગતો એક મહત્ત્વનો ગ્રંથ છે. એમાંના 'લીલાવતી' તથા 'બીજગણિત' અધ્યાય ગણિત-વિદ્યાની દૃષ્ટિએ અને 'ગ્રહગણિત' તથા 'ગોલ' અધ્યાય ખગોળવિદ્યાની દૃષ્ટિએ સુપ્રસિદ્ધ છે. કુમારપાલના સમકાલીન દુર્લભરાજ અને એના પુત્ર જગદેવે લખેલ 'સામુદ્રિક-તિલક', જગદેવનો 'ચિન્તામણિ' તથા અજયપાલના સમયમાં નરહરિએ લખેલ 'નરપતિજયચર્યા–સ્વરોદય' ફલાદેશના વિવિધ પ્રકાર નિરૂપે છે. વસ્તુપાલના સમકાલીન ઉદયપ્રભસૂરિએ 'આરંભસિદ્ધિ' અને નરચન્દ્રસૂરિએ 'જ્યોતિઃસાર' લખેલ છે.

## આયુર્વેદ

આયુર્વેદના વિષયમાં ચક્રપાણિદત્ત, સુરેશ્વર, વંગસેન, ભોજ, સાંર્ગધર ઇત્યાદિના ગ્રન્થ આ કાલમાં લખાયા છે. એમાં ચિકિત્સા, ઔષધ, આહાર, વૃક્ષ–આયુર્વેદ, અશ્વ-આયુર્વેદ, પારો, અફીણ, લોહ ઇત્યાદિ વિષયોનું નિરૂપણ થયેલું છે. એમાં ચક્રપાણિ–કૃત 'ચિકિત્સાસંગ્રહ' તથા સાંર્ગધર–કૃત 'સંહિતા' અને 'રસાર્ણવ' નોંધપાત્ર છે.

## સંગીત

સંગીતવિષયક ગ્રંથોમાં 'સંગીત-મકરન્દ', પ્રતાપ ચક્રવર્તીનો 'સંતચૂડામણિ', સાંર્ગદેવનો 'સંગીત-રત્નાકર' અને પાર્શ્વદેવનો 'સંગીતસમયસાર' આ કાલમાં લખાયા છે. સોમેશ્વર–કૃત 'માનસોલ્લાસ'માં પણ ગીત અને વિદ્યાનું નિરૂપણ કરેલું છે.

## શિલ્પશાસ્ત્ર

વાસ્તુકલા તથા શિલ્પકલા(જેમાં મૂર્તિવિધાનનો સમાવેશ થાય છે)ને વિશે 'અગ્નિપુરાણ'ના અમુક અધ્યાયો ઉપરાંત 'મયમત' અને 'માનસાર,' 'સમરાંગણ–સૂત્રધાર' અને 'અપરાજિતપૃચ્છા' તેમ જ દક્ષિણ ભારતના કેટલાક આગમ–ગ્રંથ લખાયા.

## કામશાસ્ત્ર

જ્યોતિરીશ્વર–કૃત 'પંચસાયક' તથા કોક્કોક–કૃત 'રતિરહસ્ય' બારમી સદીમાં લખાયેલ છે. તેરમી સદીમાં કામસૂત્ર પર 'જયમંગલા' વૃત્તિ લખાઈ.

## ધર્મશાસ્ત્ર

પુરાણો અને સ્મૃતિઓમાં મૂળ ગ્રંથો લખાઈ ચૂક્યા હતા. હવે ખાસ કરીને વિવિધ વિષયોને લાગતા નિબંધ લખાતા. એમાં લક્ષ્મીધરનો 'ક્રિયાકલ્પતરુ' ઉત્તર, પૂર્વ તથા પશ્ચિમ ભારતમાં ખાસ લોકપ્રિય નીવડ્યો. એમાં બ્રહ્મચારી, ગૃહસ્થ, આહ્નિક, શ્રાદ્ધ, દાન, પ્રતિમા–પ્રતિષ્ઠા, પૂજા, તીર્થ, વ્રત, શુદ્ધિ, શાન્તિ, રાજધર્મ, વ્યવહાર ઇત્યાદિ વિવિધ વિષય નિરૂપાયા છે. વિજ્ઞાનેશ્વર–કૃત 'મિતાક્ષરા' અને અપરાર્ક-કૃત 'યાજ્ઞવલ્ક્યસ્મૃતિ-ટીકા'નો ઉલ્લેખ અગાઉ આવી ગયો છે. જીમૂતવાહને 'દાયભાગ' ઉપરાંત 'વ્યવહારમાતૃકા' અને 'કાલવિવેક' લખેલ છે.

અનિરુદ્ધ-કૃત 'હારલતા'માં સૂતકનો અને 'પિતૃદયિત'માં શ્રાદ્ધનો વિષય નિરૂપાયો છે. બલ્લાલસેનના 'દાનસાગર'માં દાનનું તથા 'અદ્ભુતસાગર'માં શકુન-અપશકુનનું નિરૂપણ છે. દેવણ્ણભટ્ટની 'સ્મૃતિચન્દ્રિકા'માં સંસ્કાર, આહ્નિક, વ્યવહાર, શ્રાદ્ધ અને અશૌચનું વિવેચન કરેલું છે. વરદરાજનો 'વ્યવહારનિર્ણય' દક્ષિણ ભારતમાં આદરભર્યું સ્થાન ધરાવે છે. હેમાદ્રિ–કૃત 'ચતુર્વર્ગ–ચિંતામણિ' પુરાણો તથા સ્મૃતિઓના અનેક વિવિધ વિષયોના જ્ઞાનકોશ જેવો છે.

## દર્શનો

દર્શનોમાં ન્યાય વિશે ગ્રંથ લખાવા ચાલુ રહ્યા. એમાં ગંગેશ–કૃત 'તત્ત્વ-ચિન્તામણિ' ખાસ નોંધપાત્ર છે. જૈન લેખકોએ શુદ્ધ ન્યાયશાસ્ત્ર વિકસાવ્યું.

કેશવમિશ્રે 'તર્કભાષા'માં ન્યાય અને વૈશેષિક મતોનું સંયોજન કર્યું. શિવાદિત્યની 'સપ્તપદાર્થી' પણ એ બંને મતોનું સમાધાન કરે છે.

ભોજ-કૃત 'રાજમાર્તણ્ડ' એ યોગશાસ્ત્રને લગતો મહત્ત્વનો ગ્રંથ છે.

શ્રીહર્ષ-કૃત 'ખણ્ડનખણ્ડખાદ્ય'માં અધ્યાત્મવાદ તથા અદ્વૈતમતનું પ્રબળ પ્રતિપાદન કરવામાં આવ્યું છે.

'વેદાન્ત-દર્શન'માં શંકરાચાર્યના કેવલાદ્વૈત અને માયાવાદનું ખંડન કરતા અને ભક્તિનો મહિમા પ્રતિપાદિત કરતા નવા મત પ્રચલિત થયા. યાદવપ્રકાશે બ્રહ્મ ચિત્ (ચેતન), અચિત્ (જડ) અને ઈશ્વરનું સ્વરૂપ ધારણ કરે છે તેમ સૂચવ્યું, તો રામાનુજાચાર્યે (૧૧મી સદી) ચિત્ અને અચિત્થી વિશિષ્ટ એવો પરમાત્મા અદ્વૈત (એક) હોવાનું પ્રતિપાદિત કર્યું. આથી આ મતને 'વિશિષ્ટાદ્વૈત મત' કહે છે. બ્રહ્મસૂત્ર પરનું તેમનું 'શ્રીભાષ્ય' સુપ્રસિદ્ધ છે. ભગવદ્ગીતા પરના ભાષ્યમાં તેમણે વાસુદેવ-ભક્તિનો મહિમા દર્શાવ્યો અને વૈષ્ણવધર્મનો વિકાસ કર્યો.

નિમ્બાર્ક-આચાર્યે (૧૨મી સદી) એક બાજુ ઈશ્વર અને બીજી બાજુ જીવ અને જગત વચ્ચે અમુક દ્વૈત સહિતનું અદ્વૈત રહેલું હોવાનું પ્રતિપાદિત કરીને દ્વૈતાદ્વૈત મત પ્રવર્તાવ્યો અને રાધાકૃષ્ણની ભક્તિનો મહિમા સ્થાપ્યો.

આનંદતીર્થ ઉર્ફે મધ્વાચાર્ય (૧૩મી સદી)નાં ભાષ્યોમાં દ્વૈતમતનું પ્રતિપાદન કરવામાં આવ્યું.

## પાલિ સાહિત્ય

પાલિ ભાષાનું ખેડાણ હવે શ્રીલંકા વગેરે દેશોમાં ચાલુ રહ્યું. કેટલાક સિંહલી ગ્રંથોનું પાલિ ભાષામાં રૂપાંતર થવા લાગ્યું, જેમ કે બોધિવંસ, દાઠાવંસ, થૂપવંસ, ચૂલવંસ ઇત્યાદિ.

અનાગતવંસ, જિનાલંકાર, જિનચરિત અને રસવાહિની જેવી કૃતિઓમાં પાલિના સંસ્કૃતીકરણનું વલણ વધતું જાય છે.

ત્રિપિટકના ગ્રંથો પર પાલિમાં વૃત્તિઓ લખાતી ગઈ.

વ્યાકરણમાં કચ્ચાયન મતને લગતા કેટલાક ગ્રંથ લખાયા. થેર મોગ્ગલ્લાને સદ્દલક્ખણ મત પ્રવર્તાવ્યો. બર્મામાં અગ્ગવંસ-કૃત 'સદ્દનીતિ'નું મહત્ત્વ મનાયું.

અમરકોશની પદ્ધતિએ 'અભિધાનપ્પદીપિકા' નામે કોશ લખાયો. અલંકાર અને છંદ વિશે પુસ્તક લખાયાં; જેમ કે 'સુબોધાલંકાર', 'વુત્તોદય' અને 'છન્દોવિચિતિ'.

## પ્રાકૃત સાહિત્ય

પ્રાકૃત ભાષાઓમાં જૈન મહારાષ્ટ્રી પ્રાકૃતનું ખાસ ખેડાણ થયું.

કથા-સાહિત્યમાં ધનેશ્વર-કૃત 'સુરસુંદરી-ચરિય', ગુણચંદ્ર-કૃત 'મહાવીર-ચરિત' અને વર્ધમાન–કૃત 'આદિનાથ-ચરિત' જાણીતાં છે. ગુજરાતના આચાર્ય હેમચન્દ્રે પ્રાકૃત 'દ્વયાશ્રમ'માં કુમારપાલ-ચરિતના નિરૂપણની સાથે સાથે પ્રાકૃત વ્યાકરણને લગતાં ઉદાહરણ પૂરાં પાડયાં. એમાં અંતે શૌરસેની, માગધી, પૈશાચી અને અપભ્રંશનાં ઉદાહરણ પણ આપ્યાં છે.

નેમિનાથ, મુનિસુવ્રત સ્વામી, સુપાર્શ્વનાથ, મલ્લિનાથ, ચંદ્રપ્રભ ઇત્યાદિ તીર્થંકરો ઉપરાંત સનત્કુમાર ચક્રવર્તી, રાજા કુમારપાલ અને રાજપુત્રી મલયસુંદરી જેવી અન્ય વ્યક્તિઓનાં ચરિત પણ નિરૂપાયાં. સોમપ્રભ-રચિત 'કુમારપાલ-પ્રતિબોધ' ગદ્યપદ્યમાં છે ને એનો થોડો ભાગ સંસ્કૃતમાં અને અપભ્રંશમાં પણ છે.

તીર્થંકરોનાં કેટલાંક સ્તોત્ર સંસ્કૃતની જેમ પ્રાકૃતમાં રચાયાં છે. ધર્મવર્ધન-રચિત 'પાર્શ્વજિનસ્તવન' સંસ્કૃત, મહારાષ્ટ્રી, માગધી, શૌરસેની, પૈશાચી અને અપભ્રંશ એ છ ભાષાઓમાં રચાયેલું છે.

શીલોપદેશમાલા, ગાથાકોશ, ભલવૈરાગ્યશતક, નવતત્ત્વ પ્રકરણ, જીવવિચાર, ભવભાવના ઇત્યાદિ પ્રકરણગ્રન્થો બોધાત્મક છે.

આચાર્ય હેમચન્દ્રે 'સિદ્ધહૈમ શબ્દાનુશાસન'ના આઠમા અધ્યાયમાં પ્રાકૃત ભાષાઓના વ્યાકરણનો સમાવેશ કર્યો છે. એવી રીતે ક્રમદીશ્વરે 'સંક્ષિપ્તસાર'ના આઠમા અધ્યાયમાં પ્રાકૃત વ્યાકરણનું નિરૂપણ કર્યું છે. ત્રિવિક્રમે (૧૩મી સદી) 'પ્રાકૃત શબ્દાનુશાસન' લખ્યું. પુરુષોત્તમનું 'પ્રાકૃતાનુશાસન' પ્રાકૃત વ્યાકરણના પૂર્વમતને અનુસરે છે, જે પશ્ચિમ મતથી કેટલેક અંશે જુદો પડે છે.

## અપભ્રંશ સાહિત્ય

આ કાલમાં અપભ્રંશ ભાષામાં જે કૃતિઓ રચાઈ, તે પ્રાયઃ જૈન કવિઓએ લખેલી છે. પદ્મકીર્તિ-કૃત 'પાર્શ્વપુરાણ', હરિભદ્ર-કૃત 'નેમિનાથચરિઉ'[૧], લક્ષ્મદેવ-કૃત 'નેમિનાથ–ચરિઉ' ઇત્યાદિમાં તીર્થંકરોનાં ચરિત નિરૂપાયાં છે. સિંહ–કૃત 'પજ્જુણ્ણ-કહા'માં શ્રી-કૃષ્ણપુત્ર પ્રદ્યુમ્ન, જે જૈન અનુશ્રુતિઓમાં ચોવીસ કામદેવોમાંના એકવીસમા કામદેવ ગણાય છે, તેમની કથા આલેખેલી છે. શ્રીચંદ્રે 'કથાકોશ'માં ૫૩

૧. ચરિઉ=ચરિત.

ધર્મકથાઓનો સંગ્રહ કર્યો છે. શ્રીધર-કૃત 'સુકુમાલ–ચરિઉ'(ઈ.સ. ૧૧૫૧)માં સુકુમાર નામે શ્રાવકનું ચરિત નિરૂપાયું છે. નયનંદિ–કૃત 'સુદર્શન–ચરિત'માં સુદર્શન નામે શ્રાવકનું ચરિત આવે છે.

'કાલસ્વરૂપકુલક', 'યોગસાર', 'વૈરાગ્યસાર', 'છક્કમ્મોવએસ'(ષટ્કર્મોપદેશ), 'અણુવયરયણ-પઈઉ' (અનુવ્રત-રત્ન-પ્રદીપ) અને 'સંજમમંજરી' (સંયમ-મંજરી) બોધદાયક સાહિત્યકૃતિઓ છે.

અબ્દુલ રહમાને (૧૨મી સદી) રચેલા 'સંદેશ–રાસક'માં દ્રવ્યોપાર્જન માટે લાંબા વખતથી ખંભાતથી ગયેલા પતિને તેની વિરહિણી પત્ની ખંભ.ત જતા પથિક દ્વારા સંદેશો મોકલે છે, તેનું નિરૂપણ તથા વિરહિણીના સંદર્ભમાં છ ઋતુઓનું વર્ણન કરેલું છે. આમ આ કાવ્યમાં કાલિદાસ–કૃત 'મેઘદૂત' તથા 'ઋતુસંહાર'માં આવે છે તે પ્રકારના વિષયોનું અપભ્રંશ રાસાના રૂપમાં નિરૂપણ કરેલું છે.

## અર્વાચીન ભાષાઓ

આ કાલ દરમ્યાન અપભ્રંશમાંથી અર્વાચીન ભારતીય આર્યભાષાઓ ઘડાવા લાગી. શૌરસેની અપભ્રંશમાંથી એક બાજુ હિંદી થઈ અને બીજી બાજુ રાજસ્થાની–ગુજરાતી થઈ. જૂની ગુજરાતી ભાષા રાજસ્થાની (મારવાડી) અને માળવીને વધારે મળતી આવતી.

## જૂની ગુજરાતી

અપભ્રંશ સાહિત્યમાં સંસ્કૃત મહાકાવ્યને મળતો સંધિ–બંધ અને સંસ્કૃત ખંડકાવ્યને મળતો રાસાબંધ એવા બે કાવ્યપ્રકાર પ્રચલિત હતા, તેમાંથી રાસાબંધ જૂની ગુજરાતીમાં પ્રચલિત રહ્યો. જૂની ગુજરાતીનું સાહિત્ય પદ્યબદ્ધ અને ધાર્મિક પ્રકારનું, ખાસ કરીને જૈન ધર્મને લગતું છે. રાસા–બંધ મુખ્યતઃ રાસ સાથે ગાવા માટે રચાતા. ધાર્મિક પર્વો ઊજવતી વખતે જૈન મંદિરોમાંય રાસ ગવાતા.

શાલિભદ્રનો 'ભરતેશ્વર–બાહુબલિ રાસ' (ઈ.સ. ૧૧૮૫), ધર્મનું 'જંબૂ-સામિ–ચરિય' (ઈ.સ. ૧૨૧૦), વિજયસેનસૂરિનો 'રેવંતગિરિ–રાસ' (લગભગ ઈ.સ. ૧૨૩૨) અને પાલ્હણુ-કૃત 'આબુ–રાસ' (ઈ.સ. ૧૨૩૩) એ આ પ્રકારની રચનાનાં જાણીતાં ઉદાહરણ છે.

એક બીજો કાવ્ય-પ્રકાર બારમાસી કાવ્યોનો છે. એમાં પ્રણય-વિરહ નિમિત્તે વારાફરતી બાર માસનું વર્ણન કરવામાં આવે છે. પાલ્હણુ-કૃત 'નેમિ-રાજુલ

બારહમાસા' અને વિનયચન્દ્ર-કૃત 'નેમિનાથ-ચતુષ્પદિકા'[૧] એ બે આ પ્રકારનાં કાવ્ય છે. એમાં નેમિનાથની વાગ્દત્તા રાજિમતીની વિરહ-દૃષ્ટિએ બાર માસનું નિરૂપણ કરેલું છે.

માતૃકા (કક્કો) એ આ કાલનો એક બીજો કાવ્ય-પ્રકાર છે. એનો વિષય ધાર્મિક હોય છે ને એનું નિરૂપણ એકેક માતૃકા(મૂળાક્ષર)થી શરૂ થતી કડીઓમાં કરેલું હોય છે. 'માતૃકા-ચઉપાઈ', 'સંવેગ-માતૃકા' અને 'સમ્યક્ત્વમાઈ-ચઉપાઈ'એ આ પ્રકારનાં જ્ઞાનકાવ્ય છે.

આ કાલ દરમ્યાન 'વિવાહલો' નામે એક નવો કાવ્ય-પ્રકાર પણ પ્રચલિત થયો. મૂળમાં એ વિવાહકાવ્ય છે, પરંતુ જૈન કવિઓ અહીં વિવાહનો પ્રયોગ રૂપક દ્વારા દીક્ષાને[૨] લાગુ પાડીને એમાં કોઈ ને કોઈના દીક્ષાગ્રહણનો પ્રસંગ નિરૂપતા. સોમમૂર્તિએ રચેલું 'જિનેશ્વરસૂરિ–વિવાહલઉ' એ આ પ્રકારનું પહેલું ઉપલબ્ધ કાવ્ય (ઈ.સ. ૧૨૭૫) છે, એમાં દીક્ષા લઈ જિનેશ્વરસૂરિ બનેલા અંબડ નામે શ્રાવકના દીક્ષાગ્રહણનો પ્રસંગ નિરૂપાયો છે.

વિનયચંદ્રનું 'ઉપદેશમાલા કથાનક' છપ્પામાં રચાયું છે.

## જૂની મરાઠી

જૂની મરાઠી ભાષાના સાહિત્યમાં સહુથી પ્રાચીન નોંધપાત્ર કૃતિ મુકુન્દરાજનો 'વિવેકસિન્ધુ' (ઈ.સ. ૧૧૯૦) છે. જ્ઞાનેશ્વરે ભગવદ્ગીતા પર મરાઠીમાં ટીકા લખી તે 'જ્ઞાનેશ્વરી' નામે પ્રસિદ્ધ છે. અભંગ છંદમાં રચાયેલાં હજારેક કીર્તનોનો સંગ્રહ ('ગાથા') પણ મહત્ત્વનો છે. નિવૃત્તિનાથ, સોપાનદેવ અને મુક્તાબાઈની થોડી રચનાઓ ઉપલબ્ધ છે.

સંત ચક્રધર, જે મૂળ ગુજરાતના હતા પણ મહારાષ્ટ્રમાં વસ્યા હતા, તેમણે ઈ.સ. ૧૨૬૩ માં મહાનુભાવ સંપ્રદાય નામે સુધારક સંપ્રદાય સ્થાપેલો, તે સંપ્રદાયનું થોડુંક સાહિત્ય ઉપલબ્ધ છે.

જ્ઞાનદેવના સમકાલીન નામદેવે પંઢરપુરના વિઠોબા(વિઠ્ઠલ)ની ભક્તિનાં કીર્તનો દ્વારા ભાગવત ધર્મને લોકપ્રિય કર્યો. એમના શિષ્યોએ, ખાસ કરીને જનાબાઈએ, સેંકડો અભંગ રચ્યા છે.

---

૧. ચતુષ્પદિકા=ચોપાઈ.

૨. દીક્ષા એટલે સંયમશ્રી સાથેનો વિવાહ એવું રૂપક પ્રયોજાતું.

## જૂની હિંદી

ગુજરાતી–રાજસ્થાનીની જેમ જૂની હિંદી પણ અપભ્રંશ સાથે ઘણે અંશે મળતી આવે છે. કેટલાક લેખકો સ્વયંભૂ અને પુષ્પદંતની અપભ્રંશ કૃતિઓને જૂની હિંદીની કૃતિઓ તરીકે ગણાવે છે. વિદ્યાપતિની 'કીર્તિલતા' તથા 'કીર્તિપતાકા' મુખ્યતઃ અપભ્રંશમાં છે, પણ તેની અંદર મૈથિલી ભાષાના પ્રયોગ આવે છે. જ્યોતિરીશ્વરના 'વર્ણરત્નાકર'માં હિન્દી ભાષાના આદિકાલની મૈથિલી ભાષાનું સ્વરૂપ જોવા મળે છે. રાજસ્થાન અને બિહારની વચ્ચેના પ્રદેશની વ્રજભાષા તથા અવધી ભાષાની પ્રાચીન કૃતિઓ ભાગ્યે જ મળે છે; ને 'ખુમાન રાસો' તથા 'વીસલદેવ રાસો' જેવી કૃતિઓ આનુશ્રુતિક રીતે મનાય છે તે કરતાં ઘણી મોડી રચાઈ જણાય છે, તો બીજી કેટલીક કૃતિઓનું અનુકાલીન રૂપાંતર થઈ ગયું છે. વર્તમાન 'પૃથ્વીરાજ-રાસો'માં પણ અનેક અનુકાલીન પ્રક્ષેપ થયેલા છે, અબ્દુલ રહમાનના 'સંદેશરાસક'માં ૧૨મી–૧૩મી સદીની અપભ્રંશ ભાષાનું બોલાતું સ્વરૂપ જોવા મળે છે. 'રાસો'ને કોઈ ઐતિહાસિક વ્યક્તિના નામ સાથે જોડવામાં આવે છે. તેમાં ઐતિહાસિક તથા કાલ્પનિક અંશોનું મિશ્રણ હોય છે ને તેમાં કાવ્યતત્ત્વની મુખ્ય દૃષ્ટિ રહેલી હોય છે. દસમીથી ચૌદમી સદી સુધીમાં હિંદી સાહિત્યનું આદિસ્વરૂપ ઘડાયું અને એમાં દોહા, ચોપાઈ, કવિત–સવૈયા, છપ્પા, કુંડલિયા વગેરે માત્રામેળ છંદ પ્રચલિત થયા.

## જૂની બંગાળી

પૂર્વ ભારતના બિહાર, બંગાળ, આસામ અને ઓરિસાની અર્વાચીન ભાષાઓ માગધી પ્રાકૃત અને માગધી અપભ્રંશમાંથી ઊતરી આવી છે. એમાં પૂર્વમાં બંગાળી, આસામી અને ઓડિયા ઘડાઈ, મધ્યમાં મૈથિલી અને માગહી ઘડાઈ અને પશ્ચિમમાં ભોજપુરી ઘડાઈ.

એમાં જૂની બંગાળી–આસામી ભાષામાં કેટલુંક ગણનાપાત્ર સાહિત્ય લખાયું છે. જૂની બંગાળી સાહિત્યનો સહુથી જૂનો નમૂનો ચર્યાપદો રૂપે મળ્યો છે. એ ગીત બૌદ્ધ મહાયાન સિદ્ધોએ રચેલાં છે. એ અગિયારમી સદીમાં રચાયાં લાગે છે.

## તમિળ

તમિળ સાહિત્યમાં હવે બૌદ્ધ અને જૈન ધર્મની અસર લુપ્ત થઈ તથા શૈવ અને વૈષ્ણવ ધર્મની અસર પ્રવર્તી. હવે રામાયણ, મહાભારત અને પુરાણો તરફ તમિળ કવિઓ વિશેષ ધ્યાન આપતા થયા.

બારમી સદીમાં કમ્બન, ઓટ્ટકકૂત્તન અને પુગલેન્દી નામે સંત-કવિઓ થયા. કવિ કમ્બન ચોળ રાજા કુલોત્તુંગનો આદર પામ્યા હતા. ત્યાંના રાજકવિ ઓટ્ટકકૂત્તન સાથેની સ્પર્ધામાં તે વિજયી નીવડયા. કમ્બને રામાયણનું કથાનક તમિળ કવિતામાં ઉતાર્યું. આ 'કમ્બ રામાયણ' વાલ્મીકિના સંસ્કૃત રામાયણનું રૂપાંતર હોવા છતાં તમિળ કવિતાની એક ઉત્તમ કૃતિ છે.

ઓટ્ટકકૂત્તને કમ્બન સાથેની સ્પર્ધામાં પરાભવ પામતાં હતાશ થઈ પોતાનું 'રામાયણ' બાળી નાખવા માંડયું, ત્યારે કમ્બને તેમાંનો 'ઉત્તરકાંડ' બચાવી લીધો. વળી એણે દંડયાત્રા અને વિજયયાત્રાને લગતાં યુદ્ધગીત પણ રચ્યાં છે. ઓટ્ટકકૂત્તન સાહિત્યના સર્જક કરતાં સ્વામી તરીકે સારી છાપ પાડે છે.

ચોળ રાજા કુલોત્તુંગ પાંડય કુંવરીને પરણતાં પાંડય રાજ્યમાંથી ત્યાંના કવિ પુગલેંદીને ચોળ સભામાં મોકલવામાં આવ્યો અને ઓટ્ટકકૂત્તન સાથે તેને પણ સ્પર્ધા ચાલી. બુદ્ધિચાતુર્યમાં પુગલેંદી હંમેશાં પ્રભાવ પાડતો. 'નલ વેણ્બા'એ પ્રવાહી વેણ્બા છંદમાં નળ–દમયંતીના કથાનક વિશે રચાયેલી તેની ઉત્તમ તમિળ કૃતિ છે. એણે મહાભારતના પ્રસંગો અને આનુશ્રુતિક તથા ઐતિહાસિક કથાનકો વિશે પણ સુંદર કાવ્ય રચ્યાં છે.

અવ્વૈઈ નામે કવયિત્રી સંઘમ કાલમાં થયેલી, તે નામની બીજી કવયિત્રી કમ્બલના સમયમાં થઈ. તેણે કેટલીક સુંદર કાવ્યકૃતિઓ રચી છે. એની રચનાઓ ઊર્મિ અને ભાવથી સભર છે.

શૈવ સિદ્ધાંતને લગતું સાહિત્ય અઘોરશિવ, સદ્યોજ્યોતિષ અને ભોજરાજ સંસ્કૃતમાં લખતા હતા, પરંતુ મેયકણ્ડ જેવા આચાર્યો જ્યારે તમિળમાં લખવા લાગ્યા ત્યારે તેની અસર આમવર્ગ સુધી વ્યાપી. મેયકણ્ડની પહેલાંના સંતકવિઓમાં નમ્બિ–આણ્ડાર–નમ્બિ (૧૧મી સદી) તમિળ સાહિત્યના વ્યાસ જેવા ગણાય છે, કેમ કે એમણે શૈવ કીર્તનોના અગિયાર નિરુકુરઈ (સંગ્રહ) કર્યા. બારમો તિરુમરઈ કવિ શેક્કિમારની કૃતિ છે. એ કમ્બલના લગભગ સમકાલીન છે. એમની કૃતિમાં ૬૩ શૈવ સંતોનાં ચરિત નિરૂપાયાં છે.

મેયકણ્ડ( ૧૩ મી સદી )નું 'શિવ–જ્ઞાન–બોધમ્' તમિળ સિદ્ધાન્ત-શાસ્ત્રોમાં સુપ્રસિદ્ધ છે. એ વેલ્લાલ કુલના હોવા છતાં મહાન આચાર્ય ગણાતા. તેમના શિષ્યોમાં અરુળનંદી નામે એક બ્રાહ્મણ હતા, જેમણે 'શિવ-જ્ઞાન-સિદ્ધિયર' લખ્યું છે. એમાં મેયકણ્ડની કૃતિની વિપુલ અસર રહેલી છે. અરુળનંદીના એક વેલ્લાલ

શિષ્યના બ્રાહ્મણ શિષ્ય ઉમાપતિએ 'શિવપ્રકાશમ' રચ્યું. આ ગ્રંથોમાં પતિ, પશુ અને પાશને લગતા શૈવ સિદ્ધાંતોનું નિરૂપણ જોવા મળે છે.

### કન્નડ

અગિયારમી સદીમાં 'ચંદ્રચૂડામણિ-શતક' નામે વૈરાગ્યશતક રચનાર નાગવર્માચાર્ય અને 'મદન-તિલક' નામે ચિત્રકાવ્ય રચનાર ચંદ્રરાજ જેવા જૂજ કવિ થયા. પરંતુ બારમી સદીમાં કન્નડ સાહિત્યમાં ભારે ભરતી આવી.

વીરશૈવ કે લિંગાયત સંપ્રદાયના પ્રવર્તક બસવ (૧૨ મી સદી) અને એમના સંપ્રદાય–મંડલના અન્ય કવિઓએ સંખ્યાબંધ ધર્મવિષયક કાવ્યમય 'વચન' રચ્યાં. હરિહરે 'ગિરિજા-કલ્યાણ'માં શિવ-પાર્વતી વિવાહનું તથા 'શિવશરણ રગલેગલુ'માં શૈવ તથા વીરશૈવ સંતોનાં ચરિતોનું નિરૂપણ કર્યું. રાઘવાંકે રચેલું 'હરિશ્ચંદ્ર' કાવ્ય ભારતીય સાહિત્યમાં ગણનાપાત્ર સ્થાન ધરાવે છે. આ કવિએ કન્નડ કવિતામાં ષટ્પદી (છ ચરણની કડી) પ્રચલિત કરી.

બારમી–તેરમી સદીમાં કેટલાક જૈન લેખકોએ પણ કન્નડ સાહિત્યને સમૃદ્ધ કર્યું. અભિનવ પમ્પે 'મલ્લિનાથ પુરાણ' તથા 'પમ્પ-રામાયણ'ની રચના કરી. વળી નેમિચન્દ્ર, જન્ન, કાન્તિ, નયસેન, નાગવર્મા બીજો અને કેશિરાજ જેવા અન્ય જૈન કવિઓ થયા. જૈન કવિઓ મુખ્યતઃ જુદા જુદા તીર્થંકરોના ચરિતને લગતાં પુરાણ રચતા. દા.ત., નેમિનાથ-પુરાણ, પુષ્પદન્ત-પુરાણ, મહાવીર-પુરાણ ઇત્યાદિ. મલ્લિકાર્જુને કન્નડ કાવ્યોની ઉત્તમ કૃતિઓનો 'સૂક્તિ-સુધાર્ણવ' નામે સુંદર સંગ્રહ કર્યો.

### તેલુગુ

તેલુગુ મુખ્યત્વે આન્ધ્ર પ્રદેશની ભાષા છે. એના પ્રાચીન સાહિત્યમાં દેશી અને માર્ગી એવા બે પ્રવાહ પ્રવર્તે છે. દેશી સાહિત્યમાં અસંસ્કૃત ગ્રામજનોના હૃદય-ધબકાર જોવા મળે છે. આ લોક-સાહિત્યમાં દ્રવિડભાષાનું જ તત્ત્વ પ્રવર્તે છે અને એમાં જગતભરનાં લોકગીતોના સામાન્ય વિષય દેખા દે છે. માર્ગી સાહિત્ય સંસ્કૃત રાજસભા અને નાગરિક-જનો માટે નિર્માતું. તેમાં નન્નિઆહ-(૧૧મી સદી)નું 'મહાભારત' અગ્રિમ સ્થાન ધરાવે છે. એમાં સંસ્કૃત સાહિત્યની પ્રબળ અસર પ્રવર્તે છે. નન્નિઆહ તેલુગુમાં મહાભારતના પહેલા બે પર્વ જ પૂરા કરી શક્યો ને ત્રીજા પર્વના અમુક ભાગથી એ અધૂરું રહી ગયું. તિક્કન (૧૩મી સદી) નામે કવિએ એના પર્વ ૪થી ૧૮ રચ્યા અને એર્રપ્રગડાએ ત્રીજા પર્વનો બાકીનો

ભાગ પૂરો કર્યો. આમ આ કવિત્રયે મળીને તેલુગુ મહાભારતની રચના કરી. નન્નિઆહે પોતાની કૃતિમાં સંસ્કૃત શબ્દ વિશેષ પ્રમાણમાં પ્રયોજ્યા છે, છતાં તેની શૈલી સરળ અને વિશદ રહી છે. તિક્કન્ને રામાયણના ઉત્તરકાંડ વિશે પણ કાવ્ય રચ્યું છે. એની રચનામાં કેટલીક વાર દુર્બોધતા દેખાય છે, છતાં કેટલીક વાર રસોદ્રેક પણ વરતાય છે. આ ત્રણેય કવિઓએ ચમ્પૂનું સ્વરૂપ પસંદ કર્યું છે.

અગિયારમી–બારમી સદીમાં તેલુગુમાં સંસ્કૃત ગ્રંથો પરથી ગણિત વિશે ગ્રંથ લખાયા. બારમી સદીમાં તેલુગુમાં વીરશૈવ ધર્મની અસર શરૂ થઈ. સોમનાથે 'બસવ પુરાણુ' તથા 'અનુભવ–સાર' લખ્યો. નન્નેચોડે 'કુમારસંભવમ્' રચ્યું.

તેરમી સદીમાં રંગનાથે પદ્યબદ્ધ રામાયણની રચના કરી ને ભાસ્કર આદિએ ચમ્પૂ સ્વરૂપે રામાયણ રચ્યું. આ બંને કૃતિઓ અદ્યપર્યંત લોકપ્રિય રહી છે, પરંતુ કાવ્યની દૃષ્ટિએ તે તેલુગુ મહાભારતની કક્ષાની ન ગણાય. તેરમી સદીમાં તેલુગુમાં આ ઉપરાંત બીજી કેટલીક કૃતિઓ લખાઈ, જેમ કે 'દશકુમારચરિત', 'માર્કંડેય-પુરાણુ' અને 'કેયૂરબાહુચરિત'.

### ઇતર ભાષાઓ

આર્ય તથા દ્રવિડ કુલની બીજી કેટલીક ભાષાઓ પણ હવે ધીમે ધીમે અર્વાચીન સ્વરૂપ પામતી ગઈ.

ઇતર કુલોની ભાષાઓમાં નિષાદ અને કિરાત ભાષાઓ ખાસ નોંધપાત્ર છે. નિષાદ ભાષા ઑસ્ટ્રિક-એશિયાઈ કુલની અને કિરાત ભાષા ભારતીય-મોંગલ કુલની છે. નિષાદ ભાષાઓમાંની કેટલીક લોકકથાઓ સંસ્કૃત અને દ્રવિડ કુલની ભાષાઓના સાહિત્યમાં પ્રચલિત થઈ, પરંતુ આ ભાષાઓનું કંઈ સાહિત્ય સીધું લખાણમાં ઊતર્યું નહિ.

કિરાત કુલની ભાષાઓ પૈકી નેપાલ, સિક્કિમ અને મણિપુરની ભાષાઓમાં સાહિત્ય લખાયું. નેપાલની નેવારી ભાષામાં, આસામની અહોમ ભાષામાં અને મણિપુરની મીથી ભાષામાં આ કાલ દરમ્યાન કેટલુંક લેખન થયું હોવાનું જાણવા મળે છે. થાઈપ્રદેશ, બર્મા અને તિબેટની ભાષાઓમાં ભારતીય લિપિનાં સ્વરૂપ પ્રયોજાયાં છે.

## ધર્મ અને તત્ત્વજ્ઞાન

તાંત્રિક ક્રિયાઓનું માહાત્મ્ય, મુસ્લિમ હુમલાઓ અને મંદિરો તથા મૂર્તિઓનો નાશ, બૌદ્ધ ધર્મનો લય, 'હિંદુ' નામનો પ્રયોગ, હિંદુધર્મનું સંરક્ષણ અને ભક્તિનો મહિમા એ આ કાલની ધાર્મિક સ્થિતિનાં મુખ્ય લક્ષણ છે.

## બૌદ્ધ ધર્મ

બૌદ્ધ ધર્મમાં તાંત્રિક ક્રિયાઓનું માહાત્મ્ય પ્રવર્તતું. મહાયાનમાં શૂન્યતા (પૂર્ણજ્ઞાન) ઉપરાંત કરુણાનો મહિમા મનાયો. બોધિચિત્તમાં પોતાને થતી બોધિપ્રાપ્તિ ઉપરાંત જગતના અન્ય જીવોને મુક્તિ અપાવવા અંગેની કરુણા મહત્ત્વ ધરાવતી. બોધિચિત્તની પ્રાપ્તિ દ્વારા દરેક જીવ ભવ (સંસાર) તથા નિર્વાણ સંબંધી સમ્યક્‌-સંબુદ્ધ બનવાની ગૂઢ કે પ્રગટ શક્તિ ધરાવે છે. શૂન્યતા અને કરુણાનું સ્થાન સમય જતાં પ્રજ્ઞા અને ઉપાયે લીધું. પ્રજ્ઞા (શૂન્યતા) નિષ્ક્રિય છે, જ્યારે ઉપાય (કરુણા) સક્રિય છે. પ્રજ્ઞા અને ઉપાયનો સંયોગ પરમ લક્ષ્ય ગણાવા લાગ્યો. સ્ત્રી અને પુરુષ તે એ બેના આવિર્ભાવ ગણાયાં. પ્રજ્ઞા(સ્ત્રી) અને ઉપાય-(પુરુષ)ના સ્થૂલ સંયોગ દ્વારા સૂક્ષ્મ મહાસુખ પ્રાપ્ત થતું મનાયું.

વજ્રયાનમાં 'શૂન્યતા'ને સ્થાને 'વજ્ર' શબ્દ પ્રયોજાયો. મંત્ર, જપ, મુદ્રા, પૂજા ઇત્યાદિ સર્વ ક્રિયાઓમાં વજ્ર(શૂન્યતા)નો સાક્ષાત્કાર કરવાથી ભગવાન વજ્રસત્ત્વનો સાક્ષાત્કાર થાય છે. વજ્રસત્ત્વ એ આદિબુદ્ધ છે. એમાંથી પાંચ પ્રકારનું જ્ઞાન અને એમાંથી પાંચ પ્રકારનું ધ્યાન ઉદ્‌ભવે છે. એમાંથી વળી પાંચ ધ્યાની બુદ્ધ ઉત્પન્ન થાય છે: વૈરોચન, રત્નસંભવ, અમિતાભ, અમોઘસિદ્ધિ અને અક્ષોભ્ય. તે દરેકને પોતપોતાની બુદ્ધશક્તિ છે, પોતપોતાનો બોધિસત્ત્વ છે. અને પોતપોતાનો માનુષી બુદ્ધ છે. વજ્રસત્ત્વ અને અન્યદેવને તેની શક્તિ સાથે સર્વાંગી ગાઢ સંયોગ દ્વારા મહાસુખ માણતો બતાવવાનું ઇષ્ટ ગણાતું.

દસમી સદીના અરસામાં વજ્રયાનની અંદર કાલચક્રયાન ખીલ્યો. એમાં પ્રજ્ઞા-ઉપાયના સંયોગને સ્થાને કાલચક્રનું સંયોજન પ્રયોજાયું. આ યાનમાં બીજાં અનેકાનેક દેવદેવીઓ ઉમેરાયાં. ૧૧મી-૧૨મી સદીમાં ભારતના બૌદ્ધ ધર્મમાં એની પ્રબળ અસર પ્રવર્તી, ખાસ કરીને બંગાળ, મગધ (દક્ષિણ બિહાર) અને કાશ્મીરમાં.

બંગાળમાં પાલ કાલ દરમ્યાન વજ્રયાનની અટપટી પ્રક્રિયા સામે સહજયાન-નામે એક નવો સંપ્રદાય પ્રવર્ત્યો. આ યાનના અનુયાયીઓ પણ યોગ અને તંત્રની ક્રિયાઓમાં માનતા અને સાધના માટે શરીરની દૃઢતા તથા તેની અંદર રહેલી આંતરિક શક્તિને મહત્ત્વ આપતા.

બૌદ્ધ ધર્મ ભારતમાં બંગાળ અને બિહારમાં સવિશેષ પ્રચલિત રહ્યો.

મગધ પર પાલ વંશની સત્તા પ્રસરતાં નાલંદા મહાવિહાર પર તે વંશનું સંચાલન સ્થપાયું હતું અને પાલવંશના રાજાઓએ ઓદન્તપુરી અને વિક્રમશીલના

બીજા બે મહાવિહાર સ્થાપ્યા હતા. આ મહાવિહારો ભિક્ષુસંઘનાં તેમ જ શિક્ષણનાં મહાન કેન્દ્ર હતાં. વિક્રમશીલ વિહારે નાલંદા વિહારની કીર્તિ ઝાંખી પાડી. ધર્મપાલના સમયથી સોમપુરી(પાહાડપુર)નો વિહાર પણ વિદ્યાપીઠ તરીકે અગ્રિમ સ્થાન ધરાવતો. અગિયારમી સદીના મધ્યમાં વંગ(અગ્નિ બંગાળ)નાં સૈન્યોએ એને આગ લગાડી ત્યારથી તેની જહોજલાલીનો અસ્ત થયો. રામપાલે ઉત્તર બંગાળમાં જગદ્દલ નામે નવો મહાવિહાર સ્થાપ્યો. આ મહાવિહારોમાં અનેક વિદ્વાન ભિક્ષુઓ વસતા અને એના નિભાવ માટે તેને અનેક ભૂમિદાન મળતાં. મહીપાલ ૧ લાના સમયથી તિબેટમાંથી અનેક ભિક્ષુ ત્યાં આવી વસતા ને ત્યાંના ભિક્ષુ તિબેટ જતા. આ ભિક્ષુ મુખ્યતઃ વજ્રયાન તથા કાલચક્રયાનનું સાહિત્ય વધારતા.

પરંતુ ભારતમાં બૌદ્ધ ધર્મ બંગાળ અને વિહારમાં જ સીમિત રહ્યો એ માન્યતા યથાર્થ નથી.

કાશ્મીરમાંય એ છેવટ સુધી પ્રચલિત રહેલો. અગાઉ લલિતાદિત્યે પરિહાસપુરમાં અને પ્રવરસેન બીજાના મામા જયેન્દ્રે શ્રીનગરમાં સ્થાપેલ બુદ્ધપ્રતિમાઓનો મહિમા અપાર મનાતો. લોહરવંશના રાજા હર્ષે (ઈ.સ. ૧૦૮૯–૧૧૦૧) કાશ્મીરની બૌદ્ધ મૂર્તિઓનો નાશ કરાવ્યો. ત્યારે પણ આ બે મહા પ્રતિમાઓ સલામત રહેલી. કવિ કલ્હણના સમકાલીન રાજા જયસિંહે (૧૨મી સદી) બૌદ્ધ ભિક્ષુઓ અને મૂર્તિઓ તરફ વધારે અસહિષ્ણુતા દાખવી. ૧૧મી–૧૨મી સદીમાં અનુપમપુરમાં રત્નગુપ્તવિહાર તથા રત્નરશ્મિવિહારનો મહિમા પ્રવર્ત્યો. કાશ્મીરમાં વજ્રયાન અને કાલચક્રયાનની વ્યાપક અસર પ્રસરી. એમાં અનેક લેખકો, ટીકાકારો અને અનુવાદકો થયા. ભવ્યરાજ અને શંકરાનંદે બૌદ્ધ ન્યાયમાં નોંધપાત્ર પ્રદાન કર્યું. કાશ્મીરી કવિ ક્ષેમેન્દ્રે 'બોધિસત્ત્વાવદાન-કલ્પલતા' માં બોધિસત્ત્વની છ પારમિતાઓ નિરૂપી.

ઉત્તર ભારતમાં સારનાથ, કૌશાંબી, કપિલવસ્તુ, વૈશાલી વગેરે સ્થળોએ બૌદ્ધ ધર્મ પ્રવૃત્ત રહ્યો હોવાનું માલૂમ પડે છે. કનોજના ગાહડવાલ રાજા ગોવિંદચંદ્રની બૌદ્ધ રાણી કુમારદેવીએ સારનાથમાં ધર્મચક્ર જિનવિહાર બંધાવ્યો. અને એ રાજાએ જેતવન-વિહારમાં વસતા શાક્ય ભિક્ષુસંઘને છ ગામોનું દાન દીધું. ગોવિંદચંદ્રના પૌત્ર જયચંદ્રે બોધગયાના શ્રીમિત્ર નામે બૌદ્ધ ભિક્ષુને પોતાના ગુરુ કરેલા. કોસલના વૈરોચનવજ્ર નામે વજ્રાચાર્યે કેટલીક કૃતિઓ લખી છે. માળવામાં દાનશ્રીજ્ઞાન નામે બોધિસત્ત્વ થયા. બુંદેલખંડમાં પણ બૌદ્ધ ધર્મ ચાલુ હોવાના અનેક ઉલ્લેખ મળે છે.

દક્ષિણ ભારતમાં જૈન ધર્મના તેમ જ શૈવ તથા વૈષ્ણવ ધર્મના વધતા જતા અભ્યુદયને લઈને બૌદ્ધ ધર્મનો વિપુલ હ્રાસ થયો, છતાં ત્યાંય તે સમૂળો લુપ્ત થયો નહોતો એવું ચોળ રાજ્યના અભિલેખો પરથી માલૂમ પડે છે. આન્ધ્રમાં અમરાવતીનો સ્તૂપ તીર્થધામ તરીકે ચાલુ હતો. દક્ષિણ ભારતના બૌદ્ધો પ્રાયઃ ઉત્તર ભારતમાં જઈ વસતા અને દક્ષિણ ભારતમાં બુદ્ધની પૂજા હવે કેટલીક જગ્યાએ વિષ્ણુના અવતાર તરીકે, તો કેટલીક જગ્યાએ ભયને લઈને થતી હતી.

બારમી સદીના અંત સુધી ઉત્તર ભારતમાં બૌદ્ધ ધર્મ આમ જીવંત રહ્યો હતો. એ હવે પડતીની દશામાં હતો અને બંગાળ તથા બિહારમાં પણ હવે એનું પ્રાબલ્ય રહ્યું નહોતું. તાંત્રિક આચારવિચાર દ્વારા બ્રાહ્મણ ધર્મ અને બૌદ્ધ ધર્મ વચ્ચેનો ભેદ ઓસરતો જતો હતો. બુદ્ધને હવે વિષ્ણુના અવતાર તરીકે બ્રાહ્મણ ધર્મે અપનાવી લીધા. એમાં મુસ્લિમ ચડાઈઓ અને બૌદ્ધ વિહારોના વિનાશે બળતામાં ઘી હોમ્યું. અંતે બૌદ્ધ ધર્મ ભારતના પ્રદેશોમાં લગભગ લુપ્ત થયો અને નેપાલમાં જ ચાલુ રહ્યો. તેરમી સદી પછીયે ભારતમાં બૌદ્ધ ધર્મને લગતા કોઈ કોઈ ઉલ્લેખ મળે છે અને અમુક મધ્યકાલીન ધર્મસંપ્રદાયોમાં બૌદ્ધ ધર્મનાં તત્ત્વ રહેલાં હોવાનું વરતાય છે.

### જૈનધર્મ

આ કાલ દરમ્યાન જૈન ધર્મ ખાસ કરીને પશ્ચિમ ભારતમાં તથા કર્ણાટકમાં વ્યાપક રહ્યો.

ગુજરાતમાં ચાવડા વંશની જેમ સોલંકી વંશના રાજ્યમાં પણ એને રાજ્યાશ્રય મળ્યો અને કેટલાક પ્રભાવકોની અસરને લઈને એ ગુજરાત-ભરમાં વિપુલ પ્રસાર પામ્યો. ભીમદેવ ૧ લાના દંડનાયક વિમલે સં. ૧૦૮૮ માં આબુ પર આદિનાથનું ભવ્ય દેરાસર બંધાવ્યું. અંબાજી પાસે આવેલ કુંભારિયામાં પાંચ સુંદર દેરાસર બંધાયાં. સિદ્ધરાજના દંડનાયક સજ્જને સં. ૧૧૮૫ માં ગિરનાર પર નેમિનાથનું પાષાણ-મંદિર કરાવ્યું.

આ દરમ્યાન માળવામાં રાજા મુંજ અને ભોજના માનીતા કવિ ધનપાલે પ્રાકૃત શબ્દકોશ, 'તિલકમંજરી' નામે ગદ્યકથા ઇત્યાદિની રચના કરી અને તેના ભાઈ શોભને ચોવીસ તીર્થંકરોની સ્તુતિઓ રચી. શાંતિસૂરિ ધારામાં ભોજરાજાના આદરસત્કાર સાથે 'વાદિવેતાલ' બિરુદ પામ્યા. જિનેશ્વરસૂરિના ખરતર ગચ્છે દુર્લભરાજના સમયમાં ચૈત્યવાસીઓનું વર્ચસ નરમ પાડ્યું. સૂરાચાર્યે ધારાપતિ ભોજને મુગ્ધ કર્યો. અભયદેવસૂરિએ જૈન આગમોનાં નવ અંગો પર સંસ્કૃત વૃત્તિ

લખી. મલધારી અભયદેવસૂરિના ઉપદેશથી સિદ્ધરાજે પોતાના રાજ્યમાં જૈન પર્વ-દિનોએ અમારિ (પશુવધ-મનાઈ) કરાવી. સિદ્ધરાજની સભામાં શ્રીપાલ, વીરાચાર્ય, દેવસૂરિ, હેમચંદ્રસૂરિ ઇત્યાદિ અનેક જૈન વિદ્વાનોનો આદર થતો, તેની રાજસભામાં સં. ૧૧૮૧(ઈ.સ. ૧૧૨૫)માં કર્ણાટકના દિગંબર પક્ષનો પરાજય થયો ને ગુજરાતમાં શ્વેતાંબર સંપ્રદાયનું વર્ચસ સ્થપાયું.

હેમચંદ્રાચાર્ય એ વાદિ-દેવસૂરિના શિષ્ય હતા. સિદ્ધરાજ તેમની વિદ્વત્તાથી પ્રભાવિત થતો. તેણે ભોજ-વ્યાકરણની સ્પર્ધામાં તેમને નવું વ્યાકરણ રચવાની પ્રેરણા આપી અને એ અંગેની તમામ જરૂરી સાધનસામગ્રી મંગાવી આપી. હેમચંદ્રનું 'શબ્દાનુશાસન' આથી 'સિદ્ધ-હૈમ' તરીકે ઓળખાય છે. સિદ્ધરાજે તે ગ્રંથની નકલો કરાવી ઠેકઠેકાણે મોકલી.

સિદ્ધરાજ જયસિંહનો ઉત્તરાધિકારી રાજા કુમારપાલ જૈન ધર્મનો પરમ પ્રોત્સાહક હતો. એણે પોતાના રાજ્યમાં અનેક સ્થળોએ સુંદર જિનાલય બંધાવ્યાં, પોતે પરમ આર્હતની ધર્મભાવના અંગીકાર કરી અને પોતાના રાજ્યમાં અમારિ વગેરે ઘોષણા કરી તેનો પ્રસાર કરાવ્યો. આની પાછળ હેમચંદ્રાચાર્યની ઘણી પ્રેરણા રહેલી હતી. એ આચાર્યે પ્રાકૃત ભાષા તથા જૈન ધર્મ વિશે પણ ઠીકઠીક લખ્યું છે. એમાં 'પ્રાકૃત દ્વયાશ્રય' અથવા 'કુમારપાલચરિત' અને 'ત્રિષષ્ટિશલાકાપુરુષ-ચરિત' ખાસ નોંધપાત્ર છે. એમના શિષ્યોમાં રામચંદ્ર તથા ગુણચંદ્ર વગેરેએ પણ અનેક મહત્ત્વની કૃતિઓ રચી છે. કુમારપાલે રાજ્યમાં અનેક જ્ઞાનભંડાર સ્થાપ્યા. એના મંત્રી ઉદયન તથા તેના પુત્રો પણ જૈનધર્મના પ્રોત્સાહક હતા. ઉદયને શત્રુંજય પર આદિનાથનું પાષાણ-મંદિર બંધાવવા ધારેલું, તે તેના પુત્ર બાહડે (વાગ્ભટે) બંધાવ્યું (સં. ૧૨૧૧). બીજા પુત્ર આંબડે ભરૂચના શકુનિકા-વિહારનો તીર્થોદ્ધાર કર્યો.

હેમચંદ્રાચાર્ય-કુમારપાલના સમયમાં ગુજરાતમાં જૈન ધર્મના અભ્યુદયમાં ભારે જુવાળ આવેલો, તેવો જુવાળ ફરી વસ્તુપાલ-તેજપાલના સમયમાં આવ્યો. એ જૈન અમાત્યોએ શત્રુંજય વગેરે જૈન તીર્થોની અનેક યાત્રાઓ કરી તેમ જ ગુજરાતમાં ઠેકઠેકાણે જિનાલયોનો જીર્ણોદ્ધાર કરાવ્યો તથા નવાં સુંદર જિનાલય બંધાવ્યાં. તેમાં તેજપાલે આબુ પર્વત પર દેલવાડામાં બંધાવેલું નેમિનાથ મંદિર અથવા લૂણ-વસહિ સુપ્રસિદ્ધ છે. વસ્તુપાલે બંધાવેલા સંખ્યાબંધ વસ્તુપાલ-વિહાર અગ્રિમ સ્થાન ધરાવે છે. એમના કુલગુરુ વિજયસેનસૂરિ હતા. વળી વસ્તુપાલે

અમરચંદ્રસૂરિ, ઉદયપ્રભયસૂરિ, નરચંદ્રસૂરિ, નરેન્દ્રપ્રભસૂરિ, બાલચંદ્રસૂરિ, જયસિંહ-સૂરિ ઇત્યાદિ અનેક સૂરિઓની લેખનપ્રવૃત્તિઓને પ્રોત્સાહન આપ્યું. તપાગચ્છ સ્થાપનાર જગચ્ચંદ્રસૂરિને મેવાડથી તેડાવી વસ્તુપાલે એમનું બહુમાન કર્યું અને ગુજરાતમાં તપાગચ્છનો પ્રભાવ પ્રવર્ત્યો.

ત્યારપછી પણ ભદ્રેશ્વર (કચ્છ)ના જગડૂશાહ, માંડવગઢનો મંત્રી પેથડશાહ અને તેનો પુત્ર ઝાંઝણ ઇત્યાદિ અનેક પ્રભાવક થયા, જેમણે જૈન તીર્થયાત્રાના સંઘ કાઢી તથા જિનાલયો બંધાવી જૈન ધર્મની પ્રવૃત્તિને ભારે પ્રોત્સાહન આપ્યું. ગુજરાતની જેમ રાજસ્થાનમાં પણ જૈન ધર્મ વ્યાપક રીતે પ્રચલિત રહ્યો.

દખ્ખણમાં કલ્યાણના ચાલુક્યોએ તથા કર્ણાટકમાં હોયસાળોએ જૈનધર્મને પ્રોત્સાહન આપ્યું. ચાલુક્ય રાજાઓ જૈન સૂરિઓ તથા વિદ્વાનોને આદર આપતા તેમ જ જૈન વસતિઓને ભૂમિદાન દેતા. હોયસાળ રાજાઓ પણ જૈન સૂરિઓનું બહુમાન કરતા અને જૈન મંદિરોને તથા ઉપાશ્રયોને દાન દેતા. રાજા વિષ્ણુવર્ધને વૈષ્ણવ ધર્મ અંગીકાર કર્યો હોવા છતાં જૈન ધર્મને પ્રોત્સાહન આપવાનું ચાલુ રાખેલું. એણે પાટનગર દ્વારસમુદ્રમાંના પાર્શ્વનાથ મંદિરને પોતાના વિજયની યાદગીરીમાં 'વિજય-પાર્શ્વનાથ' નામ આપેલું. એની રાણી શાન્તલદેવી ચુસ્ત જૈન હતી. તેના કેટલાક મંત્રીઓ તથા સેનાપતિઓ પણ જૈન હતા. શ્રવણ બેળ-ગોળાના લેખોમાં એમાંના અનેકના ઉલ્લેખ આવે છે. કર્ણાટકના અનેક સામંત વંશો પણ જૈનધર્મને પ્રોત્સાહન આપતા. પરંતુ ચોળ અને પાંડ્ય રાજ્યના આધિપત્ય દરમ્યાન દક્ષિણ ભારતમાં શૈવ અને વૈષ્ણવ સંપ્રદાયોનું વર્ચસ પ્રવર્ત્યું અને એને લઈને ત્યાં જૈન ધર્મનો હ્રાસ થતો ગયો.

જૈન ધર્મમાં તાંત્રિક મતની અસર પ્રબળ રીતે પ્રસરી નહિ અને જૈન ધર્મે બ્રાહ્મણ ધર્મની કેટલીક અસર ઝીલવા છતાં એને પોતાની રીતે વટાવી પોતાના આચારવિચારને પ્રબળ રીતે જાળવી રાખ્યા. વળી બિહાર-બંગાળમાં મુસ્લિમ આક્રમણોએ બૌદ્ધ વિહારોમાં જે હોનારત વરસાવી, તેના પ્રમાણમાં શ્રીમંત મંદિરો, ઉપાશ્રયો અને જ્ઞાનભંડારો તેનો ઘણો ઓછો ભોગ બન્યા. વળી શ્રીમંત શ્રાવકો જૈન મંદિરોનો સતત જીર્ણોદ્ધાર કરીને તેમ જ જૈન સૂરિઓ પોતાના ધર્મની ભાવના સતત જાગ્રત રાખીને જૈન ધર્મના સંરક્ષણ માટે જાગ્રત તથા પ્રવૃત્ત રહેતા. આથી બૌદ્ધ ધર્મની જેમ જૈન ધર્મનો લોપ ન થયો.

### શૈવધર્મ

ભારતના ઘણા રાજવંશ શૈવધર્મી હતા અને શૈવ ધર્મને પ્રોત્સાહન આપતા. નેપાલના રાજકુલના ઇષ્ટદેવ પશુપતિનાથ હતા. આસામના રાજાઓ શિવ તથા

વિષ્ણુના ઉપાસક હતા. સેન વંશના શરૂઆતના રાજા પરમ માહેશ્વર હતા. કાશી-કનોજના ગાહડવાલ રાજા પરમ માહેશ્વર હતા. ગુજરાતના સોલંકી રાજાઓ તથા માળવાના પરમાર રાજાઓ પણ એ સંપ્રદાયના અનુયાયી હતા. કલચુરિ અને ચંદેલ્લ વંશનો કુલધર્મ પણ એ જ હતો. કલ્યાણના ચાલુક્યો પ્રાયઃ શૈવ હતા. બિજ્જલના સમયમાં વીરશૈવ સંપ્રદાય પ્રવર્ત્યો. પૂર્વના ચાલુક્યો, પૂર્વના ગંગો અને કાકતીયો શૈવ હતા. હોયસાળ રાજાઓ વૈષ્ણવ સંપ્રદાયના હતા, પરંતુ માયસોરમાં શૈવ ધર્મ ઘણો પ્રચલિત રહ્યો. ચોળ અને પાંડ્ય રાજાઓ શૈવ ધર્મના અનુયાયી હતા.

વીરશૈવ કે લિંગાયત સંપ્રદાય ઘણો જૂનો ગણાય છે. પાંચ પૂર્વાચાર્યોએ એના પાંચ મઠ સ્થાપ્યા કહેવાય છે. એ સંપ્રદાયના અભ્યુદયમાં બસવે મહત્ત્વનો ફાળો આપ્યો. એ રાજા બિજ્જલ(ઈ.સ. ૧૧૫૬-૧૧૬૮)નો મહામાત્ય અને સાળો થયો; અને એણે વીરશૈવ સંપ્રદાયનો વ્યાપક પ્રસાર કર્યો. એને રાજા સાથે ઘર્ષણ થયું ને તે છેવટ સુધી ચાલુ રહ્યું. એના પછી એની બીજી બહેનના ભાણેજ ચન્નબસવે સંપ્રદાયના પ્રસારનું કાર્ય ચાલુ રાખ્યું. સંતકવિઓનાં 'વચનો' ભાવિક જનોમાં ભારે લોકપ્રિયતા પામ્યાં. વીરશૈવ સંપ્રદાયના અનુયાયીઓ શુદ્ધ શૈવોની જેમ માત્ર શિવને જ આરાધે છે; અને દેહ પર શિવલિંગ ધારણ કરે છે. આથી વીરશૈવને 'લિંગાયત' પણ કહે છે.

વીરશૈવનો મત શક્તિવિશિષ્ટ–અદ્વૈત તરીકે ઓળખાય છે. પરશિવ એ પરમ-તત્ત્વ છે ને સચ્ચિદાનંદ–સ્વરૂપ છે. એ જગતનું પરમકારણ છે ને છતાં વિકારથી પર છે. તેનામાં અવિભાજ્ય લક્ષણરૂપે રહેલી શક્તિ જગતની મૂલ પ્રકૃતિ છે. જીવ એ શિવનો અંશ છે; ને અવિદ્યાને લઈને પોતાને ભિન્ન માને છે. પરશિવ સાથે ઐક્ય સાધવું એ એનું અંતિમ ધ્યેય રહે છે. પરશિવમાંથી લિંગ (શિવ) અને અંગ (જીવ) ઉદ્ભવે છે ને શક્તિમાંથી કલા તથા ભક્તિ ઉદ્ભવે છે. કલા દ્વારા શિવમાંથી સૃષ્ટિ પ્રસરે છે ને ભક્તિ દ્વારા જીવ પાશમાંથી મુક્ત થાય છે. વીરશૈવ સંપ્રદાયમાં ગુરુ, જંગમ અને લિંગનો મહિમા મનાય છે. જંગમ એટલે સિદ્ધ જીવ. વીરશૈવ સંપ્રદાયના પુરુષો તથા સ્ત્રીઓ દેહ પર ઇષ્ટ લિંગ ધારણ કરે છે ને તેની પૂજા કરે છે; દીક્ષા લઈ શિવ-ગાયત્રી જપે છે ને પંચાક્ષર મંત્રનો જપ કરે છે. લિંગાયત આચાર્યોની સુધારકવૃત્તિ તથા વચનશાસ્ત્રમાંના ભક્તિભાવને લઈને વીરશૈવ સંપ્રદાય કન્નડ દેશમાં સહુથી વધુ લોકપ્રિય બન્યો.

દક્ષિણ ભારતનો બીજો લોકપ્રિય શૈવ સંપ્રદાય તે શૈવ સિદ્ધાંત છે. માણિક્ક-વાચકર, અપ્પર, સંબન્ધર અને સુંદરર એ સમયાચાર્યોએ શિવ-ભક્તિનો પ્રસાર

કરેલો, જ્યારે મેયકણ્ડ, અરુળનંદી, મરઈજ્ઞાન અને ઉમાપતિ એ સન્તાનાચાર્યોએ એ સંપ્રદાયનું દર્શન વિકસાવ્યું. મેયણ્ડનું 'શિવ-જ્ઞાન-બોધમ' (૧૩મી સદી) એ શૈવ સિદ્ધાંત દર્શનનો મૂળ ગ્રંથ છે. અરુળનંદીનો 'શિવ–જ્ઞાન–સિદ્ધિયર' એ ગ્રંથના વિવરણરૂપે મહત્ત્વનું સ્થાન ધરાવે છે. આ દર્શન પોતાને કેવલ 'અદ્વૈત' કહેવરાવે છે, પરંતુ વસ્તુતઃ એ વિશિષ્ટ અદ્વૈતને મળતું આવે છે. એમાં દ્વૈતના ભેદ–અભેદને બદલે દ્વૈતની અનન્યતા માનવામાં આવી છે. શિવ પરમતત્ત્વ અને પશુપતિ છે. એ નિર્ગુણ નહિ પણ ગુણાતીત છે. એ જગતનું નિમિત્તકારણ છે; ઉપાદાનકારણ તો માયા છે. જીવ મલને લઈને પોતાને ભિન્ન માને છે; પરંતુ શિવ અને જીવ આત્મા અને દેહની જેમ અનન્ય છે. ચર્યા, ક્રિયા, યોગ અને જ્ઞાન દ્વારા જીવ મલથી મુક્ત થઈ પતિ(શિવ)–જ્ઞાન રૂપી મોક્ષ અનુભવે છે. મોક્ષ પામ્યા પછીયે જીવ શિવ સાથે સદંતર અભેદ નહિ પરંતુ અવિનાભાવ (એકબીજા વિના હોઈ ન શકે તેવો ભાવ) જેવો અનન્યભાવ અનુભવે છે.

શ્રીકંઠનો શિવાદ્વૈત મત કેટલીક બાબતમાં કાશ્મીરના શૈવમત સાથે અને બીજી કેટલીક બાબતમાં શૈવ સિદ્ધાંતની સાથે મળતો આવે છે. આ મત શિવ–વિશિષ્ટાદ્વૈત કહેવાય છે, પરંતુ વસ્તુતઃ તે શંકરના કેવલાદ્વૈત અને રામાનુજના વિશિષ્ટાદ્વૈતની વચ્ચેના મત જેવો છે. પરશિવ એ જગતનું ઉપાદાન તેમ જ નિમિત કારણ છે. એ વિશ્વાકાર તેમ જ વિશ્વાધિક છે. પરાશક્તિ દ્વારા એ જગતનો આવિર્ભાવ કરે છે. અંતિમ ધ્યેય તે કેવલ અદ્વૈત નહિ, પણ 'દ્વૈતમાં અદ્વૈત' જેવું છે. ધ્યાન દ્વારા જીવ બ્રહ્મ–સાક્ષાત્કાર કરે છે અને પશુત્વમાંથી મુક્ત થઈ શિવત્વ પામે છે ને છતાં સર્જન આદિ કાર્યોની શક્તિ માત્ર શિવમાં જ રહે છે.

આ શૈવ સંપ્રદાયોએ દક્ષિણ ભારતમાં જૈન ધર્મનો પ્રસાર ઘટાડવામાં અગ્રિમ ભાગ ભજવેલો.

### વૈષ્ણવ ધર્મ

આ કાલ દરમ્યાન વૈષ્ણવ ધર્મના સંપ્રદાયોમાં ભક્તિનું તત્ત્વ પ્રબળ બન્યું.

દક્ષિણ ભારતમાં આચાર્ય નાથમુનિએ સ્થાપેલો શ્રીવૈષ્ણવ સંપ્રદાય પ્રચલિત થયો. નાથમુનિના પૌત્ર યામુનાચાર્ય ચોળ રાજસભામાં વાદવિજયી નીવડી ભૂમિદાન દ્વારા સંપત્તિ પામ્યા હતા. તેમણે શ્રીરંગમમાં રહી વિશિષ્ટાદ્વૈત મતનો પ્રસાર કર્યો. એમણે 'સિદ્ધિત્રય', 'આગમપ્રામાણ્ય', 'ગીતાર્થસંગ્રહ' ઇત્યાદિ ગ્રંથ લખ્યા છે.

રામાનુજ શરૂઆતમાં કાંચીપુરમાં રહેતા અને અદ્વૈતવાદી યાદવપ્રકાશના શિષ્ય હતા. પછી એ યામુનાચાર્યના ઉત્તરાધિકારી તરીકે શ્રીરંગમમાં રહ્યા અને

છેવટે હોયસાળ રાજા વિષ્ણુવર્ધનની પાસે રહ્યા (ઈ.સ. ૧૦૯૬). એમણે 'બ્રહ્મસૂત્ર' પર ભાષ્ય લખી માયાવાદનું ખંડન કર્યું અને ચિત્ (જીવ) તથા અચિત્ (જગત)થી વિશિષ્ટ એવા ઈશ્વર કે બ્રહ્મનું અદ્વૈત પ્રતિપાદિત કર્યું. એમાં નારાયણ(વિષ્ણુ)ની ભક્તિ તથા પ્રપત્તિનો મહિમા માનવામાં આવ્યો.

નિમ્બાર્ક આન્ધ્રના વતની હતા, પરંતુ વૃંદાવનમાં રહેતા. તેમણે વિશિષ્ટાદ્વૈતને સ્થાને દ્વૈતાદ્વૈત મત પ્રવર્તાવ્યો. જીવ અને જગત ઈશ્વરથી અલગ અસ્તિત્વ ધરાવતાં નથી એ દૃષ્ટિએ એ અદ્વૈત છે ને છતાં ઈશ્વર એથી વિશેષ હોઈ એ દ્વૈત પણ છે. નિમ્બાર્કે ભક્તિ પ્રકૃષ્ટ રીતે પ્રસારી અને રાધા વગેરે ગોપીઓના વલ્લભ શ્રીકૃષ્ણને ઇષ્ટદેવ માન્યા. આ સંપ્રદાય સનક-સંપ્રદાય કહેવાય છે. એના અનુયાયીઓ કપાલ પર ગોપીચંદનની બે ઊભી રેખા કરે છે.

મધ્વ કે આનંદતીર્થ પણ દક્ષિણ ભારતના હતા ને તેમણે ઉત્તરમાં છેક બદરિકાશ્રમ સુધી યાત્રા કરી હતી, તેમણે અદ્વૈતવાદનું ખંડન કર્યું અને ઈશ્વર તથા જીવ-જગત વચ્ચે ભેદ હોવાનું પ્રતિપાદિત કરી દ્વૈત મતનું સમર્થન કર્યું. તેમણે 'બ્રહ્મસૂત્ર' તથા ઉપનિષદો પર ભાષ્ય લખ્યાં. તેઓ વાસુદેવાદિ ચતુર્વ્યૂહ કે ગોપીવલ્લભ ગોપાલકૃષ્ણને બદલે વિષ્ણુ ભગવાનને ઇષ્ટદેવ ગણતા.

વૈષ્ણવ ધર્મમાં વ્યાપક બનેલું ભક્તિનું તત્ત્વ ઉત્તર ભારત તથા પૂર્વ ભારતમાં પણ પ્રસર્યું. 'ભાગવત પુરાણ' દેશભરમાં લોકપ્રિયતા પામ્યું. બંગાળના સેન રાજા લક્ષ્મણસેનના રાજકવિ જયદેવે (૧૨મી સદી) 'ગીતગોવિંદ'માં રાધા-કૃષ્ણની પ્રણયલીલા ગાઈ ને તે કૃતિ પશ્ચિમ ભારતના ભક્તોમાંય લોકપ્રિય બની.

## હિંદુ ધર્મની વ્યાપકતા અને સંરક્ષિતતા

આમ આ કાલ દરમ્યાન બૌદ્ધ ધર્મ ભારતમાં લુપ્ત થતો ગયો અને જૈન ધર્મનો વ્યાપ મર્યાદિત થયો, જ્યારે શૈવ તથા વૈષ્ણવ ધર્મ તેના જુદા જુદા સંપ્રદાયો દ્વારા દેશભરમાં વધારે વ્યાપક પ્રસાર પામ્યા. પશ્ચિમથી આવેલ વિદેશી મુસ્લિમોએ આ દેશને 'હિંદ' તરીકે અને તેના લોકોને 'હિંદુ' તરીકે ઓળખ્યા. ત્યારે તેમણે ભારતના ધર્મને હિંદુ ધર્મ તરીકે પિછાન્યો. હવે વિદેશીઓની દૃષ્ટિએ હિંદુ ધર્મ અને ઇસ્લામ એવો ભેદ પ્રબળ બન્યો. મુસ્લિમ આક્રમણકારોએ શૈવ, વૈષ્ણવ વગેરે સંપ્રદાયોનાં મંદિરો તથા તેમાંની મૂર્તિઓનો નાશ કરવા માંડ્યો, ત્યારે તે સંપ્રદાયોના અનુયાયીઓમાં હિંદુ ધર્મની વ્યાપક દૃષ્ટિનાં પગરણ થયાં અને આમવર્ગ સુધી હૃદયંગમ બનતા ભક્તિતત્ત્વે હિંદુ ધર્મની સંરક્ષિતતા માટે

લોકોનો વ્યાપક ટેકો મેળવ્યો. મુસ્લિમો હજી હુમલા અને રંજાડ કરનાર લોકો જણાયા અને હિંદુઓ એમના સંપર્કને દોષયુક્ત ગણી ટાળતા રહ્યા.

### ઇસ્લામના ફિરકા

ઇસ્લામના અનુયાયી 'મુલસમાન' કહેવાતા. હજરત મુહમ્મદ પેગંબરની વફાત પછી ક્રમશઃ હજરત અબુબકર, હજરત ઉમર અને હજરત ઉસમાન ખલીફા થયા. કેટલાક મુસલમાનોએ પેગંબર સાહેબના કુટુંબી હજરત અલીને જ પહેલા ખલીફા માન્યા. તેઓ 'શિયા' તરીકે ઓળખાયા, જ્યારે તેઓ જેમનાથી જુદા પડ્યા તેઓ 'સુન્ની' કહેવાતા. સમય જતાં શિયાઓમાં 'ઇસ્માઇલી' અને 'ઇસના આશરી' એવા બે ફાંટા પડ્યા. આગળ જતાં ઇસ્માઇલીઓમાં વળી બે ફાંટા પડ્યા–મુસ્તાલી (વહોરા) અને નિઝારી (ખોજા).

હિંદમાં વસેલા મુસ્લિમોમાં આ કાલ દરમ્યાન સૂફી મતના સંતો પણ દેખા દે છે. એમાં લાહોરના શેખ ઇસ્માઈલ તથા દાતા ગંજબક્ષ અગ્રિમ સ્થાન ધરાવે છે. સૈયદ અહમદ સુલતાન સખી સરવરના અનુયાયીઓ 'સુલતાની' તરીકે ઓળખાય છે અને આખા પંજાબમાં રહેલા છે. ગઝનાથી ઈ.સ. ૧૧૬૧ માં લાહોર આવીને છેવટે અજમેરમાં સ્થિર થયેલા ખ્વાજા મુઇનુદ્દીન એ ભારતના સહુથી મહાન સૂફી સંત છે. એમના અનુયાયીઓ 'ચિસ્તી' તરીકે ઓળખાય છે. બહાઉદ્દીન ઝકરિયાએ મુલતાનમાં સૂફી સંતોની બીજી શાખા સ્થાપી. એમના અનુયાયીઓ 'સહરાવરદી' કહેવાય છે. ગુજરાતમાં મુસ્લિમ સંતોની પ્રવૃત્તિઓ જોસભેર ચાલતી. એમાં પાટણના સૈયદ મુહમ્મદ બરહમન મશહૂર છે. ઇસ્માઈલિયા જેવા સંપ્રદાય પણ અહીં ઠીક વર્ચસ ધરાવતા. દક્ષિણ ભારત, દખ્ખણ તથા પૂર્વ ભારતમાં પણ સૂફી સંતો રહેતા હતા. ઇસ્લામના આ સહુ સંપ્રદાયોમાં ચિસ્તીનો સંપ્રદાય સહુથી વધારે ઉદાર અને સહિષ્ણુ હોઈ, સહુથી વધુ અનુયાયીઓ ધરાવતો.

### સમાજ અને સંસ્કૃતિ

કૃષિ, ઉદ્યોગ અને વાણિજ્યના વિકાસ દ્વારા દેશની આર્થિક સંપત્તિ ચાલુ રહી. ઉદ્યોગમાં કાપડનો ઉદ્યોગ ખાસ નોંધપાત્ર છે. નાગપટ્ટન, ચોળ, અણહિલવાડ, મૂલસ્થાન (મુલતાન), કલિંગ અને વંગ એનાં મુખ્ય મથક હતાં. પૂર્વ તથા પશ્ચિમ સાથેના દરિયાઈ વેપાર માટે મલબારનાં બંદર કેન્દ્રસ્થાન ધરાવતાં. ગુજરાતમાં ભરૂચ અને ખંભાતનાં બંદર પણ દેશવિદેશના વેપારનાં મથક હતાં. હવે દેશાવરના દરિયાઈ વેપારમાં અરબ ખલાસીઓ તથા વેપારીઓ ચીનથી સ્પેન સુધી સફર કરતા.

રાજાઓ, અધિકારીઓ અને શ્રેષ્ઠીઓ અનેક સુંદર મંદિર બંધાવતા. મંદિર–સ્થાપત્યમાં નાગર, વેસર તથા દ્રવિડ શૈલીનાં પ્રાદેશિક સ્વરૂપોનો વિકાસ થયો. આ વિકાસનું નિરૂપણ ગયા પ્રકરણમાં કરેલું છે.

ધર્મશાસ્ત્રમાં બ્રાહ્મણનો દંડ-મુક્તિનો, ખાસ કરીને દેહાંત-દંડ તથા આતતાયિ-વધમાંથી મુક્તિનો, અધિકાર હવે લુપ્ત થતો ગયો. શૂદ્રોમાં સ્પર્શ–દોષની માન્યતા ઉત્તરોત્તર પ્રબળ થતી ગઈ. વર્ણસંકર જાતિઓની સંખ્યા વધતી રહી. આંતર-વર્ણ વિવાહમાં અનુલોમ વિવાહની છૂટ હતી, પરંતુ સહધર્મચારિણી તરીકે સવર્ણ પત્ની આવશ્યક ગણાતી. વિધવા સ્ત્રી ક્વચિત્ પુનર્વિવાહ કરતી. ક્યારેક છૂટાછેડાની પણ છૂટ અપાતી. સ્ત્રીઓના ધાર્મિક તથા સામાજિક અધિકાર ઘટતા ગયા, જ્યારે તેના આર્થિક અધિકાર વધતા ગયા. વિધવા પત્નીને તથા પુત્રીને મિલકતના વારસામાં હક અપાયા. અપુત્ર વિધવાની મિલકત જપ્ત કરી લેવાનો ચાલ વર્જ્ય ગણાયો.

## સહ-અસ્તિત્વ અને સહિષ્ણુતા

ઉત્તર ભારતમાં મુસ્લિમ સત્તા સ્થપાયા બાદ હિંદમાં ઇસ્લામ અંગીકાર કરનાર સ્ત્રીપુરુષોની સંખ્યા વધતી રહી. હિંદુ વર્ણવ્યવસ્થામાં જે જ્ઞાતિઓ અવદશા ભોગવતી તે જ્ઞાતિઓના માણસો ધર્મપલટો કરવાને ખાસ લલચાતા. વળી મુસ્લિમ રાજ્યમાં હિંદુ તરીકે ન મળતા અનેક તરેહના હક મુસ્લિમ થનારને મળે તેવાં પ્રલોભન રહેતાં. છતાં ઇસ્લામ અંગીકાર કરાવવાનું કામ મુખ્યત્વે જોરજુલમથી થતું. ઘણી વાર પરાજિત હિંદુને મોત કે ઇસ્લામ એવા બે વિકલ્પ વચ્ચે પસંદગી કરવાની રહેતી. મુસ્લિમ શાસકોની અસહ્ય રંજાડથી બચવા માટે ઘણી વાર હિંદુઓને ઇસ્લામ અંગીકાર કરવાની ફરજ પડતી. એક બાજુ મુસ્લિમ આક્રમણકારો મૂર્તિપૂજાને ધર્મ–વિરુદ્ધ ગણી 'કાફર'નાં મંદિરો અને મૂર્તિઓનો નાશ કરવામાં ધર્માચરણ માનતા, તો બીજી બાજુ હિંદુઓ મુસ્લિમોને 'મ્લેચ્છ' ગણી તેમનો સંસર્ગ વર્જ્ય ગણતા. બંને ધર્મના અનુયાયીઓની રહેણીકરણી વચ્ચે પૂર્વ અને પશ્ચિમ જેટલો ભારે ભેદ રહેતો. છતાં સમય જતાં આ સંઘર્ષ હળવો થયો.

મુસ્લિમ રાજ્યમાં મુસ્લિમ કવિઓ, વિદ્વાનો, અને સંતોને તેડાવવામાં આવતા. એને લઈને મુસ્લિમ સમાજમાં સુલતાનના દરબારની શાન વધતી. મુસ્લિમ રાજ્યમાં મસ્જિદો તથા રોજા બંધાતાં અને કેટલીક મદરેસા પણ સ્થપાતી.

આગળ જતાં મુસ્લિમ શાસકો અહીંના વતની બનીને રહેતા થયા અને હિંદુ વસ્તી તથા મુસ્લિમ વસ્તી વચ્ચે શાંતિમય સંપર્ક સધાવા લાગ્યા, ત્યારે ભારતના રાજકીય તથા સાંસ્કૃતિક જીવનમાં—ખાસ કરીને ભાષા, વેશ, વહીવટ, ખાનપાન ઇત્યાદિમાં—વિદેશી મુસ્લિમોની કેટલીક અસર ભળી અને એવી રીતે હિંદના મુસ્લિમોની રહેણીકરણીમાં હિંદુ સમાજની કેટલીક અસર પ્રવર્તી. હિંદમાં હવે હિંદુઓ અને મુસ્લિમોનું સહ-અસ્તિત્વ સ્થાપિત થયું અને એમાં કેટલીક વાર કટ્ટર સંઘર્ષને બદલે ઉદાર સહિષ્ણુતાનો અનુભવ થવા લાગ્યો. આ સહ-અસ્તિત્વ અને સહિષ્ણુતા દ્વારા હિંદની સંસ્કૃતિનું જે અવનવું સ્વરૂપ ઘડાયું, તે તેના ઇતિહાસનો મધ્યકાલ આવરી લે છે. પછી યુરોપીય પ્રજાઓ અહીં આવી સત્તા ધરાવતી થઈ ત્યારે વળી પશ્ચિમની સંસ્કૃતિની પ્રબળ અસર ઉમેરાઈ અને ભારતીય સંસ્કૃતિના ઇતિહાસનો અર્વાચીન કાલ શરૂ થયો. ભારતની વર્તમાન સંસ્કૃતિના ઘડતરમાં એના આ ત્રણેય—પ્રાચીન, મધ્ય અને અર્વાચીન—કાલને લગતા ઇતિહાસે ભૂમિકારૂપે મહત્ત્વનો ભાગ ભજવેલો છે. ભારતના ઇતિહાસ તથા સંસ્કૃતિનું વર્તમાન સ્વરૂપ એ ભૂમિકાના પાયા પર ઘડાયું છે.

# મહત્ત્વની સાલવારી

## (ભાગ ૧)

ઈ.પૂ.

૫૪૩ બિંબિસારનું રાજ્યારોહણ; ભગવાન બુદ્ધનું પારનિર્વાણ (સિંહલી અનુશ્રુતિ અનુસાર)

૫૨૮ ગૌતમની બોધિપ્રાપ્તિ અને ધર્મચક્ર-પ્રવર્તન (સંશોધિત મત અનુસાર)

૫૨૭ મહાવીર સ્વામીનું નિર્વાણ (વર્તમાન અનુશ્રુતિ અનુસાર)

૪૯૭ મહાવીર સ્વામીની કેવલજ્ઞાન-પ્રાપ્તિ અને ધર્મદેશનારંભ (સંશોધિત મત અનુસાર)

૪૯૧ અજાતશત્રુનું રાજ્યારોહણ

૪૮૩ ભગવાન બુદ્ધનું પરિનિર્વાણ (સંશોધિત મત અનુસાર)

૪૬૭ મહાવીર સ્વામીનું નિર્વાણ (સંશોધિત મત અનુસાર)

૪૧૧ શિશુનાગનું રાજ્યારોહણ

૩૪૩ નંદ વંશની સ્થાપના

૩૨૬–૨૫ સિકંદરની ચડાઈ

લ. ૩૨૨ ચંદ્રગુપ્ત મૌર્યનું રાજ્યારોહણ

લ. ૩૦૫ સેલુકની ચડાઈ

લ. ૨૯૮ બિંદુસારનું રાજ્યારોહણ

લ. ૨૭૩ અશોક મૌર્યનું રાજ્યારોહણ

લ. ૨૦૦ દિમિત્રનું આક્રમણ

લ. ૧૮૫ મૌર્ય વંશનો અંત; શુંગ વંશનો આરંભ

લ. ૧૧૫ મેનન્દ્રનું રાજ્યારોહણ

લ. ૭૩ શુંગ વંશનો અંત; કણ્વ વંશનો આરંભ

લ. ૫૮ પહ્‌લવ રાજા વનાનનું શાસન

૫૮–૫૭ વિક્રમ સંવતનું આરંભવર્ષ

લ. ૨૮ કાણ્વ વંશનો અંત; સાતવાહન વંશનો આરંભ

